# હું, સરલા અને મિત્રમંડળ

હાસ્યરસથી ભરપુર

બાવીસ વાર્તાઓનો સંગ્રહ,

કર્તાની છબી સાથે


લેખક,

રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,

એલ. ઈ. ઇ.

( મેસ્મેરીઝમના નિબંધ, શેરલોક હોમ્સ, પ્રતિમાની પ્રતિજ્ઞા
વિગેરેના લેખક. )



પ્રકાશક.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

મુંબાઇ.

સંવત ૧૯૭૬. ] [ ઈ. સ. ૧૯૨૦.

મૂલ્ય રૂપીઆ બે.

પ્રથમ આવૃત્તિ.



આ પુસ્તક મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ
હિન્દુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે
છાપ્યું છે અને શા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠીએ
મોરારજી ગોકલદાસ ચાલ નં. ૨–૩૬ સૅન્ડહર્સ્ટ રોડ.
ગિરગામ મુંબઇ નં. ૪ માંથી પ્રસિદ્ધ કર્યું છે.

# અમ્હારા બે બોલ.



ગુજરાતની સમક્ષ આ અમ્હારૂં આઠમું પુસ્તક રજુ કરતાં અમ્હને આનંદ થાય છે. આ પુસ્તકના લેખક ભાઈ હનસુખલાલ મહેતા ગુજરાતી સાહિત્યના વાંચકોથી અજાણ્યા નથી. કેટલાક ન્હાનાં ન્હાનાં પુસ્તકોના લેખક તરીકે એ જાણીતા હોવા ઉપરાંત ટુંકી, માર્મિક અને હાસ્યજનક વાર્તાઓના લેખક તરીકે પણ આ ભાઈ એટલા જ જાણીતા છે. અને આ વાર્તા-સંગ્રહ એમણે જુદા જુદા વખતે ગુજરાતના જુદા જુદા માસિક પત્રોમાં કે એવા સ્થલોએ પ્રગટ કરેલી વાર્તાઓનો એક સંગ્રહ છે.

આ વાર્તાઓ સાહિત્યના એક નમ્ર ઉપાસકની દૃષ્ટિએ અમ્હારૂ માનવું છે કે કેવલ નિર્દોષ હાસ્યરસથી હસતી રમતી અને સુન્દર છે. સ્ત્રીઓ અને બાલકોના હાથમાં સ્હેજ પણ સંકોચ વિના એ મુકી શકાય તેવી જ મનોહર છે અને તેમાં બુદ્ધિના ચમત્કારિક તત્વો પણ એવાં જ દૃશ્ય થાય છે.

અમ્હને આશા છે કે ગુજરાતનો વાંચકવર્ગ આ પુસ્તકનો યોગ્ય રીતે સાદર કરશે અને લેખકના પરિશ્રમને વધાવી લેશે.

શ્રી વિજયાદશમી. }
સંવત ૧૯૭૬. }

પ્રકાશક.

# બે બોલ.



વાર્તાઓમાંથી કેટલીક અંગ્રેજીના અનુવાદ રૂપે છે, કેટલીકનું વસ્તુ માત્ર અંગ્રેજીમાંથી લીધું છે, કેટલીક અંગ્રેજીની છાયા રૂપે છે અને કેટલીક સ્વતંત્ર રીતે લખાયલી છે. આ વાર્તાઓ અમુક સંજોગોમાં જુદે જુદે વખતે લખાતી આવતી હતી અને હમણાં જે સ્થિતિમાં પ્રસિદ્ધ થાય છે ત્હેના કરતાં વધુ પૂર્ણ દશામાં પ્રસિદ્ધ કરવાનો વિચાર હતો પણ એટલામાં

તુટ્યો મ્હારો તંબુરાનો તાર રે,
ભજન અધુરૂં રહ્યું રે.

એટલે જેવી સ્થિતિમાં માસિકોમાં પ્રકટ થઇ તેવીજ અહિં રજુ કરૂં છું. વાંચનારને આ વાર્તાઓ વાંચીને કાંઇક પણ આનન્દ મળશે અને તે દ્વારા આ દુઃખી જગતનું દુઃખ અલ્પ સમય પણ ભૂલી શકાશે તો હું મ્હારી મહેનતનો બદલો વળી ગયો સ્હમજીશ.

લી૦

સાન્તાક્રુઝ,
૨૭ હસનાબાદ લેન;
તા. ૧લી ઑક્ટોબર ૧૯૨૦.

ધનસુખલાલ કૃષ્ણલાલ
મહેતા.

આ પુસ્તક મળવાનું ઠેકાણું—

૧. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી ગોકુળદાસ ચાલ નં. ૨–૩૬,
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ.

૨. મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.

તથા, જાણીતા સર્વે બુકસેલર્સ.

## સ્વ. રા. ગોવર્ધનરામ મા. ત્રિપાઠીકૃત પુસ્તકો.

| | | | રૂ. આ. |
|---|---|---|---|
| સરસ્વતીચંદ્ર | ભાગ ૧ લો: | સાતમી આવૃત્તિ: | ૩—૮ |
| ,, | ભાગ ૨ જો: | પાંચમી આવૃત્તિ: | ૨—૮ |
| ,, | ભાગ ૩ જો: | ચોથી આવૃત્તિ: | ૨—૦ |
| ,, | ભાગ ૪ થો: | ચોથી આવૃત્તિ: | ૫—૮ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય: ) | | ત્રીજી આવૃત્તિ: | ૧—૦ |
| શ્રી ઈશાવાસ્ય તથા કેન ઉપનિષદ્. ભાષાંતર કરનાર: સ્વ. શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ | | | ૦—૪ |
| યુરોપ, એશીઆ વિગેરે ખંડોમાંની મહાપ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાન્તો ... ... ... ... | | | (મળતી નથી) |
| લીલાવતી જીવનકલા ... ... ... | | | ૦—૧૨ |
| દયારામનો અક્ષરદેહ ... ... ... | | | ૧—૮ |
| સાક્ષરજીવન ( કર્તાની ત્રણ રંગની છબી સાથે ) | | | ૨—૦ |
| The Classical Poets of Gujarat. | | | 0—6 |
| Marriage forms under Ancient Hindu Law ... ... ... | | | 0—12 |

મળવાનું ઠેકાણું:

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી ગોકલદાસ ચાલ નં. ૨-૩૧
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ.
અને જાણીતા સર્વે બુકસેલર્સ.

**૫. કમલાના પત્રો:**

રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત. ... રૂ ૨—૦

**૬. ઉષાકાન્ત:** બીજી આવૃત્તિ: કર્તાની છબી તથા બીજાં આઠ સુન્દર ચિત્રો સાથે: સ્વ. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિઆ બી. એ. કૃત. ... .. ... રૂ. ૨—૦

**૭. અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન: " આર્ય "** પત્રમાં પ્રકટ થયેલા પંદર નિબંધોના અનુવાદ: શ્રી અરવિંદ ઘોષની છબીઓ સાથે: રા. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત. ... રૂ. ૨—૮

**૮. હું, સરલા અને મિત્રમંડળ:** કર્તાની છબી સાથે: હાસ્યરસથી ભરપુર બાવીસ વાર્તાઓ: રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા કૃત... રૂ. ૨—૦

**આ સૌ પુસ્તકો સમાલોચકના છ રૂપીઆના ગ્રાહકોને દસ ટકાના વળતરથી આપવામાં આવશે.**

**રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકલદાસ ચાલ નં. ૨/૩૬ સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ નં. ૪.**

# અર્પણ:—

સ્વર્ગસ્થ સરલાને—

Thy voice is on the rolling air;
I hear thee where the waters run;
Thou standest in the rising sun,
And in the setting thou art fair.

What art thou then? I cannot guess;
But thou I seem in star and flower;
To feel thee some diffusive power;
I do not therefore love thee less.

My love involves the love before;
My love is vaster passion now;
Tho' mix'd with God and Nature thou;
I seem to love thee more and more.

Far off thou art, but ever nigh;
I have thee still, and I rejoice;
I prosper, circled with thy voice;
shall not lose thee tho' I die. *

લી૦

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

---

* 'IN MEMORIAM' by Lord Tennyson.

# અનુક્રમણિકા.

# હું, સરલા, અને મિત્રમંડળ.

## વાર્તા પહેલી.

### હું અને સરલા.

મ્હારા અને સરલાના જીવનમાં પ્રથમથી જ કાંઇ એવા બનાવો બનતા આવ્યા છે કે જેથી ત્રાહિત મનુષ્યોને હાસ્યરસની ઊર્મિ ઉછળી આવે અને હુમને એથી કાંઇક જૂદી જ જાતની લાગણી થાય.

હું યુવાન હતો, કૉલેજમાંથી પરવારીને તરતનો નોકરીમાં રહ્યો હતો; સરલા સાધારણ અભ્યાસ પૂરો કરીને ભરવા ગુંથવાના કલાસમાં જતી હતી. હું એને ઓળખતો હતો. તે મ્હને ઓળખતી હતી. હુમે ઉભય લગ્નથી જોડાવાને રાજી હતાં, ઉત્સુક હતાં. સરલાના પિતાની ઇચ્છા કાંઇક વિરૂદ્ધ હતી.

એક દિવસ નાતાલની રજા અગાઉ બેએક દિવસ પહેલાં મ્હારા ઉપર સ્નેહવદનની પત્નીનો પત્ર આવ્યો; અન્દર લખ્યું હતું:—"ત્હમે આ નાતાલની ત્રણેક દિવસની રજા ગાળવા જરૂર મલાડ આવો. સરલાને પણ મ્હેં બોલાવેલી છે એટલે ત્હમને ઉભયને આનન્દ થશે." પછી બીજી કેટલીક પ્રાસંગિક બાબતો લખીને

છેલ્લાં લખ્યું હતું કે, " ત્હમે એમનો સ્વભાવ તો જાણો છો, પણ હું બનતા સૂધી તો એમને ત્હમારી આડે નહિં આવવા દઉં."

આ પત્ર વાંચીને હું હર્ષથી પ્રફુલ્લ થઇ ગયો અને સ્નેહવદનની પત્ની શોભનાને મનમાં અનેક આશીષ આપવા લાગ્યો. સ્નેહવદન વિષેનું ત્હેનું લખાણ જરા મ્હારા મનમાં ખુંચ્યું પણ પાછળથી " એ બિચારો શું કરવાનો છે?" એમ ધારીને મન વાળ્યું. બિચારા સ્નેહવદનનો સ્વભાવ કાંઇક વિચિત્ર હતો. સર્વ મનુષ્યો ઉપર તે ઉપકાર કરવા જતો પણ કોણ જાણે શાથી ઉપકારને બદલે કાંઇક ઉંધું જ વેતરાતું. સ્નેહવદન પોતાની ભલાઇથી ગમે તે કરવા ધારે પણ નસીબ ત્હેની પાસે એવાં કાર્યો કરાવતું કે પરિણામે ત્હેને બિચારાને જશમાં જૂતિયાં જ પડે! વળી મ્હને બિચારી, ભલી શોભનાનો વિચાર આવ્યો: "અહો! કેવી માયાળુ! હમારે માટે એણે કેટલી મહેનત કરી છે!"

જવાનો દિવસ જેમ તેમ કરતાં આવ્યો. હું હાથમાં ન્હાની બૅગ લઇને ગ્રાન્ટરોડ ઉપર ૩-૧૫ ની ટ્રેન પકડવા ઉપડી ગયો. ત્યાં જઇને જોઉં છું તો સરલા પણ ન્હાની બૅગ લઇને સ્ટેશન ઉપર ફરતી હતી. મ્હેં ત્હેને સાહેબજી કરીને પૂછી જોયું તો જણાયું કે શોભનાએ ત્હેના ઉપર પણ આમંત્રણ

મોકલ્યું હતું અને ત્હેમાં પણ આ જ ટ્રેન અનુકૂલ આવશે એમ જણાવ્યું હતું. બન્ને જણ એક જ સ્થલે જવાનાં હતાં એટલે સ્વાભાવિક રીતે હમે વાતે વ્હળ્યાં. મ્હારા મનમાં એમ થયા કરતું હતું કે આજે સેકન્ડ ક્લાસમાં પેસેન્જરોની ભીડ નહિં હોય તો સારૂં!

ટ્રેન આવી પહોંચી. પેસેન્જરો બહુ ન હતા; સેકન્ડ ક્લાસના ડબા ખાલી હતા. એક ખાલી ડબામાં મ્હેં સરલાને બેસાડી, બન્ને બૅગ અન્દર મૂકી અને વ્હીસલ થઇ એટલે મ્હેં પણ ઉપર ચ્હડીને બારણું બંધ કર્યું. એટલામાં સ્નેહવદન ચાલતી ટ્રેને હાંફળા ફાંફળા દોડતા આવીને હમારા ડબામાં ચ્હડી બેઠા. ચાલતી ટ્રેને ચ્હડવાથી અને તે પકડવાના પ્રયાસમાં આઘેથી દોટ મૂકવાથી ત્હેમનો શ્વાસ ભરાઇ આવ્યો હતો તે શમી ગયા પછી મ્હોં રૂમાલથી લુછતાં સ્નેહવદને હમારા બન્નેની સાથે ઘણા સ્નેહથી શેકહૅન્ડ કરી અને કહ્યું: "હું જાણતો હતો કે ત્હમે આ ટ્રેનમાં આવવાનાં છો તેથી ખાસ કરીને મ્હેં આ ટ્રેન પકડવાનો પ્રયત્ન કર્યો. હું ચૂકી જ જાત પણ છેક ઑફીસથી સ્ટેશન સુધી દોડતો આવ્યો ત્યારે જ આ ટ્રેન પકડાઇ. નહિં તો ત્હમે તો રવડી જાત! ત્હમને વાત કરાવનાર બીજું કોણ? ત્હમે બન્ને એકેકની સ્હામાં મલાડ સુધી ઘુવડની માફક જોયાં કરત. ચાલો All's well that ends well. સૌ સારૂં—હા-હા

હા–હા. જે થયું તે ઠીક જ થયું. કેમ સરલાબ્હેન, મઝામાં છો કની? કેમ ન્હાનાભાઇ, ત્હમે? ઑલ રાઇટ? હો–હો–હો–હો." આમ કરીને પુનઃ ત્હેમણે એક પ્રચંડ હાસ્ય કર્યું.

હું તો ત્હેમના આગમનથી શાંત જ થઇ ગયો હતો. મ્હારા હૃદયમાં નિરાશા પ્રસરી રહી. સરલા મ્હારા મુખ ઉપરની નિરાશા જોઇને કંઇક સ્મિત કરતી સ્નેહવદનની સાથે વાતે વળગી. પરંતુ મ્હને લાગ્યું કે એ સ્મિત ફક્ત બ્હારનું જ હતું. નિરાશામાં મ્હારી ધારણા મ્હને કાંઇક શાંતિ અર્પતી હતી: કાળાં વાદળામાં માત્ર એટલો જ રૂપેરી દોરો હતો.

" અચાનક શોભનાને આ વિચાર આવ્યો અને મ્હને તે તરત જ ગમી ગયો. મ્હેં તો તરત જ કહ્યું કે હવે રાહ કોની જોવી છે? બોલાવો એમને! અને મ્હારે ત્યાં જે કોઇ આવે ત્હેને એક દિવસ તો શું પણ એક કલાક પણ આનંદ વગરનો ન વિતાડવો પડે એ વાત તો ત્હમે ક્યાં નથી જાણતા? હું કાંઇનું કાંઇ શોધી જ કહાડું! આ પ્રમાણે હમને આનંદ આપવાનો વૃથા પ્રયત્ન કરતા સ્નેહવદન બોલ્યા જતા હતા. હું તો એટલો બધો ખિન્ન થઇ ગયો હતો કે બારીમાંથી ડોકું બ્હાર કહાડીને મ્હારૂં ચિત્ત અન્ય દિશામાં વાંળવાનો શ્રમ પણ લઇ શકયો નહિ. શૂન્ય હૃદયે હું સ્નેહવદન સ્હામાં જોઇ રહ્યો અને તેની

વાતચિત સાંભળી રહ્યો. સરલા પણ નીચું જોઇને બેશી રહી પણ સ્નેહવદનની વાત ખુટી નહિ. ઘડીકમાં મ્હોટેથી હશી પડે, ઘડીકમાં હાથના ચાળા કરે અને એક વાત પૂરી થાય કે તરત જ બીજી વાત એ ઉપાડે. આ રીતે મલાડ આવ્યું.

સ્ટેશને સ્નેહવદન ટાંગાની શોધ કરતા હતા એટલામાં મ્હેં એક યુકિત શોધી કહાડી. મ્હેં કહ્યું: "સરલા, ત્હમે સામાન લઇને બેશી જાઓ ટાંગામાં—હું તો ચાલતો આવીશ."

"ના ના, હું પણ ચાલતી આવીશ," ઉપડતી ટ્રેન ભણી જોઇને સરલા ધીમેથી બોલી.

"ઓહો! સોના કરતાં પીળું શું? ચાલો આપણે ત્રણે જણ ચાલી જ નાંખીશું; બંગલો આઘો પણ ક્યાં છે?" સ્નેહવદન આવી બોલ્યા.

થયું. બીજો ઈલાજ રહ્યો નહોતો; ટાંગામાં સામાન ગયો અને એક બાજૂ હું, અને બીજી બાજૂ સરલા અને વચમાં પૂર બ્હારમાં વાત કરતા જતા સ્નેહવદન એ પ્રમાણે હમે બંગલે જઇ પહોંચ્યાં. રસ્તામાં જુદાં જુદાં ઘર, ત્હેના ઘરધણીઓ, રસ્તામાં મળતાં માણસો, ત્હેમના ધંધા વિગેરે વિષયો સમ્બન્ધી મ્હને અને સરલાને અનિચ્છાએ પણ ઘણી માહિતી મળી.

હમે બંગલે પહોંચ્યાં પછી સ્નેહવદન લુગડાં ઉતારતા હતા એટલે શોભના બોલી, "અરે શું? એ

ત્હમારી ટ્રેનમાં જ આવ્યા? બળ્યો એમનો સ્વભાવ એવો જ છે!" ઉત્તરમાં હું કાંઇ બોલું અને સરલા પ્રત્યેની મ્હારી ઊર્મિઓનો અણસારો પણ કરૂં એટલામાં તો લુગડાં ઉતારીને સ્નેહવદન આવી પહોંચ્યા. "ચાલો હવે આપણે ત્હમારી તહેનાતમાં તૈયાર! ત્હમે ઝટ કપડાં ઉતારી લ્યો. શોભના! ત્હમે એકદમ ન્હા અને ખાવાની તૈયારી કરો." મ્હેં ન્હીડમાં દાંત કચર્યા પણ લાચાર.

હમે ન્હા અને ખાવાનું લીધાં. સ્નેહવદન વાત કર્યા જ જતા હતા. એટલામાં શોભનાએ એક માર્ગ શોધ્યો; ત્હેણે કહ્યું, "જાઓ સરલા, ત્હમે અને ન્હાના ભાઇ ટેનીસ તો રમો!"

"હા—આ, ત્હારે અત્યારે બીજું કરવાના પણ શું?" સરલા કાંઇક શરમાતી બોલી,

"ફર્સ્ટ કલાસ, શોભના ફર્સ્ટ કલાસ, ચાલો–વેકો–આપણે બધાં જ ટેનીસ રમવા ઉતરી પડીએ." સ્નેહવદને કહ્યું.

સ્નેહવદન ટેબલ ઉપર આનન્દથી હાથ અફાળતા બોલી ઉઠયા. "ના, તે નહિ ચાલે." શોભના રમવાની ના પાડતી હતી ત્હેને સ્નેહવદને કહ્યું "ઘેર પરોણા બોલાવવા અને મ્હારે આમ નથી કરવું ને તેમ નથી કરવું તે કામનું શું? ત્યારે શું એ બે જણ એકલાં રમે? એમાં શી મઝા પડે? ઉઠો ન્હાનાભાઇ! ત્હમે

ને શોભના એક તરફ ને હું અને સરલા બીજી તરફ. જુઓ તો ખરા કેવી ગમ્મત પડે છે તે ! ”

“ પણ એમાં પાર્ટી ક્યહાં બરાબર પડે છે ! ” હું બોલ્યો.

“ અરે પાર્ટી ને બાર્ટી ? ” સ્નેહવદને તરત ઉત્તર વાળ્યો, “ ત્હમે પણ મારા ભાઇ ! અહીં કાંઇ કૉલેજનું ટુરનામેંટ છે ! અહિં તો જરા મઝાને વાસ્તે રમવાનું છે ! શોભના એમ બ્હાનાં નહિ ચાલે. ”

હમે ઉઠયાં. સ્નેહવદન અને સરલા, હું અને શોભના એમ રમ્યાં, પણ મ્હને ત્હેમાં બિલ્કુલ રસ પડયો નહિં. સરલા અને શોભનાને પણ ગમ્મત પડી હોય તેમ જણાયું નહિં. ફકત સ્નેહવદનને બહુ જ રસ પડયો.

છેક દીવા થયા ત્યાં સુધી આ પ્રમાણે રમત ચાલૂ રહી, અને પછી વાજીનો પ્રોગ્રામ[1] શરૂ થયો, તે પુરો થયો, પાનબાન ખવાયાં એટલે સ્નેહવદન પોતાના ઓરડામાં સિગાર લેવા ગયા એટલામાં શોભનાએ કહ્યું, “ આહા શું મજેનું મુનલાઇટછે ! ત્હમે એમ કરો, ન્હાનાભાઇ, ત્હમે અને સરલા આમતેમ ફરવા માંડો એટલે હું એમની સાથે આવું છું.

હું અને સરલા ઓટલાનાં પગથીયાં ઉતરીને ટેનીસ કોર્ટ ભણી ચાલ્યાં. મ્હને એમ લાગ્યું કે આખરે

---

૧ પ્રોગ્રામ—અંગ્રેજી શબ્દ: કાર્ય ક્રમ, ગોઠવણ.

મ્હારે સુભાગ્યે આ તક મળી છે. રાત્રિમાં ચળકતી ચન્દ્રિકા વૃક્ષને પાંદડે પાંદડે પથરાયલા આગીયા કીડા, અમૃત વરસાવતી ગાઢ શાન્તિ! આહ! આવાં કોડભર્યો કુંજન કુદરતના, ત્હેમાં પનોતા પ્રેમને ઉદ્ભવતાં શી વાર! પરંતુ મ્હારા આવા વિચાર દીર્ઘકાલ પર્યન્ત ટકયા નહિ; દસ સેકન્ડમાં સ્નેહવદને દોડતા આવીને મારો હાથ પકડયો. "અરે ત્હમે બન્ને ભલાં માણસ જણાઓ છો! નાહક હમને બદનામ કરવાનો વિચાર છે! અજાણ્યાં છો એટલે ખાડાખડીયા આવ્યા કે ટાંટીયો ભાગ્યો; એ તો ઠીક થયું કે તરત જ હું ઓટલા ઉપર પાછો આવ્યો. શોભનાને એટલી અક્કલ નહિં કે ત્હમને એને એકલાં ન જવા દઇએ!—અને તે પણ રાતે મુનલાઇટ હોય તો પણ શું ખાડા જણાય ખરા કે? હં, ઘેર પરોણાને બોલાવી ત્હેમની કેમ બરદાસ્ત કરવી એ જાણવાના તો સમ જ ખાધેલા."

હમને ઉભયને સ્નેહવદને ચન્દ્ર, પાસેના ડુંગરાઓનો દેખાવ, આગીયા કીડા, મલાડની હવા, પાણી, માળીની આપદા, જાજરૂઓની સાફસુફ વગેરે વિષયો ઉપર લંબાણથી સમજાવ્યું. આ પ્રમાણે લગભગ કલાકેક ફરીને હમે ઘેર આવ્યાં ત્ય્હાં મ્હારે જ્ય્હાં સુવાનું હતું ત્ય્હાં આગળ આવીને સ્નેહવદન મને મુકી ગયા અને હું ખાટલામાં સુતો ત્યારે જ પોતે

"ગુડનાઇટ ઍન્ડ હૅપી ડ્રીમસ. ગુડનાઇટ," કરતા હસતા હસતા સુવા ઉપડી ગયા.

થોડીવાર પછી શોભના બંગલાના બારણા દેતી દેતી મ્હારા ઓરડા તરફ આવી અને અંદર ડોકીયું કરીને કહેવા લાગી; "માફ કરજો ન્હાનાભાઇ, ત્હમને નાહક હેરાનગતિમાં નાખ્યા. અહિં બોલાવીને એમણે આજ તો હદ કરી! હવે એમને ચેતાવવા પણ શી રીતે? જો કાંઇ કહેવા જાઉં તો એ તો તરત વખતે સરલાને બનાવવા માંડે. પછી ત્હમે સરલાનો સ્વભાવ તો જાણો છે જ ને! એને તો વખતે અપમાન લાગી જાય તે ઓડનું ચોડ વેતરઇ જાય. હવે જોઇયે, હજી તો કાલ સાંઝ સુધી છોને!"

હું દીર્ઘ નિઃશ્વાસ મુકીને સુઇ ગયો, અને સ્હવારના છએક વાગે ઉઠયો. દાતણપાણી કરીને ઓરડાની બહાર નીકળ્યો. સ્નેહવદન મ્હને સ્હામા જ મળ્યા. મ્હેં આમતેમ દૃષ્ટિ કરી પણ સરલા કે શોભના દેખાયાં નહિં.

"કેમ કોને શોધો છો? તમે મને તે શું સ્હમજે છો?" સ્નેહવદને મ્હારી દૃષ્ટિની દિશા ઉપરથી કારણ જાણી લઇ ને કહ્યું "મેં હમણાં જ શોભનાને અને સરલાને ફરવા મોકલાવી દીધાં છે: જરા સ્હવારની લહેઝત તો ચાખે! શોભના તો ના કહેતી હતી અને કહે કે ન્હાનાભાઇને ઉઠવા દો, પછી જઇશું. અંહ! બધામાં ફલાણાની રાહ જૂઓ ને, ઢીંકણાની રાહ

જુઓ ? એ તો અહિં ન્હેલો તે પ્હેલો—અને આપણે રોજ ફરવાનું છેસ્તો; કેમ ખરૂંને ? ”

હું શો જવાબ આપું ? મુંગો જ રહ્યો. સાતેક વાગે બન્ને ફરીને આવ્યાં. ત્હેમના બેમાંથી કોઇના મ્હોં ઉપર ખાસ આનંદ જણાતો ન હતો. પછી હમે ચ્હા પીધી અને ત્હારે મ્હારા મનમાં એમ થયું કે, “ હવે જરા વરન્ડા ઉપર બેસશું—વાડામાં બોરડી છે, ત્હેનાં બોર તોડશું, બદામડી ઉપરથી લીલી બદામ તોડશું—હું ઝાડ પર ચ્હડીશ—સરલા નીચે ખોળો ધરીને ઉભી રહેશે—સ્નેહભર્યાં હૈયાંનાં દ્વાર સ્વર્ગ દેખાડશે—પ્રેમ ઝરાવશે. પછી મ્હારે બીજું શું જોઇએ ! ”

પરન્તુ પ્રેમી હૃદયના આ વિચારોમાં સ્નેહવદનને સ્થાન નહોતું મળ્યું. ત્હેની શકિતને ગણતરીમાં ન હોતી લીધી. ચ્હા પીવાઇ રહી અને પળવાર શાંતિ પ્રસરી રહી. શોભના મ્હારા સ્હામું જોઇ રહી. મ્હેં ધીમેથી કહ્યું, ‘ સરલા, શોભનાબ્હેન, ત્હમને વાડામાંના હિંચકા ઉપર બેસીને હિંચકા ખાવાનો શોખ છે કે ? ચાલો, ખવડાવું. ”

હજી પૂરા શબ્દો મ્હારા મ્હોંમાંથી નીકળ્યા પણ ન હોતા એટલામાં તો શોભના અને સરલા ઉઠયાં—શોભનાએ આંખ્યના ઇશારાથી મ્હારી યોજનાને પસન્દ કરી એટલામાં સ્નેહવદન બોલી ઉઠયા, “ અરે ! ન્હાનાભાઇ ! અત્યારે વાડામાં હિંચકા ! જાઓ મ્હારા સાહેબ; પછી

મુંબઇ જઇને એમ કહેવું હશે કે "ભાઇ, મલાડ ગયા'તા તે હિંચકા ખાઇ પાછા આવ્યા? મ્હેં અત્યારનો પ્રોગ્રામ તો ક્ય્હારનોય ઘડી રાખ્યો છે. જાઓ શોભના, સરલાબ્હેન, ત્હમારે થોડા હિંચકા ખાવા હોય તો ખાઓ, રામાને કહેશો તો ત્હમને પેટ ભરીને હિંચકા ખવડાવશે—હમારો રામો એ કામમાં ઉસ્તાદ, હાં કે ન્હાનાભાઈ; અને પછી આજે મઠો, પૂરી અને ઢોકળાંનું જમણ છે ત્હેની તૈયારી કરો. ઢોકળાં બનાવવાં આવડે છે કે સરલાબ્હેન! હા, હા, હા, હા; નથી આવડતાં?? ત્ય્હારે શીખો શીખો—નહિં તો સાસરામાં કેમ સમાશો! હેં, હેં, હેં, હેં, !!!"

સ્નેહવદનનું અટ્ટહાસ્ય ચાલુ જ રહ્યું. શોભનાની ભ્રમર ક્રોધથી ક્ષણભર ચ્હડી પણ સ્નેહાળ પત્નીએ ભોળા પણ વિચિત્ર પતિ પ્રત્યેનો રોષ તરત જ સમાવ્યો અને રસોડા ભણીનો માર્ગ લીધો. સરલા, નિરાશ વદને ફીક્કું સ્મિત કરતી શોભનાની પાછળ પાછળ ગઈ. હજી સ્નેહવદનનું અટ્ટહાસ્ય ચાલ્યાં જ કરતું હતું. "હવે ક્ય્હાં સુધી ત્હમે હસશો?" મ્હેં ત્હેમના અટ્ટહાસ્યથી કંટાળીને કહ્યું.

"કેમ ઠીક બજાવીને! ઓહોહોહોહો! કેવો હ્યુમર[1] કર્યો છે? સરલાબ્હેનને પણ આપણે તો ઉંચકી નાંખીએ. અત્યારે કનૈયાલાલ હોત તો જરૂર આ હ્યુમરની કદર કરત—એ તમ્હારાથી થાય જ નહિં. હા. હા, હા, હા!"

---

૧ હ્યુમર—અંગ્રેજી શબ્દ છે: મશ્કરી.

સ્નેહવદન હસતા હસતા માંડમાંડ બોલ્યા. " પણ હા. હું આપણા પ્રોગ્રામ વિષે કહેવાનું તો ભૂલી જ ગયો. એ તો એમ કે આજે મ્હારા એક મિત્ર છે ત્હેને ત્યહાં જરા પાર્ટી જેવું છે-કાંઇ ખાસ નહિં-સ્હેજ હારમોનિયમ, ગ્રામોફોન એવુંસ્તો. ચાલો બ્હેલા થાઓ-નહિં તો વળી એ લોકો બૂમ પાડશે. "

બસ—ખલાસ ! મ્હારૂં સ્વપ્ન સ્વપ્નસમ અદૃશ્ય થઇ ગયું. હું ક્રોધથી હોઠ પીસતો સ્નેહવદનની સાથે પેલા મિત્રની પાર્ટીમાં ગયો અને ત્યહાંથી છેક જમતી વખતે પાછો આવ્યો. જમતી વખતે સ્નેહવદન પોતાના બે ચાર મિત્રોને સાથે ઘસડી લાવ્યા હતા એટલે સ્ત્રીઓને જૂદા ખંડમાં બેશીને જમવું પડયું. જમી ઉઠયા એટલે બે વાગ્યા. સાંઝે છ વાગ્યાની ટ્રેનમાં પાછા જવાનું હતું. ચાર કલાકમાં મલાડ ટ્રીપ[1] પૂરી થઇ જવાની હતી અમને મનની મનમાં રહી જવાની હતી. મિત્રોને આગ્રહ કરી કરીને બેસાડીને સ્નેહવદને છેક ચાર વાગ્યે જવા દીધા.

પછી હું મ્હારા કપડાં પહેરીને, નયનોમાંથી જ્વાલામુખી વર્ષાવતો શોભનાને ' સાહેબજી' કરીને ઓટલા ઉપરથી નીચે ઉતર્યો. સરલાએ પણ ત્હેની સાથે શેકહેન્ડ કરી. શોભનાની આંખ્યમાં શરમને માર્યે ઝળઝળીયાં આવી ગયાં. મ્હને ખાસ સ્નેહભાવથી, સરલા સાથે વધુ પરિચય થાય એ ઉદ્દેશથી બોલાવેલો અને પરિણામે કલાક

---

૧. ટ્રીપ—અંગ્રેજી શબ્દ: ટુંકી મુસાફરી.

પણ વાત કરવાની તક મળી નહિં એથી એના મનમાં બહુ લાગી આવ્યું હતું. પણ તે બિચારી કરે પણ શું! તેમ હજી પણ સ્નેહવદન હમારો પીછો છોડે એમ ક્યહાં હતું! મ્હને એમ થયું કે 'ચાલો હવે એકલાં પડશું. સાંઝનો સમય, નવાં નવાં વૃક્ષને કાંઇ પ્રેમસન્દેશો કહેતી હોય તેમ અન્ધારામાં આગળ વધતી ટ્રેન, દ્રીપ ઉપરથી પાછાં ફરતી વખતે સ્વાભાવિક રીતે હૈયામાં થતી દિલગીરી; સ્વગૃહે જતું સ્નેહ પૂકારતું, તલસતું હૈયું! આ પ્રમાણેની સ્થિતિ ફક્ત અર્ધ કલાકમાં પણ શું ન કરે?'

આવા વિચારથી હું હઝારો નિરાશામાં પણ છૂપાયેલી આશાને ઓથે, ઉલ્હાસભર્યે હૃદયે કમ્પાઉંડની બહાર નીકળવા જતો હતો એટલામાં ઉપલા માળની બારીએથી "ધીમે-ધીઇઇમે! કેમ બહુ ઉતાવળા? ત્હમને એકલાં જવા દેવાં છે એમ કેમ ધારો છો?" આ પ્રમાણે વાક્ય ઉચ્ચારતો સ્નેહવદનનો ઘાંટો સંભળાયો! આશાની ઓથ અદ્દશ્ય થઇ ગઇ. શોભનાએ ઘણું પણ કહ્યું કે, 'અત્યારે રાત પડી ક્યહાં જાઓ છો?' પણ સાંભળે છે કોણ?

"આવી રીતે એકલાં પરોણાને જવા દઇએ તો ફરીથી આપણે ત્યહાં કોણ ઠાકો આવે? અંહં અત્યારે બિચારાં એકલાં કરે શું? કોપરાં ભખે?" સ્નેહવદને આ પ્રમાણે શોભાનાના વાંધાને તોડી પાડયા. હમે ત્રણ જણ સ્ટેશને ગયાં, ટ્રેનમાં બેઠાં, અને ગ્રાન્ટરોડ ઉતર્યાં.

હવે મ્હારાથી રહેવાયું નહિં. હું મરણીયો થયો અને મ્હેં કેચરીયાં કર્યાં. દરવાજો વટાવ્યો કે તરત જ પાસે ઉભેલી વિકટોરીઆમાં મ્હેં સરલાને બેસાડી દીધી અને 'જલદી ચલાઓ," એમ વિકટોરીઆવાળાને કહેતો કે હું લગભગ ચાલતી વિકટોરીઆએ ચ્હડી બેઠો. પાછળ સ્નેહવદન "અરે એઇઇઇ-વિકટોરીઆવાળા બેઉકુક હય! ખડી રખો-હમ આનેકા હય!" બોલતા લાંબી છલંગ મારતા પાછળ આવ્યા પણ મ્હેં ગણકાર્યું નહિં. "તુમ તુમારે ચલાઓ," એમ વિકટોરીઆવાળાને કહીને, અને "સ્નેહવદન ગુડ નાઇટ, ત્હમે ત્હમારી જવાની લોકલ ચુકી જશો-વ્હેલા જાઓ-ચુકી જશો!" એમ સ્નેહવદનને કહીને મ્હેં મ્હોં ફેરવી નાખ્યું.

"અરે અરે! છેક આમ શું કરો છો?" સરલા અસ્પષ્ટ રીતે બોલી પણ મુખ ઉપરની પ્રફુલ્લતાએ એ વાકયને જૂઠું પાડયું. અને પછી—

પછી શું કહેવાનું બાકી રહ્યું છે?!

પછી થોડા વખત પછી મ્હારાં-સરલાનાં લગ્ન થયાં. સ્નેહવદન, હજી જ્યહારે જ્યહારે તે દિવસની વાત નીકળે છે ત્યહારે ત્યહારે વિકટોરીઆવાળાને જ ગુનેહગાર ગણી લઇને ત્હેને જ ગાળો દે છે પણ ખરૂં જોતાં વાંક કોનો હતો તે શોભનાથી છૂપું રહી શકયું નથી.

## વાર્તા બીજી.

---

# ચોરની બ્હીક.

હું અને સરલા ડુમ્મસમાં સમુદ્ર કિનારે બાવળીયાનાં વૃક્ષો વચ્ચે એક ન્હાના બંગલામાં રહેતાં હતાં.

સાંઝ પડી હતી, સૂર્ય અસ્ત પામવાની તૈયારી કરતો હતો; ગરીબ મજુરણો બાવળીયાના લાકડાંના ભારા બાંધીને હમારા બંગલા પાસેથી જતી જણાતી હતી. કોઇક કોઇક વખત, એકાદ હિન્દુ કુટુંબ ફરી આવીને પાછું ગૃહ તરફ જતું દૃષ્ટિએ પડતું હતું. સમુદ્રમાં ભરતી આવતી હતી. મોજાંનો અવાજ ઘુઘુઘુ ઘુઘવતો નિર્મળ આકાશમાં ભળી જતો હતો.

હમને ફરી આવ્યાને થોડો જ વખત થયો હતો. લુગડાં ઉતારીને હું ઓટલા ઉપર એક આરામ ખુરશી ઉપર બેઠો, અને કોઇક વખત ધીમેથી અને કોઇક વખત મ્હોટેથી "ઇન્દુકુમાર" વાંચવાનું શરૂ કર્યું. સરલાએ સગડી સળગાવી રાંધવાની શરૂઆત કરી.

"આપણે બારેમાસ અહિં જ રહેવાનું હોય તો કેવું સારૂં ?" રસોડામાંથી સરલાએ કહ્યું.

"બારેમાસનું તો ઠીક, પણ હું જો હવે જલદીથી એલએલ. બી. પાસ કરી દઉં તો બે મહિનામાં તો અવાય ખરૂં." હું બોલ્યો (સ્હવારથી ઇન્દુકુમાર જ હાથમાં હતું એટલે તે અવસર વ્હેલો આવે એવાં ચિહ્ન જણાતાં નહોતાં.)

"પણ આ બંગલામાં કાંઇક એકાન્ત તો ખરૂં હો."

"ત્હમને બૈરાંને એકાન્ત વાસ ગમતો જ નથી એટલે શું?"

"ગમવાનું શેનું? આવી ઉજડ જગ્યામાં રહેતાં મ્હારૂં મન તો માને નહિ."

"ત્હમે અસલના ઋષિપત્નીઓના જેવાં ક્ય્હારે થશો?." મ્હેં સ્હેજ હસીને સરલાને બનાવવા કહ્યું.

"ત્હમે જ્ય્હારે ઋષિઓના જેવા હિમ્મતવાન થશો ત્ય્હારે હમે ઋષિપત્ની જેવાં થઇશું." સ્હામો ઉત્તર મળ્યો.

"પણ હું તો ગમે તેવી જગ્યામાં રહેવા તૈયાર છું. તું ના પાડે છે ને?"

"ના પાડેસ્તો. વખતે રાતના એકાદ ચોર આવ્યો તો મ્હારી સાથે ત્હમેય બુમ પાડવા લાગો. બીજું શું કરો?"

ગુજરાતી પુરૂષપ્રજા ઉપર આ કલંક આવેલું મ્હેં જોઇને ઇન્દુકુમારનું પુસ્તક બંધ કર્યું; સ્હામા પ્રત્યુત્તર આપી કલંક ધોઇ નાંખવાનો નિશ્ચય કર્યો.

"ત્હને મ્હોંએ શું કહું ? એક વખત ચોર આવે પછી હું શું કરી શકું છું તે બતાવું."

"મ્હારે ત્હમારી બહાદુરી જોવાને ચોરને ઘરમાં ઘાલવો નથી."

"પુરૂષો ગમે તેવા પણ ત્હમારા કરતાં તો કાંઇક ઠીક જ હોય." પેલા બંગાળીએ ચોરને કોથળામાં ઘાલી દીધો હતો તે તું નથી જાણતી ?"

કાયદાના અભ્યાસના સૂક્ષ્મ પડ નીચે આવેલાં ઇંગ્રેજી વર્ત્તમાન પત્રો અને નવલકથાઓના વિશાળ જ્ઞાનથી સરલાને મ્હાત કરવાનો મ્હેં ઠરાવ કર્યો.

"આજે ત્હમારે મ્હારી સાથે વાદવિવાદ જ કરવો છે કે શું ?"

"હા."

"ચોરને કોથળામાં ઘાલવામાં જતાં ત્હમે જ કાંક અન્દર પૂરાઇ જશો." બીજા ઓરડામાં લોટ લેવા જતાં ખુરશી પાસે આવીને મ્હારી સ્હામાં કાંઇક સ્મિત કરતાં સરલાએ પ્રહાર કર્યો.

આ છેલ્લા પ્રહારથી હું કાંઇક ખંચાયો. પાછું ઇન્દુકુમાર વાંચવાનું શરૂ કરવામાં જ ડહાપણ સમાયલું જોયું. પણ વાંચવામાં ચિત્ત પરોવાયું નહિ. મ્હારી વાદવિવાદની છટા તો બાજૂએ રહી અને સ્હામો આવો પ્રત્યુત્તર મળ્યો.

વિચારમાં ને વિચારમાં રાત્રિ પડી. મનુષ્યનો પગરવ ધીમે ધીમે બંધ પડી ગયો. આકાશમાં તારા ઝળકવા લાગ્યા. બંગલાના માળીના ઝુપડાંમાંથી ધુમાડાની સેર નીકળી. આંખ્યમાં નિદ્રા ઘેરાણી. હાથમાંથી પુસ્તક જમીન ઉપર પડી ગયું. અર્ધો કલાક આવી સ્થિતિમાં રહ્યો હઇશ એટલામાં સરલા ગાતી ગાતી રસોડામાંથી નીકળી અને પાછળથી આવીને ખુરશી હલાવી.

હમે વાળુ કરવા ગયાં.

બે ત્રણ દિવસ વ્યતીત થઇ ગયા. તે વખતમાં મ્હેં મ્હારૂં કલંક ધોઇ નાંખવાનો લાગ શોધ્યો પણ નિષ્ફળ ગયો. દુર્ભાગ્યે સાંઝ પડે કોઇ ભિખારી પણ બંગલામાં પેસતું ન હતું કે જેથી હું મ્હારૂં જોર બતાવું. આખરે મ્હને એક ઉપાય સૂઝયો. મ્હારો મિત્ર કનૈયાલાલ એક બે દિવસ થયાં ત્હાં આવ્યો હતો પણ સરલાને તે બાબતની ખબર નહતી. મ્હેં ત્હેને બધી હકીકત કહી અને મ્હારા પ્રપંચમાં ત્હેને સામેલ કર્યો. હમારા છુપાં મંડળમાં હમે ઠરાવ કર્યો કે રાતના બારેક વાગ્યે કનૈયાલાલે મોટી ડાંગ લઇને મ્હારા બંગલામાં આવવું અને હું સુતો હોઉં ત્હાં એકદમ ધસી આવવું. એટલે તરત જ હું સોટી લઇને ઉઠું અને ભલભલા ઉસ્તાદોને છક કરી નાંખે તેવા લાકડીપટાથી ત્હેને મ્હાત કરીને ન્હસાડી મૂકું.

આ ઠરાવ પ્રમાણે વર્ત્તવાનો પ્રથમ તો કનૈયાલાલનો વિચાર થયો જ નહિ પણ આખરે મ્હારા કાલાવાલાથી ત્હેમાં સમ્મત થયો. એટલી શરતે કે જો કાવત્રું પકડાઇ જાય તો સરલાનો કોપાગ્નિ મ્હારે સહન કરવો. પણ મ્હને તો ખાત્રી હતી કે કાર્યે સફળ થવાનું એટલે હું કબુલ થયો.

ઠરાવેલ દિવસની રાત આવી પહોંચી. વાળુ કરીને હું અને સરલા ઉપર સુવા ગયાં. સરલા તો તરત જ નિદ્રાવશ થઇ ગઇ પણ મ્હને ઉંઘ આવી નહિ. અગીયાર વાગ્યા. પથારીમાં આમથી તેમ પાસાં ફેરવવા માંડયા પણ નિદ્રાદેવીએ કૃપા કરી નહિ. બ્હાર આકાશમાં ચન્દ્ર પૂર્ણ રીતે પ્રકાશ્યો હતો. અસંખ્ય તારાથી આકાશ છલકાઇ જતું હતું. ડુમ્મસમાં ગાઢ શાન્તિ ફેલાઇ રહી હતી. વચમાં શિયાળવાંની દીર્ઘ ચીસથી આ શાન્તિમાં વિઘ્ન પડતું હતું. સમુદ્ર પણ નિદ્રામાં હોય તેમ શાન્ત હતો. કોઈક વખત ત્હેના મોજાંનો અવાજ મંદમંદ સંભળાતો કાને પડતો હતો. હું પથારીમાં ઉઠયો. સરલાની સ્હામા જોયું. સરલા પ્રશાન્ત ચિત્તે ઉંઘતી હતી. કદાચ કાંઇ માઠું પરિણામ તો નહિ આવે એ વિચારથી હું કંપ્યો. આ કાર્ય માથે નહિ લીધું હોત તો જ ઠીક થાત એમ લાગ્યું. વખતે હસવામાંથી ખસવું તો નહિ થાય ? સરલા બહુ બ્હીશે તો શું કરીશ ? એટલામાં બારનો છેલ્લો ટકોરો ઘડિ-

ચાળમાં વાગ્યો. મ્હને પાછો ઉત્સાહ થયો. જ્યારે સરલા જાણશે કે એ તો મશ્કરી હતી ત્ય્હારે કેટલી ખુશ થશે ? એ વિચારથી આનન્દ થયો. પાછો પથારીમાં સુતો. સ્હાડા બાર, પોણા થતાં સ્હેજ નીચલું બારણું હાલ્યું. બારણું મ્હેં ખુલ્લું રાખેલું હોવાથી વધારે ખડખડાટ થયો નહિ. ધીમે ધીમે દાદર ઉપર ચ્હડવાનો અવાજ સંભળાયો. દિવાના ઝાંખા પ્રકાશમાં મ્હેં એક પુરૂષને દાદર પાસે જોયો. એટલામાં તો પુરૂષે ફુંક મારીને દિવો હોલવી નાંખ્યો. ઓરડામાં અંધકાર થઇ ગયો. મ્હને કાંઇક અજાયબી થઇ. સંકેતમાં આમ કરવાનું કહ્યું ન હતું. પણ વર્ણન વધારે તાદૃશ કરી બતાવવાનું ધારીને ત્હેણે દિવો ઓલવી નાંખ્યો હશે. પુરૂષ મ્હારી પાસે આવ્યો નહિ. પણ ટેબલ તરફ ગયો. પણ અંધારૂં હોવાથી ત્હેને બરાબર સુઝ્યું નહિ. ટેબલ સાથે અફળાવાથી અવાજ થયો. સરલા એકદમ જાગી ઉઠી. પુરૂષે રૂપાનાં વાસણો અને મ્હારી ઘડિયાળ ખોળામાં લઇ લીધાં, ત્હેની આકૃતિ દૃષ્ટિએ પડતાં જ સરલાએ ચીસ પાડવા માંડી. મ્હેં ઘણી વારી પણ તેમ તેમ તો ચીસ વધવા લાગી. હું એકદમ પુરૂષની સ્હામા મ્હારી સોટી લઇને ધસ્યો. જોત જોતામાં અચાનક પુરૂષનો હાથ ઉંચો થયો. લાકડીનો એક જબ્બર ઝપાટો મ્હારા માથા ઉપર પડયો. બંગાળીઓના પરાક્રમો સ્મૃતિમાંથી

બશી ગયાં. કોથળાની વાત સ્વપ્નની પેઠે નષ્ટ થઇ ગઇ. સરકસના ખેલાડીની માફક બે ગલોટીયાં ખાઇ મ્હેં પૃથિવીને પ્રણામ કર્યો. મનને કાબુમાં રાખવાના સબળ પ્રયત્ન છતે કોણ જાણે શાથી હું પણ સરલાની સાથે સૂર પુરતો હોઉં તેમ "ચોર ચોર" ની બુમો પાડીને બંગલો ગજાવવા લાગ્યો. પુરૂષ છલંગ મારીને નાઠો. બંગલામાં એક ઘરડા માળી સિવાય કોઇ ન હતું. માથામાં લાગેલી ડાંગ મ્હને વધુ જોરથી બૂમો પાડવાને ઉત્તેજિત કરવા લાગી. સરલા બેબાકળી થઇને મ્હારાં માથ ઉપર હાથ ફેરવવા લાગી. એટલામાં વળી પાછું બારણું ઉઘડયું. થોડીવારમાં જમાલ પોલિસ એક માણસને ગળચીમાંથી પકડીને અંદર લાવ્યો. મ્હને પોલિસને જોઇને હિમ્મત આવી. લ્હીને દિવાસળી સળગાવીને દિવો સળગાવ્યો. પ્રકાશ પકડાયલા પુરૂષ ઉપર પડતાં જ હું ચમકયો. કનૈયાલાલ પોલિસના બન્દિવાન તરિકે ઉભો હતો.

"કેમ જમાલ, આ માણસને તું કમ્હાંથી પકડી લઇ આવ્યો ? આ તો હમારા સ્નેહી છે." કનૈયાલાલના ગુસ્સાથી લાલચોળ થઇ ગયલાં મ્હોં સ્હામું જોઇને મ્હેં સ્હેજ ધીમેથી કહ્યું.

"પણ મ્હને શી ખબર કે આ ત્હમારા સ્નેહી હશે ? ત્હમારી મોટી બુમો સાભળીને હું આમ આવતો હતો એટલામાં એક પુરૂષ મ્હને દોડતો સામો મળ્યો.

હું એને તો નહિં પકડી શકયો પણ આ પુરૂષ પણ ત્હેના જ જેવા વેશમાં છુપાતો આણી તરફ આવતો હતો ત્હેને મેં પકડયો." જમાલે પણ જરાક ભોંઠા પડી જઇને કહ્યું.

× × × ×

જમાલને જેમ તેમ પતાવ્યો. કનૈયાલાલે એક મહિના સુધી સરલા આગળ આવીને મુલાકાત લેવાની તસ્દી લીધી જ નહિં. મ્હને પણ ચોરોની વાત કરવાનો શોખ થતો નથી. હમારૂં પોકળ ફૂટયું એટલે સરલાએ હમારી બુદ્ધિને ધન્યવાદ આપવાને બદલે હમને મૂર્ખ બનાવ્યા ! લાચાર ! સ્ત્રીઓમાં હાસ્યરસની લાગણી હોતી જ નથી એમ હું તો ધારૂં છું.

## વાર્ત્તા ત્રીજી.

---

# હમારો ચોર

જ્હારે સાન્તાક્રુસનું હમારૂં ન્હાનકડું ઘર (સબર્બમાં રહેનારના શબ્દોમાં કહીએ તો બંગલો-વિલા-કૉટેજ-પર્ણકુટી-શાન્તિસદન-સ્નેહનિવાસ વગેરે વગેરે) બંધાઇને તયાર થઇ રહ્યું ત્હારે હું સરલાને બતાવવા લઇ ગયો. સરલાને બધું ગમ્યું પણ દાદર ન ગમ્યો.

“ મ્હને અમસ્થું જ એમ લાગતું હોય તો તો કોણ જાણે પણ આ દાદર કાંઇક વિચિત્ર જ લાગે છે. એટલો ન્હાનો દાદર ચ્હડતાં થાકી કેટલાં જવાય છે? ” સરલા બોલી.

“ કદાચ તું આજે બહુ થાકી ગઇ હશે ! ” હું બોલ્યો.

ખરી વાત એમ હતી કે મ્હેં જ એ દાદરનો પ્લેન કર્યો હતો. સામાન્ય રવૈયા કરતાં ત્રણેક ઇંચ પગથીયાં ઉંચાં કરવાથી મ્હેં બે પગથીઆં બચાવ્યાં હતાં. આમ કરવાનો ઉદ્દેશ માત્ર એટલો જ કે દાદર ઉપર પાથરવામાં આવતા ગલીચાની લંબાઈ ઓછી થાય અને પરિણામે પૈસા બચે.

જ્યહાં કરકસર થઇ શકતી હોય ત્યહાં કરકસર કરવામાં હું પાછી પાની કરી શકતો નથી. પગથીયાં સિવાય

મ્હેં દાદરના કઠેરા બહુજ મ્હોળા કરાવ્યા હતા કે જેથી કરીને ભાઇબ્હેનોનાં તોફાની છોકરાંઓ પગથીયાંને બદલે કઠેરા જ ઉતરવામાં વાપરે અને તેથી કરીને પણ ગલિચાનો બચાવ થાય.

સરલાને ચોરની ઘણી બ્હીક છે—પણ લગભગ દરેક સ્ત્રીને ચોરની બ્હીક તો હોય છે જ એટલે એમાં કાંઇ નવાઇ જેવું નથી. જો મ્હારો ખરો મત પૂછતા હો તો મ્હારે કહેવું જોઇએ કે મ્હને પણ ચોરો પસન્દ નથી. અલબત. ધોળે દિવસે કઠેરામાં ગપ્પાં મારતા મારતા બેસવું અને ચોર આવે ત્ય્હારે આપણે કેવી રીતે વર્તવું એમ કહેવું એ જૂદી વાત છે અને અંધારી રાતે કારમી "ચોર ચોર, ખૂન, આવો, મરી ગયો, બાપલીયારે !" વગેરે બૂમ સંભળાય અથવા તો પાણી પીવા ઉઠતી વખતે અચાનક કોઇક અપરિચિત મનુષ્યના આકાર ઉપર આપણી દૃષ્ટિ પડે તો તે વખતે આપણે શાં પગલાં લેવાં—આપણે શાં પગલાં લઇએ તે જૂદી વાત છે.

"ચોર, ચોર" ની બૂમ પડતાં જ હાથમાં રીવોલ્વર લઇને ઉઠવું અને ચોરને જોતાં જ ત્હેને ઠાર કરવો એ વાત ઠીક છે—અને એવા મનુષ્યો ઘણા ય જગતમાં હશે કે જેમને આ જાતનું કામ પસન્દ હશે પણ ખરૂં; પણ મ્હારી વાત જૂદી છે. મ્હારો સ્વભાવ એવો છે કે હું જરા જરામાં ઉશ્કેરાઇ જાઉં છું અને તેથી મ્હારી ખાત્રી

છે કે ધારો કે એક વખત ચોર ઘરમાં આવ્યો અને ધારો કે એક વખત મ્હેં ત્હેને રીવૉલ્વરથી ઠાર પણ કર્યો; પણ તે પછી હું એટલો બધો ઉશ્કેરાઇ જાઉં કે હું ઉંઘી જ ન શકું. અને એક રાતની ઉંઘ એવાં નિર્માલ્ય કાર્યને માટે ગૂમાવવા હું તો તૈયાર નથી!

આ સિવાય ચોરોને ઠાર કરવાની સ્હામા બીજી પણ દલીલો મોજૂદ છે. હમારૂં ઘર નવું એટલે અન્દરનો સામાન પણ નવો જ અને તેથી કરીને લગભગ બધી જાજમો પણ નવી જ. હવે જાજમો થોડી લાલ છે અને થોડી બીજા રંગની એટલે ચોરને બંદુકથી ઠાર કરૂં તોપણ મ્હારાથી એમ ખાત્રીથી નહિં કહેવાય કે ત્હેને ગોળી લાગ્યા પછી એ પોતે મ્હારી જાજમ બચાવવા ખાતર લાલ જાજમ ઉપર જ જઇને સૂએ અને તે પણ એવી રીતે સૂએ કે લોહી બધું જાજમ ઉપર જ પડે. અને એક વખત એ જાણી જોઇને બીજા રંગની જાજમ ઉપર સૂતો તો ત્યહાંથી ઉઠાડીને ત્હેને લાલ રંગની જાજમ ઉપર સૂવાનું કહેવું એ મ્હને તો બહુ અયોગ્ય લાગે છે!

ચોરોની જાત હજી એટલી બધી અશિક્ષિત છે (આમાં પણ આપણે શું જોઇએ છીએ? એ જ કે જે ધંધામાં લાભ દેખીતો છે તે ધંધામાં પડતાં સુશિક્ષિત વર્ગ અચકાય છે. પન્દર રૂપિઆની કલાર્કની નોકરી કરવા તૈયાર

પણ રસ્તે ચાલતા પૈસાદાર લોકોના ખીસામાંની પાંચ-સોની ઘડિયાળ લેવાની ચોખ્ખી ના ! કે સ્હામા મનુષ્યોની કોમળ લાગણીઓ બને ત્યહાં સૂધી ન દુભવવી જોઇએ, એ વાત એમના ધ્યાનમાં રહેતી જ નથી. લક્ષમાં રાખવા યત્ન પણ કરતા નથી; એટલે ગોળી લાગ્યા પછી પણ એ લોકો ગરબડ મચાવવાના જ અને આપણાં આરશીવાળાં કબાટો, જૂના લુગડાં આપી આવીને સરસ કાચની બરણીઓ લીધી હોય તે, સારા જગ્સ, જાર્સ વિગેરે ફોડી નાંખવા જ.

વળી તે સિવાય બીજી હરકતો પણ ઘણી છે. ચોર જાડો હોય તો જાણે સમજ્યા—એક જાડો માણસ દુનિયામાંથી ઓછો થાય. પણ ધારો કે મ્હારી બંદુક આગળ એક પાતળો જ ચોર ખડો થઇ ગયો! તો ગોળી એના શરીરની આરપાર બ્હાર નીકળી જાય અને પાછળ આરસીવાળું કબાટ હોય કે ફ્લાવર વોઝ હોય કે કાચના મોંઘાં રમકડાં હોય તો ત્હેનો કચડઘાણ નીકળી જાય. હું પોતે પણ પાતળો માણસ છું એટલે જો ચોર મ્હને ગોળી મારે તો પણ પરિણામ એ જ આવે.

જ્યહારે મ્હેં અને સરલાએ સાન્તાક્રુઝમાં ઘર બાંધવવાનું નક્કિ કર્યું ત્યહારે મ્હેં આ બધી વાતનો વિચાર કર્યો હતો, કારણ કે સરલા ચોરના નામથી જ ગભરાઇ ઉઠે છે અને રાતના સ્હેજ ખડખડાટ થાય તો પણ મ્હને ઉઠાડીને આખા ઘરમાં તપાસ કરવા મોકલે છે

હજી સૂધી હમારે ત્ય્હાં ચોર આવ્યો ન હતો. તે ચોરના સુભાગ્ય જ ગણવાં જોઇએ, કારણ કે મ્હારો ધારો જ એવો હતો કે જય્હારે સરલા મ્હને રાતે ઉઠાડતી ત્હારે હું ઘણી જ ત્વરાથી એકેએક ઓરડામાં ફરી આવી ને પાછો સૂઈ જતો. હવે આવી ત્વરાથી હું જતો હોઉં તે વખતે હું ચોર સાથે અથડાઉં તો શી સ્થિતિ થાય ? જો ચોર કોક ફરનીચર સાથે અફળાય તો એના મગજને જરૂર હાનિ પહોંચે–અને એના ધંધામાં મગજની તો ખાસ જરૂર અને ફરનીચરને નુકશાન થાય તે તો જૂદું. તેમ જ હું જો ચોરની સાથે અથડાવાથી ગબડી પડું અને મ્હારાં મગજને નુકશાન પહોંચે તો પરિણામ શું આવે, ત્હેનો પણ મ્હારા જેવા અનેક ઉપાધિવાળા પુરુષે વિચાર કરી જ મૂકવો જોઇએ.

આ બધી સ્થિતિ ધ્યાનમાં લઇને મ્હેં આ વિષય ઉપર ઘણો અભ્યાસ કર્યો છે અને ઊંડું મનન કર્યું છે. પરિણામે હું રોજ રાતના કાળા ભમર પાયજામો પહેરીને સૂઉં છું. ચોર જો મ્હને બંદુકથી ઠાર કરવા માગે તો કાળાં લુગડાંથી ત્હેના માર્ગમાં બહુ મ્હોટી મુશ્કેલી ઉભી થાય અને તેથી કરીને તે બંદુક ફોડવાની હિંમત જ કરે નહિં એ બનવા જોગ છે. તેમ જ આથી કરીને બંદુકના ધડાકાથી સરલાને જે ગભરામણ થાય તે પણ નહિં થવા પામે. પણ મ્હારે અત્રે એટલું તો જણાવવું

જ જોઇએ કે મ્હેં હજી સુધી એક પણ ચોરને ઠાર કર્યો નથી. ત્હેનાં બે મુખ્ય કારણો છે. એક તો એ કે હમારા ઘરમાં ચોરે હજી સુધી પ્રવેશ જ કર્યો નથી અને બીજું એ કે મ્હારી પાસે રીવૉલ્વર જ નથી અને વસાવવાનો વિચાર પણ નથી.

પણ શહેરની વાત જુદી અને સબર્બની વાત જુદી; તેથી જ્યહારે મ્હેં સાન્તાક્રુસમાં ઘર બાંધવાનો વિચાર કર્યો ત્હારે મ્હેં આ પ્રશ્ન ઉપર બહુ વિચાર કર્યો. અલબત, મ્હેં આ વિષે સરલાને તો જરાય કહેલું જ નહિ પણ મ્હેં અનેક યુક્તિપ્રયુક્તિ વિષે વિચાર કરી જોયા. મ્હારે એવી યુક્તિ જોઇતી હતી કે જેથી મ્હારૂં કે ચોરનું લોહી નાહક રેડાય નહિં અને પરિણામે નવું ફરનીચર કે ગલીચા કે જાજમ બગડે નહિ.

તળાઇમાં સુતાં સુતાં જ ચોરને આપણે હંફાવી શકીએ એવી કાંઇક મ્હારે શોધ કરવી હતી. સરલા મ્હને ચોર પાછળ મોકલવામાં બહુ બહાદૂર છે પણ મ્હારે પણ આસપાસનો વિચાર કરવો જ જોઇએ ! હું ચોરને શોધવા બીજા ઓરડામાં ભમતો હોઊં અને ચોર સરલાના જ ઓરડામાં દાખલ થઇ જાય તો ? પણ આખરે મ્હારા પ્રયાસ ફત્તેહમંદ ઉતર્યા.

આ યુક્તિ શોધવામાં અનાયાસે મ્હને ઘણીક મદદ મળી. મૂળ તો એ કે રોજ રાત પડે પાનની રકાબી,

ફ્લાવર વાઝો વિગેરે રૂપાની ચીજો ( આખો દિવસ હમે આવનાર માણસોની દૃષ્ટિ પડે તેમ કાચના કબાટમાં મૂકતાં હતાં અને ચાર પાંચ દિવસે બ્રાસો વગેરે ઘસવા પાછળ ખૂબ ધમાલ થતી. ) એક ટ્રંકમાં ભરીને મ્હારા પલંગ હેઠે મારે મૂકવી એ પ્રમાણે સરલાની સૂચના હતી. આ સૂચના સામે મ્હારો સખ્ત વાંધો હતો, મ્હારૂં એમ કહેવું હતું કે આ તો નાહકનું વિધાતાને સતાવવા જેવું હતું. નીચે ઓરડામાં પડ્યું હોય તો ચોર બિચારો મુંગો મુંગો આવીને લઇ જાય પણ પલંગ નીચે હોય એટલે એને હમારા ઓરડામાં આવવું જ પડે અને પલંગ નીચે ચીજો હોય એટલે તે હાથમાં રીવોલ્વર લઇને જ આવે. આપણે ભૂલથી પણ હાલીએ કે એ તરત મારે ! આપણને પણ તે વખતે ઉશ્કેરાઇને મારવાનું મન થાય. પણ બીજો ઉપાય ન હતો એટલે મ્હારે એમ કરવું જ પડતું હતું. આ રૂપાની ચીજોએ મ્હારૂં ધ્યાન ચોરને હંફાવવાની યુક્તિ શોધી કહાડવામાં દોરવ્યું. મ્હેં તે યુક્તિ બરાબર અમલમાં મૂકી અને મ્હારા નવા ઘરમાં ગોઠવી.

થોડાક મહિના થઇ ગયા હતા પણ ચોર આવ્યો નહિ. પણ હવે મ્હને ત્હેનો ભય ન હતો કારણ કે ત્હેને આવકાર આપવાને મ્હારી કને સાધન તૈયાર હતાં.

મ્હારી યુક્તિને માટે મ્હેં રૂપાની ચીજોને માટેના કબાટને સારૂ એવી ગોઠવણ કરી હતી કે હું ઉપરથી એક

ચાંપ દાબું કે તરત નીચલા ઓરડામાંથી લીફ્ટની માફક ઉપર ચ્હડીને આવે અને પાછું મ્હારે નીચે મોકલવું હોય ત્ય્હારે નીચે જાય. મ્હેં સરલાને આને માટે એમ કહી રાખેલું કે એ તો ફક્ત ચાકરોને ફેરા ખાવા નહિં પડે માટે રાખવામાં આવ્યું છે. કબાટ ઉપર આવે ત્ય્હારે, બરાબર હમારા સુવાના ઓરડાની પાસેનો જ એક ઓરડો હતો ત્હેમાં આવીને ગોઠવાઇ જતું અને નીચે જાય ત્ય્હારે હોલમાં ગોઠવાઇ જતું. સુતાં સુતાંજ મ્હને એમ જણાય કે અન્દરની રૂપાની ચીજો સહી સલામત છે એટલા માટે કબાટમાં મ્હેં એક ન્હાનો વીજળીનો દીવો મૂકાવ્યો.

આખરે એક દિવસે રાતે બેએક વાગ્યે મ્હને સરલાએ ભર ઊંઘમાંથી ઉઠાડ્યો. હું સનેજ થઈને બીછાના ઉપર બેઠો થઇ ગયો. અવાજ ઉપરથી, ચોર જ આવે છે એમ હું જાણી શક્યો. સરલા બ્હીકથી ધ્રુજતી હતી પણ મ્હેં એને હિંમત આપી.

"સરલા, ગભરાવાની કાંઇ જ જરૂર નથી. આ બનાવને માટે મ્હેં ચેતીને આગળથી બધી તયારી કરી રાખેલી છે. ફક્ત જો મ્હને કાંઇક લાગણી થતી હોય તો તે ચોરને માટે દયાની લાગણી જ થાય છે." હું બોલ્યો.

આમ બોલીને મ્હેં ચાંપ દબાવી. રૂપાની ચીજો-વાળું કબાટ સરરરર કરતું નીચે ઉતર્યું.

" અરે, અરે! ત્હમે શું એને રૂપાનાં વાસણો આપી દેવા માગો છો?" અતિશય વેદનાભર્યાં મુખે સરલા બોલી.

" બસ, હવે અત્યારે વધુ ગડબડ નહિં. મ્હેં ત્હને કહેવાનું હતું તે કહી દીધું છે." હું બોલ્યો.

થોડીવારમાં મ્હેં બારીના સળીયા ભાંગવાનો અવાજ સાંભળ્યો. મ્હેં જાણ્યું કે ચોર અન્દર દાખલ થાય છે. ચોર દાખલ થઇને કબાટ ભણી દૃષ્ટિ કરી શકે એટલો વખત આશરે ધ્યાનમાં રાખીને મ્હેં ચાંપ દબાવીને કબાટને ઉપર ચ્હડાવી દીધું. સરલા કાંઇક બોલવા જતી હતી પણ મ્હેં ઇશારતથી ત્હેને મુંગી જ રાખી.

મ્હેં ધાર્યું હતું તેમ જ થયું. ચોરે રૂપાની ચીજોના કબાટને ઉપર ચ્હડતાં જોયું એટલે તે દાદર આગળ આવ્યો; પણ ઉપર નજર કરતાં ત્હેની દૃષ્ટિ ઉપલા હૉલમાં આવી રહેલા કબાટ ઉપર પડી. લાગલો જ તે દાદર ઉપર ચ્હડીને ઉપલા હૉલમાં આવ્યો. કબાટમાંથી પડતાં પ્રકાશમાં હું ત્હેને બરાબર જોઇ શકયો.

કદાવર અને પ્રચણ્ડ બાંધાનો છતાં કદમાં તે ઠીંગણો હતો. આંખ્યો ઝનુની અને વિકાળ હતી, પણ મ્હને ત્હેનો ભય નહતો. ચોરે થોડી વાર તે કબાટ સ્હામું જોયાં કર્યું અને પછી તે તરફ ધસ્યો પણ તે જ વખતે મ્હેં ચાંપ દાબી. કબાટ સરરરર કરતું નીચે

ચાલ્યું ગયું, ક્ષણભર ચોર આભો બની ગયો પણ પછી સતેજ બનીને દાદર સડસડાટ નીચે ઉતર્યો.

એ જેવો નીચે ઉતરીને કબાટવાળા ઓરડામાં દાખલ થાય છે કે તરત જ મ્હેં ચાંપ દાબી. પુનઃ કબાટ ઉપરના હૉલમાં ગોઠવાઇ ગયું; ચોર દઢહૃદયી હતો– બિલ્કુલ હિંમત હાર્યો નહિં. (ફક્ત મ્હોંમાંથી ત્હેણે કાંઇક શબ્દોચ્ચાર કર્યો. મ્હેં તે બરાબર સાંભળ્યો નહિ પણ મ્હને લાગ્યું કે સાંભળ્યો હોત તો પણ લખી શકાત નહિ,) તે છલંગ મારીને પાછો ઉપર આવ્યો. ઉપર આવીને કબાટને હાથ લગાડવા જાય છે કે કબાટ નીચે ઉતરી પડ્યું.

આથી તે વધુ દૃઢ બન્યો. ત્હેણે પોતાનો કોટ ઉતાર્યો અને માથે ફાળીયાં જેવું હતું તે પણ ક્હાડી નાંખ્યું. મ્હને લાગ્યું કે ગમે તેમ થાય–જોઇએ તો આખી રાત જાય પણ કબાટને તો પકડવું જ એવો વિચાર ચોરે કર્યો લાગે છે. આ જોઇને મ્હને એટલું તો હસવું આવ્યું કે મ્હેં વકીયાનો ખુણો મ્હારા મ્હોંમાં દાબ્યો. મ્હને એક તરફથી હસવું આવતું હતું અને બીજી તરફથી એને માટે દયા આવતી હતી પણ આ બન્ને ઉર્મિ મ્હેં શમાવી દીધી.

હવે ત્હેણે બીજો રસ્તો લીધો. દાદરે ઉતરવાથી થાકી જવાય તેમ જ વાર પણ લાગે એટલે તેમ

કરવાને બદલે મ્હેણે દાદરના કઠેરા ઉપરથી જ ઉતરવાનું રાખ્યું પણ આથી તો ઉલટો મ્હને સંતોષ થયો. એક તો એમ કરવાથી એટલી વાર ગલીચો ઘસાતાં બચ્યો અને બીજું એ કે જેમ જલદીથી એ નીચે જાય તેમ જલદીથી એને નીચે ઉતારવું પડે.

આ પ્રમાણે મ્હેં અર્ધો કલાક ગમત કરી. જેવો ઉપર આવીને એ અડકવા જાય તેવો જ હું કળાથી નીચે ઉતારતો અને જેવો નીચે જાય તેવો જ હું ઉપર ચ્હડાવતો. પણ આખરે હું કંટાળ્યો. મ્હને ઉંઘ આવતી હતી અને થાક પણ લાગતો હતો; પેલા ચોરને તેવાં કાંઇ ચિહ્ન જણાતાં ન હતાં. જો વચમાં હું ઉંઘી જાઉં તો પરિણામ બહુ બુરૂં આવે. વળી ચોરને તો રાતે જાગવાની ટેવ હોય જ અને મ્હને પોતાને રાતે બહુ ઉંઘવાનું જોઇએ એટલે મ્હારાથી એ વાતમાં તેની સાથે હરિફાઈમાં ઉતરાય જ નહિં તેથી મ્હેં કબાટની ગતિમાં વધારો કર્યો. ઉપર આવે એટલે ફક્ત મ્હેની દૃષ્ટિ તે કબાટ ઉપર પડે નહિં પડે તેટલામાં તે કબાટ નીચે જાય અને દાદર ઉપરથી ચોર સરીને નીચે જાય તેવું જ કબાટ ઉપર ચ્હડે, આ પ્રમાણે મ્હેં કબાટને ઉપર નીચે કરવા માંડયું.

આથી કરીને મ્હેં ચોરની ગતિમાં પણ ઘણો વધારો કરી દીધો. ધડ્ ધડ્ ધડ્ કરતો એ ઉપર આવે

અને ત્ય્હાંથી ધડ્ડ્ડ્ડ્ડ્ કરતો નીચે જાય. એમ કરતો ચોર જાણે કોઇ શરતમાં ઉતર્યો હોય તેમ જણાવા લાગ્યો. મ્હેં તેને એક ક્ષણનો પણ આરામ ન આપ્યો અને થોડી વારમાં તે પ્રચણ્ડ બાંધાનો ચોર પણ લુહારની ધમણ માફક હાંફવા લાગ્યો પણ તેમ છતાંય તે પોતાના કાર્યમાં ડગ્યો નહિં. એટલી એની બહાદૂરી!

જેમ જેમ ચોર પોતાની ગતિ વધારતો ગયો તેમ તેમ હું કબાટની ગતિ વધારતો ગયો. આખરે એ પ્રમાણે વધતાં વધતાં ગતિ એવી ત્વરિત થઇ ગઇ કે આખું ઘર લગભગ હાલવા લાગ્યું અને કોઇ મહાઋષિના ભીષણ તપથી ઇંદ્રનુ ઇંદ્રાસન ડોલતું હોય ત્હેના જેવું ભાસવા લાગ્યું. ચોરના હાંફવાના અવાજથી બારણે કોઇ મોટી મોટરકાર ઉપડવાની તૈયારી કરતાં પ્રચણ્ડ અવાજ કરતી પોતાનું ઉગ્ર હૃદય ધડકાવતી હોય તેવી ભ્રમણા થવા લાગી; પરન્તુ મ્હને નિદ્રા આવવા લાગી હતી અને વખત પણ ઘણો વીતી ગયો હતો; તેમ જ ચોર હવે હૃદયની એવી સ્થિતિમાં આવી ગયો હતો કે જ્ય્હારે જીવનમાં ફકત રૂપાની ચીજોથી ભરપુર કબાટ જ તેની આંખો આગળ ખડું હતું—અન્ય લક્ષ્ય ન હતું. તે પ્રાપ્ત કરવાને પ્રયાસ છોડી દેવાની તેનામાં શકિત રહી ન હતી.

મ્હેં કબાટને નહિં ઉપર તેમ જ નહિં નીચે એ પ્રમાણે મધ્યમાં ઊભું રાખી અંદરનો દીવો હોલવી

નાંખ્યો, અને નિરાંતે સુવાની તૈયારી કરી. તે વખતે પણ ચોર ભયાનક ગતિથી ઉપર ચ્હડતો અને પાછો નીચે સરતો મ્હને સંભળાતો હતો. આમ ક્યહાં સુધી ચાલ્યું હશે તે મ્હને બરાબર જણાયું નથી કારણ કે મ્હારી ઊંઘ જરા ગાઢ છે; પણ અડસટ્ટાથી હું કહી શકું છું કે ત્હેણે આખરે લાચારીએ જ્યહારે મરણતોલ હાલતમાં તે કાર્ય છોડી દીધું ત્યારે પોણાચાર થવા આવ્યા હશે.

મ્હેં જ્યહારે સ્હવારે ત્હેને જોયો (દાદરની નીચે જ ને બેભાન હાલતમાં પડયો હતો. મ્હેં ત્હેને જરા દવાદારૂ પાઇને ઘેર મોકલાવી આપ્યો. આસપાસના કેટલાક ઉત્સાહી અને પરગજુ મનુષ્યોએ આવીને પોતાનું જોર ત્હેના ઉપર અજમાવવાની તૈયારી કરી પણ ત્હેમની ચ્હીડ અને ગુસ્સો છતાં મ્હેં તેમ કરવા દેવાની સાફ ના પાડી. બિચારાને જે સજા થઇ હતી એ ઓછી હતી ?) ત્યહારે હું ત્હેને માંડ માંડ ઓળખી શકયો. આગલી રાતે જે માણસ પ્રચણ્ડ બાંધાનો માતેલા સાંઢ જેવો હતો તે સ્હવારે ક્ષયરોગથી પીડાતો હોય તેવો હાડકાના માળા જેવો થઇ ગયો હતો. ઘણાકને અતિશયોકિત લાગશે પણ મ્હારૂં એમ ધારવું છે કે એ અઢી કલાકની મહેનતમાં ત્હેનું આશરે ૧૦૦ શેર વજન ઘટી ગયું હશે.

પરન્તુ મ્હારા વિજયમાં એક ખામી આવી. તે એ કે રૂપાની વસ્તુઓ ઘણી જ થોડી હતી તે બચાવવા ખાતર દાદર ઉપર પાથરેલા મોંઘા ગાલીચાને આટલો ઘસાવી નાંખ્યો એ ઠીક થયું નહિં. પણ તેનો પણ મ્હેં હવે રસ્તો શોધી કહાડયો છે. બીજી રૂપાની વસ્તુઓ લઇ આવીને કબાટમાં મુકી દીધી છે કે જેથી કરીને ગલીચાનો ઘસારો આપણને ખુંચે નહિ.

## વાર્તા ચોથી.

---

# સ્હવારનું સૌન્દર્ય.

સ્હવાર! પ્રાતઃકાલ! સૂર્યદેવનું તેજસ્વી આગમન! દિવ્ય, ઝળકતું પ્રભાત! આહા, આ સમય, આ ઘટિકા, આ પળનું અનેક સુવિખ્યાત લેખકોએ--કવિઓએ કુદરતના અઢળક સૌન્દર્યના પૂજકોએ કેવું વર્ણન કર્યું છે! આપણે અનેકવાર કવિતાદ્વારા, નવલકથાદ્વારા અને અન્ય લેખોદ્વારા એ વર્ણનો વાંચીને કેવા આશ્ચર્ય પામીએ છીએ! એવા પ્રભાતને નિરખવાને આપણાં હૃદયાં કેવાં આતુર બને છે?! એમાં ગામડાંમાંનાં પ્રભાતના પ્રભાવની તો વાત જ જૂદી. પરન્તુ ઉપપત્તિ અને વ્યવહારમાં સર્વત્ર જૂદું જ હોય છે. પુસ્તકોદ્વારા જે સત્યો આપણે જાણીએ છીએ ત્હેનો સાક્ષાત અનુભવ થતાં આપણા હૃદયમાં જૂદી જ ઉર્મિઓ જન્મે છે, આપણે જૂદું જ સત્ય શોધી શકીએ છીએ. ખીણોમાં વસનારા બ્હારવટિયાઓનાં વૃત્તાંત વાંચતાં કોને બ્હારવટિયા થવાનો વિચાર નથી આવતો? નદી કિનારે સાંઝે બેઠા હોઇએ તે વખતે ન્હાના ન્હાના વ્હાણોમાં થતી રસોઇ, આકાશમાં ભળી જતી ધુમાડાની ઝીણી સેર અને લસણીઆ મશાલાની આછી આછી ગંધ કોને વ્હાણવટી થવાની ઇચ્છા

ઉત્પન્ન નથી કરાવતી ? કેપટન સ્કોટ અને કેપટન પીચરીની ધ્રુવ તરફની મુસાફરીનાં વર્ણનો વાંચીને તેવા મુસાફર થવાની આકાંક્ષા કોના હૃદયમાં નથી થતી? પરન્તુ વ્યવહારમાં એ વિચાર—એ ઇચ્છા—એ આકાંક્ષા પવનના ઝપાટા આગળ જેમ તૃણ ઉડી જાય તેમ અદૃશ્ય થઇ જાય છે. વ્હારવટિયાઓને ખમવું પડતું દુઃખ, કોઇ વખત કાંઇપણ ખબર પડ્યા સિવાય પ્રભુના દરબારમાં ચાલ્યા જવાની ધાસ્તી વિગેરેનો ખ્યાલ આપણને આવતો જ નથી. વ્હાણવટીઓના દીન જીવનમાં આવી પડતાં દુઃખો અને ઉત્તર અને દક્ષિણ ધ્રુવની મુસાફરીમાંની હાડમારીથી આપણે કેવળ અજ્ઞાન જ હોઇએ છીએ. આ જ પ્રમાણે ગામડાંના સાદાં જીવનની મઝા ચાખવા હું અને સરલા એક ન્હાના ગામડાંમાં એક વખત રહ્યાં હતાં અને મ્હારી મરજી વિરૂદ્ધ મ્હને સહવારના સૌન્દર્યનો સાક્ષાત અનુભવ થયો હતો.

હું ઉંઘતો હતો—ભરનિદ્રામાં હતો, એટલામાં અચાનક જાણે વિસુવિયસ ફાટયો હોય, નાર્થ સીમાં કાળ સરખાં ઉભેલાં બ્રિટિશ અને જરમન બેટલ-શીપોએ પોતાની બ્રૉડ સાઇડ છોડી હોય, અંસખ્ય યવનોની સેના દિન, દિનની જયઘોષણા કરતી આગળ ધસતી હોય, સુરતમાં સંક્રાંતિને દિવસે એક અગાશીમાંથી "કા—અ—ટે—એ—હે—એ—એ—એ !"ની દિશાઓ

ચીરતી ચીસ પડી હોય, હોળીના દિવસોમાં 'હોળીકા સમ્મેલન' તરફથી કામ કરતા કોઇ પુરૂષની પાઘડીને એરોપ્લેન જેવા તમાશા હવામાં કરતી જોઇને બાલકોના મુખમાંથી આનન્દથી છલકાતી બૂમ પડી હોય કે શુદ્ધ ક્ષત્રિય વંશથી ઉતરી આવેલા વાલ્મિક કાયસ્થોની ન્યાતની જમણવારમાં દોડતા કુતરાની પાછળ છોકરાઓ હેએએએની ચીસ પાડતા હોય તેવી દિશાઓને ચીરતી, હૃદય ચમકાવતી, પાપીઓના હૈયાંઓને થડકાવતી, કારમી, ઘેરી બૂમ સંભળાઇ; હું જાગી ઉઠયો ગભરાયો–સંશયયુક્ત બન્યો–સતેજ થયો–હિમતવાન બન્યો અને પલંગ ઉપરથી કૂદીને બારી ઉઘાડવા ધસ્યો. બારી ઉઘાડતાં બીજો એવો જ ઘેરો નિનાદ સંભળાયો. બારીમાંથી બ્હાર જોતાં જણાયું કે, એક ગાય પોતાની યથાશક્તિ પ્રયત્ન કરીને ગામડાંમાંના પ્રભાતના પ્રભાવનું મ્હને જ્ઞાન આપવા યત્ન કરતી હતી ! મ્હેં ઘડિયાળમાં જોયું તો જણાયું કે અઢી વાગ્યા હતા. મ્હને લાગ્યું કે થોડીવારમાં તે બંધ રહી જશે. પણ ત્હેનો વિચાર જૂદો જ જણાતો હતો. ત્હેના વિચાર પ્રમાણે સૂર્યોદય થઇ ગયો હતો અને મનુષ્યો હજી પણ સુઇ રહે, તે ત્હેને પસંદ ન હતું. દરવાજાને અઢેલીને અને દરવાજાના બે પાટિયાંની વચમાં માથું ઘાલીને વાડામાં જોતી તે ઉભી રહી હતી. જાણે કદાચ મ્હને કાંઇ સંભળાવવાનું રહી જાય એવી

દહેશત ત્હેને લાગતી હોય તેમ પોતાની ગરદન લંબાવતી, પોતાની દૃષ્ટિ આકાશ ભણી નાખતી તે કોઇક લંબકર્ણ મગર જેવી શોભતી હતી. મ્હને ગાયોનો અનુભવ ન હતો, ત્હેની સાથે વાત કેવી રીતે કરવી તે હું જાણુતો ન હતો: તેથી મ્હેં મ્હોટા ઘાંટા પાડીને ત્હેને શાન્ત રહેવાનું કહ્યું અને ત્હેને મારવાને છુટું બુટ ફેંકું છું એવું કરી બતાવ્યું પણ એથી તો તે ઉત્તેજિત થઇ હોય તેમ જણાયું; ત્હેણે પોતાના સુરમાંથી બે ત્રણ જુદી જુદી ભાત ક્હાડી. એક ગાયના ગળામાંથી આટલો અવાજ નીકળતો હશે એમ મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. કોઇ શ્રીમંત શ્રાવકના વરઘોડામાં સૌથી આગળ ચાલતી વાજાંની બે ત્રણ ટુકડી મળીને જેટલો ઘોંઘાટ કરે, તેટલો ઘોંઘાટ આ એક ગાય કરતી હતી. મ્હને લાગ્યું કે જો વખતે હું સુઇ જવાનો ઢોંગ કરીશ તો તે કંટાળીને બંધ કરશે; આ ઉપરથી મ્હેં બારી બંધ કરી પણ તેથી તો ત્હેને અપમાન લાગ્યું હોય તેમ જણાયું. નવા નવા સુર ક્હાડીને ત્હેણે પોતાની સંગીતકળા બતાવવાનો યત્ન કર્યો. આ પ્રમાણે લગભગ અર્ધ કલાક સુધી ચાલ્યું એટલે જે દરવાજાને અઢેલીને તે ઉભી હતી તે દરવાજો મ્હોટો અવાજ કરીને તુટી પડ્યો. આ અવાજથી તે ગભરાઇને ચાર પગે ઉછળતી નાઠી.

હું ઉંઘવાની તૈયારીમાં હતો અને બે ત્રણ મીનીટ શાન્તિ રહી હોત તો હું ઉંઘી પણ જાત, પણ એવામાં બે કબુતર છજાં ઉપર આવીને ઘટકુકુકુ ઘુંઉઉંઉં ઘટકુકુકુ ઘુંકુંઉંઉં કરવા લાગ્યાં! જ્યારે ત્હમે અમુક જાતની સ્થિતિમાં હો ત્હારે આ ધ્વનિ બહુ મીઠો લાગે છે. એક વખત મ્હેં પોતે જ એક ઝાડના થડ નીચે બેસીને આ અવાજ સાંભળીને એક ન્હાનું કાવ્ય રચ્યું હતું અને તે કાવ્ય સાક્ષર મંડળમાં બહુ ચર્ચાયું પણ હતું. પણ તે વખત મધ્યાહ્ન હતો (આ સમયે કબુતર ઘટકુકુકુ ઘુંઉંઉંઉં બોલે કે નહિં, એ પ્રશ્ને સાક્ષરોમાં બહુ ખળભળાટ મચાવી મૂકયો હતો અને મ્હારા સ્હામા પક્ષના સાક્ષરોએ અને મ્હારી તરફેણના પક્ષવાળા સાક્ષરોએ મળીને લાગલાગટ સાત મહિના સૂધી એ પ્રશ્ન ઉપર એક સુપ્રસિદ્ધ માસિકમાં બહુ વિદ્વત્તાભરી અને લાંબી ચર્ચા ચલાવી હતી અને આખરે એક જાહેર સભામાં આજ સવાલ ઉપર ચર્ચા ચાલતી હતી, તેવામાં એક સાક્ષરે બીજા સાક્ષરના અંગ ઉપર ધસી જઇને પ્રહાર કર્યા હતા એટલે સરકારે વચમાં પડીને તે પ્રશ્નનો નિકાલ પેલા બન્ને સાક્ષરોને શિક્ષા કરીને આણ્યો હતો.) પરંતુ આ વખતે મ્હને તેવી કાંઇ ઇચ્છા થઇ નહિ; ઉલટું એમ થયું કે, અત્યારે બંદુક વપરાતી હોય તો ત્હેમનો

બન્નેનો શિકાર કરી નાખું. મ્હેં ત્રણ વખત ત્હેમને પથારીમાંથી ઉઠીને ઉરાડયાં, એ વખત હું ઉઠયો ત્યારે ત્હેમને જણાયું કે, વખતે હું મશ્કરીમાં જ તેમ કરતો હોઇશ એટલે આખરે ત્રીજી વાર તો તે ઉડી ગયાં ત્ય્હાં સૂધી હું બારી આગળ ઉભો રહ્યો. ત્રીજી વખત ત્હેમને ઉરાડીને હું જ્ય્હાં સૂવા જાઉં છું ત્ય્હાં ઘુવડની ચીસ સંભળાઇ. આહ ! બીજે કોઇ વખતે આ અવાજ પણ કેવો હૃદયભેદક, દુઃખમયો અને અંતર ઉકેલનારો જણાય છે ! આજ ઘુવડ વિશે મહા કવિ ગોએ "ધી રેવન" નામક કેવું ઉત્તમ કાવ્ય લખ્યું છે ! હું ધારૂં છું કે, સ્વીનબર્ને એક ઠેકાણે લખ્યું છે કે ત્હમે ત્હમારી ઇચ્છિત વસ્તુ, ઇચ્છિત સ્થલે અને ઉચિત કાલે કદી નહિં પ્રાપ્ત કરી શકો. જો ત્હમારી ઇચ્છિત વસ્તુ-ઇચ્છિત પ્રેયસી ત્હમારી સાથે હોય તો સ્થલકાલ જૂદાં હોય, જો સ્થલકાલ બરાબર હોય તો ઇચ્છિત વસ્તુ-ઇચ્છિત પ્રેયસી હાઝર નહિં હોય. ઘુવડ બરાબર હતું, સ્થલ પણ ઉચિત જ હતું, પણ કાળ જૂદો હતો. રાતના દશ અગીઆર વાગ્યા હોય, સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યો હોય અને ત્હમે કોઇ ગેબી કાવ્ય વાંચતાં હો, તે વખતે દૂર દૂર સંભળાતી, ત્હમારાં હૃદયનાં અનેરાં પડ ઉકેલતી, સ્નેહીના સ્નેહનાં સમ્ભારણાં દેતી, ત્હમારા આત્માને ઉચ્ચ ઉડ્ડયન કરાવતી કારમી ઘુવડની ચીસ ત્હમને

પ્રિય લાગે જ! પણ આ તો સ્હવારમાં સવા ત્રણ વાગ્યે ત્હમારા કાનના પડદા ફાટી જાય તેવી ચીસ! ત્હેને શું જોઇતું હતું ત્હેની સ્હમજણ પડતી ન હતી અને કદાચ કાંઇ જોઇતું હોય તો તે મેળવવાનો આ યોગ્ય ઉપાય ન હતો. આશરે વીશ મીનીટ પછી ત્હેને પોતાને જ આ સત્ય જણાયું અને પાંખ ફફડાવતું તે દૂર ઉડી ગયું. મ્હને એમ લાગ્યું કે, હવે વખતે શાન્તિ મળશે પણ એટલામાં એક પક્ષી, કોઇ ખેળથી ભરેલા છીંટના તાકા ફાડતું હોય અને સાથે સાથે કોઇ સુથાર કરવતને ધાર કહાડતો હોય, ત્હેના જેવા અવાજથી પોતાને પેદા કરનાર તે પાક પરવરદેગારના ગુણ ગાતું આકાશ ગજવવા મંડયું. મ્હારા એક કવિ મિત્ર છે તે પોતાના કાવ્યોમાં ગામડાં વિષે લખતાં "અહા! ગામડાંની પ્રશાન્ત શાન્તિ! જાણે કોઇ ગજગામિની પોતાના છલકાતાં સૌન્દર્યના ભારથી પીડિત આલસ્ય મરડતી હોય ના!" એ પ્રમાણે લખે છે. મને એમ વિચાર આવે છે કે, કોઇ વખત ત્હેને ઉધું ચતું સ્હમજાવીને બે ત્રણ દિવસ અહિં રાખું; પછી ત્હેને ગામડાંની શાન્તિનો કાંઇક ખ્યાલ આવશે. પેલું પક્ષી થોડીવારમાં અટકી ગયું અને વાતાવરણમાં ગાઢ શાન્તિ પ્રસરી રહી.

"જો આ પ્રમાણે દશેક મીનીટ ચાલે તો મ્હને નિદ્રા આવી જાય!" આમ વિચાર મ્હને થયો, પણ

એટલામાં પેલી ગાય પાછી આવી પહોંચી અને ત્હેણે પોતાનું સંગીત પુનઃ શરૂ કર્યું. વખતે પહેલી વાર પોતાનો અવાજ ત્હેને ખોખરો લાગ્યો હશે તેથી જીનતાન કે સેનસેનના અભાવે કોઇ બીજો ઉપચાર કરવા તે આમતેમ ગઇ હશે. આ ઉપચારથી ત્હેને ફાયદો થયેલો જણાતો હતો. કારણ કે આ વખતે તે પહેલાંના કરતાં પણ મ્હોટેથી બરાડતી હતી.

આથી મ્હને એમ લાગ્યું કે હવે સૂવાનો યત્ન કરવો એ કેવળ મુર્ખાઇ છે. એના કરતાં ઉઠીને પ્રભાત વિશે કાંઇક લખાણ લખી નાંખવું. વાંચકવર્ગ ઘણી વાર પ્રભાતનાં વર્ણનને માટે તલસે છે તો આ વેળાએ લખી લીધેલું વર્ણન કોઠ વખત ખપમાં આવશે એમ મ્હને જણાયું. આમ ધારીને હું પથારીમાંથી ઉઠયો, નોટ બુક અને પેનસીલ લઇને મ્હેં બારણું ઉઘાડયું અને નીચે ગયો.

ખરૂં જોતાં આ ઠેકાણે મ્હારે એમ કહેવું જોઇએ કે, હું નીચે પડયો; આમાં મ્હારો જ વાંક હતો એમ હું કબુલ કરૂં છું કારણ કે હજી આગલી રાતે જ મ્હેં એ વાત સરલાના મન ઉપર ઠસાવી હતી. ગામડાંના શિલ્પશાસ્ત્રીઓના તરંગો કાંઇ જુદી જ દિશામાં રમે છે. બારણા પછી થોડી જગ્યા મુકીને પછી દાદર હોવા જોઇએ એમ તેઓ ધારતા નથી. બારણું ઉઘાડયું

કે તરત જ દાદરનાં પગથિયાં શરૂ થવાં જોઇએ એમ ત્હેમનો મત હોય છે. મ્હેં આગલે જ દિવસે સરલાને કહ્યું હતું કે "જોજે હં, પછી બૂમ પાડશે; એકદમ બારણું ઉઘાડીને દોડવા જતી જ નહિ. પગથિયાં એકદમ શરૂ થાય છે અને દાદર સીધો છે, નીચે જમીન પણ સખત છે. બારણું ઉઘાડીને જરા બરાબર જોજે અને સંભાળથી પગથિયાં ઉપરથી ઉતરજે."

કનૈયાલાલ પણ તે વખતે બેઠા હતા, એટલે ત્હેમણે પણ શિખામણ અને ચેતવણીના બે બોલ ઉમેર્યા. બિચારા સ્નેહવદનનો તો જાત અનુભવ જ હતો. આગલે જ અઠવાડીયે એક ન્હાનું ચલાણું લઇને ધબાક દઇને બારણું ઉઘાડીને તે નીચે ઉતરવા ગયા હતા અને સીધા વગરયત્ને નીચે ગયા હતા. સ્નેહવદન જેવા વર્તુલાકાર અંગવાળા પુરૂષ આમ સીધા નીચે આવે ત્યારે ધબાકો કેવો થાય, તે તો સર્વ જાણી જ શકે એટલે ધબાકો થતાં જ સરલા દોડી આવી અને સ્નેહવદને ત્હેને ધ્રુજતા અવાજે પૂછયું કે "સરલા બ્હેન, જૂઓને કશું ફૂટયું તો નથીને! બરાબર જુઓને!" એટલે સરલા પોતાના ખાસ ચીની ચલાણાંનો સેટ આવી રીતે રદ થવાથી દુઃખી થતા ભગ્ન હૃદયે બોલી; "હવે તે રહે? સહુઆ કકડા થઈ ગયા છે. એટલે ઉંચેથી ચલાણું પડે તે વળી સાજું રહેતું હશે!?" બિચારા સ્નેહવદને પોતાનું

માથું કૂટયું છે કે નહિ, એ જાણવાને આ પ્રશ્ન પૂછયો હતો, તેનો આ જવાબ સાંભળીને ચુપ જ થઇ ગયા.

હું જમીન ઉપર પડયો પડયો આ બધા વિચાર કરતો હતો, આટઆટલા અવાજ થયા છતાં બીજાં મનુષ્યો શી રીતે ઉંઘી શકતાં હશે ? આ બધો ઘોંઘાટ મ્હને જ કેમ નડયો ? હું જેમ તેમ ઉઠયો અને બારણું શોધવા ચાલ્યો. ગાય એકે શ્વાસે પોતાનું સંગીત ચલાવ્યાં કરતી હતી. મ્હને મનમાં એમ થયા કરતું હતું કે ક્યહારે બ્હાર જાઉં અને ગાયને મારૂં ! પણ બારણું શોધતાં મ્હને ધાર્યા કરતાં વધુ વિલમ્બ થયો. નીચલા ઓરડાની બધી બારીઓ બંધ એટલે સર્વત્ર ઘોર અંધારૂં. ઓરડામાં બને તેટલી ઓછી વસ્તુઓ હમે રાખી હતી પણ અત્યારે મ્હને એમ જ લાગ્યું કે આખો ઓરડો વસ્તુઓથી ભરેલો છે. એક ડગલું ચાલું કે બે ત્રણ વસ્તુઓ સાથે જોરમાં અફળાઉં. એક ન્હાના સ્ટુલની સાથે તો હું આશરે સાત કે આઠ વાર અફળાયો. ત્યારે આખરે મ્હેં ત્હેને હાથમાં રાખીને ફરવા માંડયું. થોડી વાર પછી મ્હને મુંઝવણ થવા માંડી. બારણું સ્હવાર સુધીમાં પણ મ્હને જડશે કે નહિ એ વિષે મ્હને શક ઉત્પન્ન થયો. તેથી આખરે ભીંતને હાથ દઇને ચાલવાનો ઠરાવ કર્યો કે આખરે તો બારણું આવશે-જને ! તે પ્રમાણે ભીંતને હાથ દીધો. ઇંટની ભીંતને બદલે લાકડાંની ભીંત કેમ છે એમ તે વખતે મનમાં

શંકા તો થઇ. પણ વખતે મ્હારી ભૂલ્ય હશે એમ ધારીને હું આગળ ચાલ્યો; ત્યાં મ્હોટું પીપ વચમાં આવ્યું. હું એક ગુલાંટ ખાઇને પીપને વટાવીને બે ત્રણ ડઝન બાટલીઓના ઉપર પડ્યો. બાટલી કેટલી ફૂટી હશે અથવા ત્હેમાંથી શું શું ઢોળાયું હશે અને તેથી કરીને ફરનીચરને શી શી નુકસાની થઇ હશે, તે વિષે તે વખતે અડસટ્ટો કરવો નકામો હતો તેમ જ અશક્ય પણ હતું. એટલે જેમ તેમ તે બાટલીઓમાંથી છુટા થઇને મ્હેં પાછી ભીંતને શોધી કહાડી. થોડુંક આગળ ચાલ્યો એટલે હું બાટલીઓમાં પડ્યો અને બાટલીઓમાંથી ઉઠીને જેવો હું આગળ ગયો કે તરત જ પીપ સાથે અફળાઇને જમીન ઉપર ઝીંકાયો! પીપ અને બાટલીઓ તેનાં તે જ હતાં પણ તે વખતે મ્હને કંઇ સમજણ પડી નહિ. તે વખતે તો માત્ર આટઆટલી બાટલીઓને અને આટઆટલાં પીપોને ઘરમાં રાખીને સરલા શું કરવા માગતી હતી ત્હેની મ્હને સમજણ પડી નહિં. મ્હને પૂછયા વિના ત્હેણે કાંઇ નવો ઉદ્યોગ શોધી કહાડ્યો હતો કે શું એમ મ્હને લાગ્યું. બાટલીઓમાંથી જેમ તેમ ઉઠીને હું આગળ ચાલ્યો એટલે પાછું પીપ અને પીપ પછી બાટલીઓ! થોડીવાર પછી પાછું પીપ અને પછી બાટલીઓ! આમ ક્યહાં સુધી ચાલ્યું તે કહી શકવું મુશ્કેલ છે. પણ એવામાં એક વખતની ગુલાંટ જરા મ્હોટી ખાધી,

ભીંત મ્હારા હાથમાંથી છટકી ગઇ અને હું બારણાં સાથે જ અફળાયો. બારણું ઉઘાડતાં જ બોબીના શરીર ઉપરથી ગબડતાં હું વાડામાં પડ્યો. એકવાર માણસ રણસંગ્રામમાં ઉશ્કેરાઇ જાય છે તો પછી ત્હેને ગમે તેટલા ઝખમ લાગે છે, તેમ છતાં ત્હેને કંઇ અસર થતી નથી, અને અસલના વખતમાં કેટલાક રજપુતો તો મૃત્યુ પામ્યા પછી પણ યવનો સ્હામા ઝઝુમ્યા હતા. તે વાત અત્યાર સુધી હું માનતો નહોતો. પણ હવેથી મ્હને ત્હેનું સત્ય સ્હમજાયું. હું તેટલા વખતમાં કેટલી વખત ગબડ્યો હઇશ અને મ્હને ઢીંચણે, પગે, હાથે, માથામાં અને આખે શરીરે કેટલું વાગ્યું હશે, તે વિષે હવે બોલવાથી કાંઇ ફાયદો નથી; બાકી આટઆટલી મુશ્કેલીઓ છતાં વાડામાં જવા માટે જે અડગ ધૈર્ય મ્હેં બતાવ્યું હતું તે ઉપરથી તો સ્કૉટલેંડના બ્રુસ અને કરોળીઆની વાતને બદલે પુસ્તકોમાં મ્હારી કથા લખાવવી જોઇએ! પણ એમ કોણ કરે? આપણા લોકોમાં ઇર્ષ્યા એટલી બધી વ્યાપી રહી છે કે એમ કોઇ કરવા જ દે નહિં.

વાડામાં પાંચ મીનીટ હું પડ્યો રહ્યો ત્યહારે મ્હને કંઇક ભાન આવ્યું, ઝાંખુ અજવાળું પડવા માંડ્યું હતું એટલે અંદરની સ્થિતિ પણ જોઇ શક્યો. આટલી બધી વાર પીપ અને બાટલીઓ મ્હારા

બાગમાં શાથી આવ્યાં તે પણ હું જાણી શકયો. ભીંતને બદલે હું લાકડાંના સ્ક્રીનની આસપાસ જ ભમ્યાં કરતો હતો એટલે તેને તે જ પીપ અને બાટલી સાથે એટલી વાર હું સમાગમમાં આવ્યો. આટલું અનુભવ્યા પછી અને જ્યહારે ઓરડાની અને બાટલીઓની અને અન્ય વસ્તુઓની સ્થિતિ સરલાના જાણવામાં આવશે ત્યહારે શું થશે તે વિચાર આવ્યા પછી પ્રભાતના સૌન્દર્ય વિશે કાંઇક લેખ લખવાનો યત્ન કરવો એ વૃથા હતું એટલે એ વિચાર માંડી વાળીને હું પાછો ઘરમાં દાખલ થયો.

## વાર્તા પાંચમી.

---

# પુતળાના પગ.

હું કબાટને અઢેલીને ઉભો હતો. સરલા સ્હામી આરામ ખુરશી ઉપર બેસીને કાંઇક વાંચતી હતી. હું ઉભો ઉભો સરલાને અમેરિકામાં કેટલા રાજદ્વારી પક્ષ છે, અને તે પક્ષના નાયક કોણ કોણ છે તે વિષે રસમય ભાષામાં ત્હેની ઇચ્છા વિરૂદ્ધ સ્હમજાવતો હતો, એટલામાં મ્હારો હાથ કબાટ ઉપર ગોઠવેલા મિનર્વાના પુતળાંને લાગ્યો. જાણે નીચે પડીને આપઘાત કરવાની ઇચ્છા જ રાખતું હોય, અને ફક્ત કાંઇક બહાનું શોધવાની રાહ જોતું હોય, તેમ મ્હારો હાથ અડકયો નહિં અડકયો ને પુતળું અવાજ કરતું નીચે ગબડી પડ્યું. પરિણામે તેના બે સુંદર પગ શરીરથી છૂટા પડીને આઘા ગબડી પડયા.

"હાય, હાય; આખરે ત્હમે પૂરૂં કર્યું," સરલા અતિશય દુઃખી થતી બોલી ઉઠી, "એ તો કનૈયાલાલની ભેટ હતી. !"

"અરે, હવે ?" હું સરલાના ઘાટાનું કાંઇક અનુકરણ કરતો બોલ્યો.

"અત્યારે પણ ત્હમારે મશ્કરીમાં જ વાત ઉડાવી નાખવી હોય તો ત્હમે જાણો," સરલા વધુ દુઃખી થતી

બોલી, " પણ ત્હમે શી શરત કરી હતી તે તો ભૂલી નથી ગયાને ? "

મ્હને આ શબ્દોથી ચેતન આવ્યું. હમારાં લગ્ન થયાં તે અરસામાં જ મિનર્વાના એક જ જાતનાં બે પુતળાં કનૈયાલાલ વેચાતાં લઇ આવ્યા હતા, અને મ્હને ત્હેમનું એક લગ્નની ભેટ તરીકે આપ્યું હતું. મ્હારી વસ્તુઓની સાચવણી માટે કનૈયાલાલને બહુ જ નીચો મત હતો, એટલે તે પુતળું આપતી વખતે જ કનૈયાલાલે મ્હારી મશ્કરી કરીને કહ્યું કે આ પુતળું હું આપું છું તો ખરો, પણ તેનું આયુષ્ય મ્હને બહુ લાંબું લાગતું નથી. બધાંની વચમાં મ્હારી આ ટીકા થાય તે મ્હને વ્યાજબી લાગ્યું નહિં, એટલે મ્હેં સ્હામો ઉત્તર વાળ્યો. સહેજ શબ્દની ટપાટપી પછી સર્વના દેખતાં જ શરત મરાઇ, કે જેના ઘરમાંનું પુતળું પહેલાં ભાગે, ત્હેને બીજાએ પચ્ચીસ રૂપીઆ આપવા. શરતમાંથી હું છટકી શકું તેમ ન હતું. અને પચ્ચીસ રૂપીઆ એક સહેજ હાથ ફેરવવાથી એક મનુષ્યને ખર્ચવા પડે તે છેક નજીવી બાબત ન હતી

" પણ સરલા, હું એ વાત જ વિસરી ગયો હતો, " પચ્ચીસ રૂપીઆની શરત સ્મરણમાં આવતાં મ્હારી હાસ્યરસની વૃત્તિ ક્ષીણ થઇ ગઇ.

"ત્હારે એવી શરત મારવાનું ત્હમને કહ્યું'તું કોણે?" સરલા મિનર્વાના છૂટા પડેલા પગ પાછા ચોંટાડવાની મિથ્યા કોશિશ કરતી બોલી. પણ પગ ચોંટયા નહિં, એટલે બધા કકડા ઉંચા મૂકીને કબાટ ઉપર મૂકતાં મૂકતાં સરલા રોઇ પડી.

"અરે, એમાં રોવાનું શું છે? કાંઇ ગાંડી થઇ છે! જાણે એમ જ જાણશું કે પચ્ચીસ રૂપીઆ ચોરાઇ ગયા હતા." હું મ્હારા હાથને શાપ આપતો સરલાને મનાવવા બોલ્યો.

"મ્હને રૂપીઆનું એટલું બધું લાગતું નથી, પણ હવે આપણા ઓળખીતા પાળખીતા બધા ત્હમારા ઉપર ઉતરી પડશે, અને ત્હમારી અણઘડતાને માટે મશ્કરી કરશે; આ વાતનો છેડો કોણ જાણે ક્યારેય આવશે?" સરલાએ કહ્યું.

"જો મ્હને ખરૂં પૂછે તો સરલા મ્હને મશ્કરીનું લાગતું નથી પણ રૂપીઆનું લાગે છે. પણ હવે બીજો ઉપાય શો?" હું બોલ્યો.

સ્ત્રીઓ જ્યારે રૂદન કરતી હોય, ત્યારે એમની મગજશક્તિ જેવું કામ કરે છે, તેવું બીજી કોઇ વેળા કરતી નથી, એમ મારૂં માનવું છે. આ વખતે પણ મારા અભિપ્રાયને પુષ્ટિ મળે તેવુ બન્યું. સરલા કાંઇક શાંત થઇ અને પુતળાના કકડા સ્હામી

દષ્ટિ ફેરવતી ધીમેથી બોલીઃ "વ્હાલા, એમ ધારો કે—ધારો કે કનૈયાલાલને ત્યાં જે પુતળું છે તે ભાગી ગયું હોય તો?"

"પણ ભાગી ગયું નથી તેનું કેમ!" આવા પ્રશ્નમાં પ્રયોજન શું હશે તે વિષે વિચાર કરતો હું બોલ્યો.

"ના, વ્હાલા એમ નહિં" પણ સરલા પોતાના આંસુ લુછતી કાંઇક સ્મિત કરતી બોલી, "પણ ધારો કે કોઇ કનૈયાલાલને ત્યાં જઇને આ ભાગેલા પુતળાના કકડા મૂકી આવે, અને ત્હાંનું આખું પુતળું લઈ આવે તો?"

"અરે પ્રભુ! તું શું બોલે છે?" હું તેના આવા પ્રકારના બોલવાથી આશ્ચર્ય પામતો બોલ્યો.

"મ્હારૂં શું જાય છે? પચ્ચીસ રૂપીઆ કાઢવા માગતા હો તો મ્હારે શું?" સરલા ભમર ચઢાવતી બોલી.

"તું કહે છે તેમાં મઝા તો પડશે ખરી," હું વિચાર કરતો બોલ્યો. "કનૈયાલાલને ત્હાં જઇને ચોરી કરવામાં ગમ્મત તો છે!"

"અને આપણે કયાં છાનું રાખવું હતું! આપણે પછીથી કહી દઇશું." સરલા બોલી.

હું ઢચુપચુ થતો હતો તેવામાં આ શબ્દોથી કાંઇક સતેજ થયો.

"હું ધારૂં છું કે કનૈયાલાલ ખૂબ હસશે," સરલાએ સૂચના કરી.

"તે વિષે તો મ્હને શક છે," મ્હને પ્રયોજેલી યોજનાનું ભાન આવતાં મ્હેં કહ્યું. પણ પછી તરત જ મન ફરી ગયું, તેથી હું બોલ્યો, "એ લોકોને સુવાનો વખત થયો હશે?"

હમારા ઘરની સ્હામે જ કનૈયાલાલનું ઘર હતું. હું અને સરલા બારીએ ડોકાયાં. ત્હેમના ઘરમાં નીચે બધું અંધારૂં હતું, અને ઉપર ફક્ત એક ઓરડામાં દીવો બળતો હતો, તે પણ ઝાંખો હતો.

"બધાં સુઇ ગયાં છે." સરલા બોલી.

"પણ ત્હાં હું શી રીતે જઇ શકીશ? આરંભેલા કાર્યની મુશ્કેલીઓ મ્હને જણાવવા લાગી તેથી હું બોલ્યો.

"તમે પણ શું આવા પ્રશ્નો પૂછો છો?" સરલાએ કહ્યું. "આપણે ત્હાંની કુંચી તેના ડ્રોઇંગ રૂમની બારીને બરાબર લાગે છે."

"પણ કદાચ હું પકડાયો તો?" મ્હેં પૂછ્યું.

"અરે, અરે! ત્હમે એ બધું ઠરી રહ્યા?" સરલા મ્હારા સામું, તિરસ્કારયુક્ત હાસ્ય કરતાં બોલી. "ત્હમે ઘરમાં બેસો; હું જાઉં છું."

સરલાના મનમાં એક વાત આવી એટલે તે પડતી મૂકે તેવી ન હતી. હું નહિં જાત તો જરૂર તે જવા તૈયાર થાત, એટલે અનિચ્છાએ પણ હું જવા તૈયાર થયો. મ્હેં એક મોટો ઓવરકોટ પહેરી લીધો, અને ત્હેના મ્હોટા ગજવામાં આ બધી વ્યથાનું કારણ-પેલું મિનર્વાનું પુતળું અને તેના બે પગ મૂકયા. મ્હેં સરલાને એક ચુંબન આપીને ધડકતે હૃદયે કનૈયાલાલના ગૃહ-ભણી પ્રયાણ કર્યું. બે મિનિટનો રસ્તો હતો, છતાં મ્હને બે કલાક જેટલો લાગ્યો. વાટમાં તરેહવાર વિચારો મ્હારા હૃદયમાં સ્ફુરી આવ્યા. મૅકબૅથનું નાટક સાંભર્યું. શેરીએ શેરીએ ગળામાં બેડી પહેરી નીકળતા, અને અત્યંત દુઃખભર્યાં ગીતો ગાતા બન્દિવાનો સાંભર્યા. આન્ડામાનની હવાં લોકો કહે છે તેટલી ઝેરી હશે કે કેમ, એ વિષે મનમાં ભાંજગડ થવા લાગી. કારા-ગૃહમાં જવું પડે, તો તેમાંથી છુટીને " મ્હારો કારા-ગૃહનો અનુભવ " એ નામક પુસ્તક છપાવવું કે કેમ, અને છપાવવું તો કોપીરાઇટ મ્હારે જ રાખવો કે કોઇ બુકસેલરને આપી દેવો, એ વિષે હૃદયમાં અનેક વિચારો આવવા લાગ્યા.

* * *

આશરે પંદર મિનિટ પછી પરસેવાથી તરબોળ સ્થિતિમાં હું ઘેર પાછો આવ્યો, સરલા મ્હને બાઝી પડી. " કેમ વ્હાલા, લાવ્યા ? " એ શબ્દો સ્નેહથી

ઉભરાતાં હૈયાએ પૂછ્યા. ઉત્તરમાં મ્હેં આખું પુતળું બતાવ્યું અને કહ્યું: " ભાગેલા કકડા હું ડ્રૉઇંગ રૂમમાં વેરતો આવ્યો છું. " સરલા સંતુષ્ટ થઇ અને મિનર્વાનું પુતળું પોતાની અસલ જગ્યાએ જઇને ઉભું.

* * *

બીજે દિવસે હું ઑફીસથી પાછો આવ્યો ત્યારે મ્હેં જોયું તો સરલાનું વદન ફીકું પડી ગયેલું, અને પોતે રડું રડું થઇ રહેલી સ્થિતિમાં હતી.

" કેમ સરલા શું થયું ? "

" અરે, આજે કનૈયાલાલ અહીં આવ્યા હતા. " સરલા બોલી.

" પણ શું ત્હેમણે જાણી લીધું ? " મેં એકદમ પ્રશ્ન પૂછ્યો.

" તે જ છે તો. મ્હને કાંઈ સમજણ પડતી નથી. એમને ખબર પડી હશે કે કેમ તે કાંઇ કળાતું નથી. " સરલાએ ગભરાયેલે ચિત્તે જવાબ આપ્યો.

" પણ ત્હેમણે કાંઇ પુતળા સંબંધી વાત છેડી ? " મ્હેં પૂછ્યું.

" ના, તે વિષે એ અક્ષરે બોલ્યા નથી. ફરી અહીં આવીને ઘડીએ ઘડીએ પુતળા સામી દૃષ્ટિ ફેરવ્યા કરતા હતા. આખરે એથી હું એટલી બધી ગભરાઇ ગઇ

કે મ્હને એમ જ લાગ્યું, કે જો આમ વધુ વખત ચાલશે. તો મ્હારાથી સમજ પાડી દેવાશે. એટલે માથું દુઃખવાનો ઢોંગ કરીને હું સુઇ ગઇ એટલે તે ગયા. પણ વ્હાલા, એમ તો નહીં હોય, કે આપણા પુતળાથી કાંઈક જૂદી જ નિશાની એમના પુતળાં ઉપર એમણે કરી હોય, અને તેથી એમને વહેમ ગયો હોય ?" સરલાએ કહ્યું.

"હા, એમ પણ હોય !" હું બોલ્યો.

એ ઉપરથી મ્હેં અને સરલાએ લગભગ અરધા કલાક સુધી પુતળાંને તપાસ્યું પણ કાંઇ નિશાની જેવું જણાયું નહીં એટલે હમને શાંતિ વળી.

રાતના હમે સુઇ ગયા, અને કલાકેક થયો હશે એટલે સરલાએ મને ઉઠાડયો "આપણા પુતળાંને પગે ચમ્પલ જેવું કાંઇક હતું. આ પુતળાને પગે છે? જરા જોઇ આવો છો? મ્હને એ વિના બિલકુલ ઉંઘ આવશે નહિં." હું કાંઇક ચીઢાઇને ઉઠયો, અને અંધારે જ પુતળાંના પગ તપાસવા ચાલ્યો, પણ ડ્રૉઇંગ રૂમના બારણા આગળ જતાં જ હું અટક્યો. અંદર અવાજ થતો હોય તેમ મ્હને જણાયું. હું ક્ષણભર તો સ્તબ્ધ થઇ ગયો, પણ પછી તરત જ સમયસુચકતા વાપરી કાંઇક અવાજ કરીને ડ્રૉઇંગ રૂમમાં દાખલ થયો.

" કોણ કનૈયાલાલ ? " હું બોલી ઉઠયો.

કનૈયાલાલ શરમને માર્યે નીચું જોઇ રહ્યા. દિલગીરીથી ત્હેમનું મ્હોં લેવાઇ ગયું. ત્હેમના હાથમાં કબાટ ઉપર મૂકેલું મિનર્વાનું આખું પુતળું હતું, અને તેમના પગ આગળ અને કબાટની આસપાસ ભાગી ગયેલા પુતળાંના કડકા પડેલા હતા.

મ્હેં આટલું જોતાં જ ખરી સ્થિતિનું અનુમાન કરી લીધું, અને મ્હારે કેવી રીતે વર્ત્તવું ત્હેનો પણ વિચાર કરી લીધો.

" કનૈયાલાલ, માફ કરજો; મ્હેં અનાયાસે તમારા કાર્યમાં વિઘ્ન નાખ્યું છે, પણ મહેરબાની કરીને કહેશો કે ત્હમે અહીં શું કરવા માગતા હતા ! " મ્હેં અતિશય ગુસ્સાથી કહ્યું.

કનૈયાલાલ મ્હારા સામું સ્તબ્ધ થઇને જોઇ રહ્યા.

" કેમ બોલતા નથી ? " જાણે મનુષ્યના પાપાચરણથી મ્હારૂં હૈયું ફાટી જતું હોય તેમ હું ધીમેથી બોલ્યો, પરંતુ કનૈયાલાલથી એકે શબ્દ બોલાયો નહીં તે તો દિગ્મૂઢ જ બની ગયા હતા.

" કનૈયાલાલ, ત્હમારે ખુલાસો કરવાની જરૂર નથી. ત્હમારે ત્ય્હાંનું પુતળું ત્હમારી બેદરકારીથી ભાગી ગયું હશે, એટલે ત્હેના કડકા લઇને ત્હમે મ્હારૂં પુતળું લઇ જવા—

"નાનાભાઈ, આ વાત ત્હમે સરલા બ્હેનને પણ કહેશો નહીં. હું કાંઇ આ વાત છાની રાખત જ નહીં. પાછળથી ત્હમને જરૂર કહી દેત." કનૈયાલાલ નીચું જોઇને જ બોલ્યા.

મ્હારાથી કાંઇ ઉત્તર આપી શકાયો નહીં કારણ કે જો હું તેમ કરવા જાત, તો તે જ વખતે કનૈયાલાલની મુખાકૃતિ જોઇને મ્હારાથી મોટું અટ્ટહાસ્ય કરી દેવાત. હું ભપકામાં જ ઉભો રહ્યો. કનૈયાલાલ જતે જતે બોલતા ગયા:— "કાલે પચ્ચીસ રૂપીઆ મોકલાવી દઇશ."

* * *

સો મનુષ્યોમાંથી નવ્વાણું મનુષ્યો એવા હોય છે કે બીજાંની ગમે તેવી મશ્કરી કરવામાં તૈયાર પણ ત્હેમના સ્હામી વાત આવી, તો જો સ્હામા ન્હાની કુમારિકા કે સ્ત્રી હોય, તો તરત જ દડદડ આંસુ પડવા માંડે, અને સ્હામા જો કોઇ પુરૂષ હોય તો જેમ આપણે ત્હેના કોઇ કટ્ટા શત્રુ હોઇએ, તેમ મહિનો બે મહિના આપણી સાથે બોલવાને બદલે ઘુરકયાં કરે. આમાં પણ તેમ જ બન્યું. પાંચેક દિવસ પછી કનૈયાલાલ પચ્ચીસ રૂપીઆ આપવા આવ્યા, ત્યહારે મ્હેં તે લીધા નહીં, અને ખરી હકીકત કહી, એટલે પંદર દિવસ સુધી મ્હારી સાથે તે એક શબ્દ પણ બોલ્યા નહીં. આપણે શું? મનુષ્યોની એવી ટેવ આપણે નહીં સુધારીએ તો બીજું કોણ સુધારવાનું હતું?

## વાર્તા છઠ્ઠી.

---

# ઘડીઆળ

## અને તે વિશે કાંઈક.

સાધારણ રીતે આ જગતમાં બે જાતની ઘડીઆળ જોવામાં આવે છે: એક જાતની ઘડીઆળ એ કે જે હમેશાં જ ખોટી ચાલતી હોય, અને તે જાણતી હોય છતાં ત્હેમાં કાંઇ પરાક્રમ સમાયું હોય એમ માનતી હોય; બીજી જાતની ઘડીઆળ એ કે જે હમેશાં બરાબર વખત આપતી હોય, પણ જ્યહારે ત્હમે ખાસ ત્હેના ઉપર આધાર રાખતા હો ત્યહારે જ તે ત્હમને ફસાવે, અને તે પણ એવા ફસાવે કે તમને એમ વિચાર આવવો પણ મુશ્કેલ થઇ પડે કે વીસમી સદીમાં પણ આ જાતની ઘડીઆળ બનાવવામાં આવતી હશે.

બીજી જાતની ઘડીઆળ કોક વખત શું કરી શકે છે, તે વિષે અત્યારે મ્હને એક દૃષ્ટાંત સાંભરી આવે છે; હું જ્યહારે છેક નાનો બાળક હતો, ત્યહારે એક વખત આ જાતની ઘડીઆળે હમને શિયાળાની કકડતી ઠંડીમાં સ્હવારે મ્હારા ત્રણે ઉઠાડી કાઢયા. હમે તે ઘડીઆળ ઉપર પૂરો વિશ્વાસ રાખેલો એટલે મ્હારા સાત મ્હમજીને ઉઠયા, ચારમાં

દસ કમે હમે ચા પીધી અને પછી તરત જ મ્હને મ્હારી ઇચ્છા વિરૂદ્ધ નિશાળે મોકલવામાં આવ્યો. નિશાળે હું આશરે પાંચેક વાગ્યે પહોંચ્યો હઇશ, એટલે ત્યહાંના ઓટલા ઉપર બેશીને હું ખૂબ રડ્યો, કારણ કે તે વખતે મ્હને એમ જ લાગ્યું કે રાતનાં કાંઇ દરંદર આવવાથી આખી દુનિયાનો નાશ થઇ ગયો છે! તે વખતે સઘળે ઠેકાણે એવું સ્મશાન જેવું સૂનકાર લાગતું હતું!

આવી જાતની ઘડીઆળ રાખવાથી હું એમ ધારૂં છું કે મનુષ્યોના ચરિત્ર ઉપર પણ ઘણી ખરાબ અસર થાય છે, કારણ કે મ્હેં ઉપર વર્ણવ્યો તેવી જાતનો અનુભવ અનુભવ્યા પછી સ્વાભાવિક રીતે મનુષ્યોનો સ્વભાવ તે સહન કરી શકતા નથી, અને સારાસારનો વિચાર કર્યા વગર નહિં ઉચ્ચારાય તેવા શબ્દો બોલી ઉઠે છે; આમાં જે મનુષ્યોને આ જાતના અનુભવ થયા છે તે મનુષ્યો તો તે અભાગી જનોનો દોષ નહિં જ કાઢે એમ મ્હારૂં માનવું છે.

આ જાતની ઘડીઆળનો અત્યુત્તમ આનંદ એમાં સમાયેલો હોય છે, કે પોતાના ઉપર ભરોંસો રાખીને કોઇ માણસ ટ્રેન પકડવા જાય! લાગલાગટ કેટલા દિવસ સુધી તે ઘડીઆળ સેકન્ડે સેકન્ડનો વખત

બરાબર બતાવી જશે, તે વખતે ત્હમને એમ જ લાગશે કે સૂર્યની ગતિમાં ફેર પડે પણ આ ત્હમારી ઘડીઆળમાં ફેર નહિં પડે—પણ પછી—

આવી જાતની ઘડીઆળથી ત્હમે એક દિવસે સ્વસ્થ ચિત્તે જમીને, બાળકોને ગાલે હાથ ફેરવીને અને બજારમાંથી કયી કયી ચીજો લાવવાની છે તે પત્નીને પુછી લઇને ઘેરથી ઑફીસે જવા નીકળો.

હવે કોઇક વખત એવું બને છે કે આવી જ સ્વસ્થતાથી ત્હમે સ્ટેશન સુધી ધીમે ધીમે ચાલો, રસ્તામાં કોઇ મિત્રની સાથે મૅક્સિકોમાં નવો પ્રેસીડેન્ટ કોણ નિમાશે તે વિષે વાત કરવા ઉભા રહો, વાટમાં મોદીને કાંઇક ઓર્ડર આપવો હોય તો તે આપવા જાઓ, અને વળી કોઇક વખત ઘેરથી પાન ખાવાનું રહી ગયું હોય તો પાનવાળાની દુકાને પટ્ટી ખાવા ઉભા રહો, અને પછી સ્ટેશને જઇને જુઓ તો જણાય કે ટ્રેન તો દશ મિનિટ થયાં ઉપડી ગઇ છે! કોઇ વખત એવું પણ બને કે તે જ ત્હમારી ઘડીઆળ ઉપર વિશ્વાસ રાખીને ત્હમે ખાધું નહિં ખાધું ને હાથ ધોઇને ગભરાયલા લુગડાં પહેરવા દોડો. ત્હાંથી વિહ્વલ ચિત્તે હાથમાં કૉલર, મોજાં અને ટોપી અથવા પાઘડી લઇને સ્ટેશન તરફ ત્વરિત ગતિથી પલાયન કરી જાઓ. રસ્તામાં આવતા જતા અને પ્લૅટ-ફૉર્મ ઉપર ઉભેલા મનુષ્યોને ત્હમારૂં કાંઇક ચોરાઇ

ગયું છે, અથવા તો ત્હમારૂં મગજ જરા અસ્થિર અવસ્થામાં છે એવો ભાસ આપતા ત્હમે સ્ટેશન ઉપર આવી પહોંચો, અને ત્હાંની ઘડીઆળમાં જુઓ તો જણાય કે ટ્રેન આવતાં હજી પંદર મિનિટની વાર છે!! હું મ્હારા આટલા મુંબાઈની લોકલ ટ્રેનોના અનુભવ પછી પણ નક્કી કરી શકયો નથી કે ઘડીઆળની આ જાતની વિચિત્ર ધુનમાંથી કયી ઓછી વિટમ્બણાવાળી: ઘેરથી સ્વસ્થ ચિત્તે નીકળીને ટ્રેન ખોવાની, કે આખે રસ્તે કોઇ ચોરની પાછળ દોડતા હોઇએ તેમ દોડીને સ્ટેશને પંદર મિનિટ વહેલા જઇ પહોંચવાની!

પહેલી જાતની ઘડીઆળ—જે હમેશાં મોટી જ ચાલતી હોય, તે ઘડીઆળ બિચારી કાંઇ ખાસ નુકશાન કરી શકે તેવી નથી. આપણે ત્હેને નિયમિત કુંચી આપ્યાં કરીએ છીએ, અને અઠવાડીઆમાં એકાદ બે વખત ફાસ્ટ અને સ્લોનો કાંટો આપણી ઇચ્છા પ્રમાણે ફેરવીએ છીએ. આપણી ઘડીઆળ પ્રત્યેની ફરજ સમજીને આ બધા ઉપચારો આપણે કર્યા કરીએ છીએ પણ સ્વાર્થબુદ્ધિથી નહિં, કારણ કે પછી પણ જો ઘડીઆળ બરાબર નહિં ચાલે તો આપણા અંતઃકરણને તો એમ જ થાય છે કે આપણે આપણું કર્ત્તવ્ય બરાબર કર્યું છે.

આપણે તે ઘડીઆળના સંબન્ધમાં એટલું જાણી મૂકીએ છીએ કે ત્હેની પાસેથી કાંઇ પણ બદલો

મેળવવાની આશા રાખવી તે કેવળ મૂર્ખાઇ છે, એટલે આપણે ત્હેના ઉપર બિલકુલ વિશ્વાસ જ રાખતા નથી; દૃષ્ટાંત તરીકે, ત્હમે ઘરમાં પૂછો કે હમણાં કેટલા વાગ્યા છે અને જો કોઇ ઉત્તર આપે કે આપણી પેલી આગલા ખંડની ઘડીઆળમાં તો સવા બે વાગ્યા છે, તો ત્હમે જાણી જ મૂકો કે સાંઝના છ કે સાતની વચ્ચે કાંઇક વાગ્યા હશે, વળી તે જ વખતે ત્હમે યાદ કરો કે મ્હેં સવારના બરાબર મૂકી હતી ને આ શું થયું ? આ પ્રમાણે વિચાર કરીને ત્હમે તેનાં ત્વરિત ગતિ તરફ સાનન્દાશ્ચર્યથી જુઓ અને વિચારમાળામાં ડુબો.

આ પ્રમાણે ઘડીઆળ વિષે વિચાર કરતાં મ્હને હમારા મિત્ર કનૈયાલાલની ઘડીઆળ સાંભરી આવે છે. ત્હેને વિષે કનૈયાલાલ કહેતા કે ગમે તે મૂલ્યે પણ તે ઘડીઆળ પોતે વેચે નહિં. એમાં ખુબી એ હતી, કે તે ઘડીઆળના વિચિત્ર સ્વભાવથી પરિચિત હઇએ તો જ આપણે સાચો વખત જાણી શકીએ; નહિં તો નહિં જ. એક વખત હું એમને ત્યાં ગયો ત્યારે તે ઘડીઆળમાં પંદર વાગ્યા. નિયમ પ્રમાણે સાધારણ ઘડીઆળ વધુમાં વધુ બાર વગાડે છે, એટલે મ્હેં સહેજ આશ્ચર્યથી તે ઘડીઆળ સામું જોયું તો કાંટા બરાબર સવા અગીઆર ને પાંચ મિનિટ જણાવતા હતા. મ્હેં ગુંચવાઈને કનૈયાલાલને

પૂછયું, કે આમાં ખરો વખત શો થયો તે કેમ સ્હમજાય? કનૈયાલાલ હસતાં હસતાં બોલ્યા કે "એમાં ત્હમારા જેવાનું કામ નહિં, અત્યારે ખરો વખત પોણા આઠનો થયો છે." આ રીતે ખરો વખત કયી ગણત્રીથી કનૈયાલાલ સ્હમજી શકયા તે હું હજી સુધી સ્હમજી શકયો નથી.

પરંતુ મ્હારી ઘડીઆળમાં આ ઘડીઆળ કરતાં પણ જે એક વિશેષતા છે તે એ છે, કે તે ઘડીઆળ કયી વખતે શું કરશે ત્હેનો ત્હમને કાંઇ પણ ખ્યાલ આવી જ શકે નહિં "રૂઢી વિરૂદ્ધ વર્તન" એ જ ત્હેનો મુદ્રા-લેખ છે. કોઇ વખત ફક્ત સ્હવારના જ તે ત્રણ કલાક ફાસ્ટ ચાલી જાય, અને બીજે જ દિવસે જાણે તે આ વૃથા સંસારથી કંટાળીને મૃત્યુને યાદ કરતી હોય તેમ પ્રત્યેક ચાર કલાકમાં બે કલાક ધીમી પડે, અને મધ્યાન્હે તો છેલ્લો દીર્ઘ નિશ્વાસ મૂકીને અટકી જાય; વળી જાણે નવું ચેતન સ્ફુર્યું હોય અને લાંબા કાલની નિદ્રા ત્યાગીને ઝબકી હોય તેમ અરધા કલાક પછી પાછી પોતાની મેળે જ ચલવા માંડીને બે કલાકમાં પોણો કલાક ફાસ્ટ ચાલતી આગળ નીકળી જાય!

પરંતુ આ મ્હારી ઘડીઆળ વિષે વધુ બોલવાની મ્હારી ઇચ્છા નથી, કારણ કે હું ફક્ત સત્ય જ લખવા જાઉં તો પણ લોકો કહેશે કે હવે છાશમાં

કેટલું પાણી ઉમેરશો ? આ પ્રમાણે જ્યહારે અમુક વિષય ઉપર આપણે સાચું જ બોલવા માગતા હુઇએ, અને ગંભીરાઇથી વાદવિવાદ કરતાં સત્ય કથન જ કરતા હુઇએ, ત્યહારે જો સ્હામું મનુષ્ય ધીમે રહીને બોલે કે "કેમ ભાઇ! બનાવવાનો વિચાર છે કે શું? હ્મે તો અમને બનાવો છો!" તો તે વખતે આપણાં હૃદયને કેવી વ્યથા થાય?

આ હમારી ઘડીઆળ ખરીદવાનો પ્રથમ વિચાર સરલાને જ થયેલો. બન્યું એમ કે એક વખત હમે સ્નેહવદનને ત્યહાં મળવા ગયેલા; ત્યાં ત્હેમની ઘડીઆળ હમે જોઇ. સ્નેહવદનને પૂછવાથી હમને જણાયું કે "અરે! ક્રોફર્ડ મારકીટની પાસેની ગલીમાંથી ઉંચકી લાવ્યો." "ઉંચકી લાવ્યો" વાકય હમારે સ્નેહ-વદનની વાતમાં હમેશાં જ આવે છે. એક વખત, સામટા પાંચ માણસ સાથે સુઇ શકે તેવો પલંગ તે સોંઘામાં લઇ આવેલા, ત્યારે મ્હેં ત્હેને પૂછેલું, કે "સ્નેહવદન આ કયાંથી લાવ્યા," તો એમણે સહેજ સ્મિત કરતાં કહેલું "કે ઓહ! લીલામમાંથી ઉંચકી લાવ્યો," જાણે કેમ કાંઇ ન્હાની સરખી ચીજ રસ્તામાં કોઇની પડી ગઇ હોય, અને તે કોઇ ના જાણે તેમ સ્નેહવદન પોતાની છત્રીમાં ઘાલીને છાનામાના ઘેર લઇ આવ્યા હોય! અસ્તુ.

જે ઘડીઆળ તે ક્રોફર્ડ મારકીટ આગળથી ' ઉંચકી લાવ્યા ' હતા, તે દેખાવમાં બહુ સારી હતી, આશરે છએક ફૂટ ઉંચી હશે, અને ત્હેનો ભવ્ય ટક—ટ—ક—ટક્ અવાજ પણ એવો ગંભીર લાગતો, કે જાણે કિમદા મિત્રની ગરજ સારતી હોય તેમ લાગતી હતી.

હમે તે ઘડીઆળ સંબંધી કેટલીક વાતચિત કરી, તે ઉપરથી સરલાનું મન તે ઉપર જ ચોંટયું. હમે ઘેર આવ્યાં તો પણ સરલાની ગંભીરતા ગઈ નહિં. પુછવાથી જણાયું કે જે ઘરમાં આવી એકાદ મોટી ઘડીઆળ નહિં હોય, તે ઘર નહિ કહેવાય, પણ બાવાઓનું જમાતખાનું કહેવાય, આ સિદ્ધાંતની સત્યાસત્યતા તો કોણ જાણે, પણ મ્હને પણ એવી જાતની મ્હોટી ઘડીઆળ પસંદ છે, એટલે મ્હેં પણ અંદર સંમતિ આપી, અને મ્હારા એક ઓળખીતા ઘડીઆળીને તે વિષે લખી નાખ્યું.

ત્રણેક દિવસ પછી એકદમ બહાર મજૂરનો કોલાહલ સંભળાયો. હું બહાર જઇને જોઉં છું, તો ત્રણ મજુરો એક મોટી લાકડાની પેટી ઓટલા ઉપર મૂકીને પરસેવાથી ઝેબાઝેબ થતા ઉભા હતા. પછી જે ધમાલ હમારા ઘરમાં મચી રહી તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. આશરે દોઢ કલાકે પાંચ મ્હોટી છળીના કાચ, બે ફ્લાવર પોટ, એક હાંડી અને દાદરના કઠેરાના ત્રણ દાંડાને

ભાગે હમે તે ઘડીઆળને સાતેક ખીલાની મદદથી ભીંત ઉપર લટકાવી.

રાતના આશરે બારેક વાગે મ્હને એકદમ ભર ઉંઘમાંથી સરલાએ જગાડી કાઢયો.

"હમે સાંભળ્યું ?"

"શું ?"

"આપણી પેલી મ્હોટી ઘડીઆળમાં તો તેર વાગ્યા ! " સરલા ગભરાઇને બોલી !

"આપણા દેશના વહેમ જાણે ઓછા પડતા હોય તેમ હમારા ઘરમાં પાશ્ચિમાત્ય પ્રજાના વહેમ પણ કેટલાક દાખલ થઇ ગયા હતા, આ તેરની સંખ્યાનો વહેમ પણ ત્હેમાંનો એક હતો.

"હમે શું ધારોછો ? આ તેર વાગ્યા તે કોણ મરી જવાનું હશે !" સરલાએ પુછયું.

"તે તો હું કેમ જાણું ?" મેં નિદ્રાવશ સ્થિતિમાં જ જવાબ આપ્યો, "વખતે પાસેના પડોશીનો લંગડો કૂતરો તો નહીં હોય !"

"હમને તો દરેક વાતમાં જ મશ્કરી. મ્હને તો હમારી તબીઅતની ચિંતા રહે છે." સરલા રડવા જેવી થઇને બોલી.

આ ઉપરથી મ્હારે રાતના પચીસ મિનિટ વાદ-વિવાદ કરવો પડયો: ત્યારે જ સરલાને કાંઇક શાંતિ

ળી. પણ વળી પાછા બીજે દિવસે બપોરે ઘડીઆ-
ળમાં તેર વાગ્યા. સરલા આથી ઘણી ગભરાઇ, અને
હું અને ત્હેનો નાનો ભાઇ બન્ને મૃત્યુ પામવાના છીએ,
એવું ધારીને રડવા લાગી. મેં ત્હેને શાંત કરવા પેલી
દુનીઆમાં કેવી મઝા પડશે, અને નોકરી કર્યા વગર
ત્હાં તો રહેવાનું મળશે એમ કહ્યું, પણ એટલે તો
શાંત પડવાને બદલે ઉલટી વાત વધી પડી. વહેમમાં
નહીં માનવાથી કેવાં અનિષ્ટ પરિણામ આવશે, ત્હેનો
વિચાર કરતાં તેનું હૃદય વ્યગ્ર થઇ ગયું. પાછી રાત
પડી કે ઘડીઆળમાં તેર વાગ્યા. સરલાએ વળી કોઇ
સગાનું નામ, મૃત્યુને શરણ થનારાં મનુષ્યોના લિસ્ટમાં
ઉમેર્યું. પણ બીજે દિવસે આખા દિવસમાં જ્યહારે
ચાર વખત તેર તેર વાગ્યા, ત્યહારે સરલાને શાંતિ થઇ.
ત્હેને એમ લાગ્યું, કે કાંઇ મોટો ઉપદ્રવ થવાનો હશે,
અને ત્હેમાં હમે બધા સાથે જ મૃત્યુ પામવાના હઇશું.
ઘડીઆળે પોતાના તેર વગાડવાના છોડયા નહીં, અને
આખરે તો એટલી સંખ્યામાં વગાડવા શરૂ કર્યા કે
સરલા મૃત્યુ પામનાર મનુષ્યનું લિસ્ટ રાખતાં પણ
કંટાળી ગઇ, કારણ કે લિસ્ટમાં કાંઇ નહીં તો આશરે
ઘણો સો માણસો ત્યાર સુધીમાં ગણાઇ ચૂકયાં હતાં.

પણ થોડા દિવસ પછી ઘડીઆળે તેર વગાડવાનું
છાડી દીધું. હવે તો તે કંઇ નવી નવીજ સંખ્યા વગાડ-

વાનો પ્રયત્ન કરી રહી છે, હમણાં હમણાં તે ઓગણ-ચાળીસ અને એકતાળીસ ઘણી વાર વગાડે છે, અને દિવસમાં એક વાર ઓગણપચાસ વગાડે છે, બસ આ સંખ્યાથી વધારે ત્હેણે કોઇ વખત વગાડયા નથી. તેમ શા માટે હશે? શું કારણ હશે? કોને ખબર?

પણ ત્હેમાં પણ નિયમિતપણું તો નહિં જ. કોઇ વખત એક કલાકમાં ચાર વખત વાગે છે, અને કોઇ વખત અર્ધ દિવસમાં એક વખતે પણ વાગતા નથી.

મ્હને ઘણી વાર એમ થઇ આવે છે, કે હું ઘડીઆ-ળને સમરાવું, પણ વિચાર કરતાં મન પાછું હઠી જાય છે. બળવાન કાળને પણ જાણે તુચ્છકારતી હોય અને જાણી જોઇને ત્હેની મશ્કરી કરતી હોય તેવી ઘડીઆળને સુધરાવવામાં શો ફાયદો!

ખરેખર, ત્હેને કાળને માટે માન જ નથી! કોઇ કોઇ વખત તો જાણે આપણને એમ જ લાગે કે હાથે કરીને ત્હેનું અપમાન કરવાનો જ ઇરાદો હમારી ઘડી-આળને હશે. અઢી વાગ્યા હોય ત્યારે આડત્રીસ વગાડે અને પછી વીસ મિનિટ પછી એક વગાડે!

અનેક વર્ષો સુધી નિયમિત રીતે ટક ટક ચાલ્યા પછી શું ખરેખર તે ઘડીઆળને વખતનું માપ નહીં રહ્યું હોય? શું જે કાળના સ્વરૂપથી આપણે ક્ષુદ્ર મનુ-ષ્યો આટલા દીન બની જઇએ છીએ, તે કાળનો ને તિરસ્કાર કરી શકતી હશે?

જ્યારે તે ઓગણચાળીસ અને એકતાળીસ વગાડતી હશે, ત્યારે તે આપણને એમ તો નહીં સૂચવતી હોય, કે ' હે અમર મનુષ્યો ! જેમ આપણે પોતે સ્વપ્નવત છીએ, છાયા રૂપ છીએ, તેમ કાળ પણ સ્વપ્નવત જ છે, છાયારૂપ જ છે, ત્હમે એનાથી બીહીશો ના ! અને ત્હેના ગુઢ પ્રદેશમાં કાળ તો માત્ર આ જગતનો પડછાયો જ છે!

આપણે પામર દીન મનુષ્યો શું જાણી શકીએ ?

## વાર્તા સાતમી.

---

## હમારો કુતરો.

મ્હારા અનુભવ ઉપરથી હું એમ કહી શકું છું કે જેટલી આપણા સુખની, આપણી સહીસલામતીની અને આપણી સગવડની આપણને ચિંતા નથી હોતી તેટલી આપણા પડોશીઓને, આપણા સ્નેહીઓને અને આપણાં સગાંવ્હાલાંઓને હોય છે. હમારૂં ઘર ગામથી સ્હેજ છેટે ખેતરોમાં છે ત્હેને માટે હમને એકેએક મનુષ્ય ઠપકો આપતું હતું પણ તે ઠપકાને હમે ગણકાર્યો નહિં ત્યારે ત્હેમને બીજી વાત સૂઝી. એકાન્ત જોઇને વખતે કોઇ ચોર આવી ન્હડે તો ત્હેની સ્હામા ટક્કર લેવા એક સારો કુતરો તો રાખવો જ જોઇએ એમ ત્હેમને લાગ્યું; અને એકવાર ત્હેમના મગજમાં એક વાત આવી એટલે પછી પૂછવું જ શું ? જ્યારે હમારે ત્યાં એમનામાંથી કોઇ મળવા આવે અથવા તો હમે ત્હેમને ત્યાં મળવા જઇએ અથવા તો રસ્તામાં મળી જઇએ ત્યારે એની એ જ વાત હમારે કાને પડવા લાગી. "આવું જાનમાલનું જોખમ હોય તેવી બાબતમાં પણ ત્હમે આડાઇ કરો તે સારૂં નહિં," "આ જીદ્દનું પરિણામ સારૂં આવવાનું નથી," "ત્હમારા બેમાંથી કોઇનો જાન જશે

ત્યારે ત્હમારી આંખ્ય ઉઘડશે ” વિગેરે અનેક શિખા-મણો તથા ભયંકર ભવિષ્યની આગાહિઓ હમને નિરંતર હેરાન કરવા લાગી. એ વાતમાંને વાતમાં કેટલાંક સગાંઓ સાથે હમને અણબનાવ થયો, કેટ-લાંકની સાથે તકરાર થઇ પણ પરગજુ સ્વભાવનાં મનુષ્યોએ હમારો પીછો છોડયો નહિ. હું તો અન્ત સુધી જ દ્રઢ રહેતે પણ સરલા વચમાં આવી. હમારા મિત્રો કનૈયાલાલ, સ્નેહવદન વિગેરેની વાતો દિન-પરદિન વધુ ભયાનક થતી જતી હતી. દૂર રહેવાથી અને કુવરો નહિં રાખવાથી કેટલાં અસંખ્ય ખુનો થયાં હતાં, કેટલી મ્હોટમ્હોટી ચોરીઓ થઇ હતી અને કેટલાં મનુષ્યો ઘરબાર વિનાનાં થઇ ગયાં હતાં તે વિષેનાં અદ્દભુત વર્ણનો ત્હેમની પાસેથી હમે સાંભ-ળ્યાં. આવાં અસંખ્ય ખુનો, આવી મ્હોટી ચોરીઓ અને અમેરીકામાં જેમ ઘર ખસેડવાની વાતો સાંભ-ળીએ છીએ તેમ કેટલાંક મનુષ્યોનાં તો આખાં ઘરને ઘર ઉપડી ગયાં એવા બનાવો અંગ્રેજ સરકારના રાજ્યમાં ધોળે દિવસે (હમારા મિત્રોની વાતોમાં આવા બનાવો ધોળે દિવસે જ બનતા) બને અને તેમ છતાં ત્હેને વિષે કાંઇ ચર્ચા વર્ત્તમાનપત્રોમાં કેમ નહિં થતી હોય એવો પ્રશ્ન મ્હેં એમને ઘણીવાર પૂછયો હતો પણ એ પ્રશ્નનું નિરાકરણ કરવાને બદલે મ્હને હાસ્યરસ કઇ જગ્યાએ વાપરવો તે જ આવડતું

નથી; એમ એ લોકોએ સરલાના મન ઉપર ઠસાવ્યું. સરલા પણ જ્યારે ત્હેમના પક્ષમાં ગઇ ત્ય્હારે હું કંટાળ્યો. બ્હારના શત્રુઓ સ્હામે હું ટકાવ કરી શકત પણ અંદર અન્દર જ જ્ય્હારે ફુટફાટ પડી ત્ય્હારે હું કંટાળ્યો, મ્હારાથી ટકાયું નહિ. કાંઇક પણ ખખડાટ થાય એટલે ભર ઉંઘમાંથી કોઇ માણસને જગાડીને આખા ઘરનાં બારી બારણા જોઇ આવવા, હાથમાં ન્હાનું ફાનસ આપીને ત્રણ ચાર વખત મોકલે ત્ય્હારે ત્હેને શા શા વિચારો આવે તે જેને એવો અનુભવ થયો હોય તે જ જાણી શકે તેમ છે. આવી વખતે કનૈયાલાલ, સ્નેહરત્ન, અન્ય સગાંવ્હાલાંઓ, ચોર-લોકો, કુતરાઓ અને કુતરા વગરના માલિકો પ્રત્યે મ્હારા હૃદયમાં એવો તિરસ્કાર ઉત્પન્ન થતો હતો અને પરિણામે હું એવા પ્રકારની ભયંકર ધમકીઓ એમના સૂક્ષ્મ શરીર તરફ ફેંકતો હતો કે જો ત્હેમાંથી થોડીક પણ 'ટેલીપથી' દ્વારા ત્હેમને પહોંચી હોત તો બ્હીકથી જ તેઓ બેશુદ્ધ થઇ ગયા હોત.

આવાં આવાં કારણોથી મ્હેં આખરે મ્હારા શુભેચ્છકોની શિખામણ માની અને કુતરો રાખવાનો નિશ્ચય કર્યો. સુભાગ્યે નીચલી જાહેર ખબર મ્હને એક વર્તમાનપત્રમાંથી મળી આવીઃ—

વેચવાનો છેઃ—જાનમાલની સલામતી ઇચ્છનારને—એક મ્હોટો બુલ-માસ્ટીફ-બોર હાઉન્ડ. વજન, ૧૪૦

સ્વલ. ઉંચાઇ ૩૪ ઇંચ. ચોર લોકનો કટ્ટો શત્રુ. ફક્ત રૂા. ૩૦ માં આપી દેવામાં આવશે. જેની માગણી પ્હેલી આવશે ત્હેને મળશે. લખો અથવા તાર કરોઃ—બાબુ રામનારાયણ, હનુમાનગલી, મુંબાઇ.

"બસ, આપણે જેવો જોઇતો હતો તેવો જ કુતરો લાગે છે. એકદમ વાર કરો." સરલા બોલી.

"કાગળ લખીએ તો નહિ ચાલે?" મ્હેં પ્રશ્ન પૂછ્યો.

"કાગળ પણ શું કરવા લખો; ત્રણેક માસ પછી ત્હમે મુંબાઇ જવાના છો ત્હારે જ ખબર કહાડજોને!"

આ ઉપરથી મ્હેં તાર કર્યો. જવાબમાં એક પોસ્ટ-કાર્ડ મળ્યો જેમાં લખ્યું હતું કે ત્હમારી માંગણી સૌથી પ્હેલી હતી એટલે રૂપિયા મોકલવાથી કુતરો રવાના કરવામાં આવશે.

* * *

બેએક દિવસ પછી બપોરે આશરે બેએક વાગ્યે હમારી ચાકરડી રાધી આવી અને બોલી કે એક ગાડા-વાળો કુતરો લઇને આવી પહોંચ્યો છે અને પૈસા માગે છે.

"લે પૈસા લે. ગાડાવાળાને કહે કે કુતરાને પાછલા વાડામાં એક જગ્યાએ બાંધે. હું પછીથી જોવા આવું છું." મ્હેં કહ્યું.

" જી, કુતરાને એક લાકડાના ખોખામાં પૂર્યો છે ને ગાડાવાળો પોતે ખોખું ગાડામાંથી ઉતારવાની ના પાડે છે."

" કેમ ? " સરલાએ પૂછ્યું.

" કુતરાનો દેખાવ બહુ ભયાનક લાગે છે. "

" અહં ! છટ્ ! " હું હસીને બોલ્યો. " ત્હને પણ જો એકાદ દિવસ ખોખામાં ભૂખી પુરી હોય તો તું પણ બ્હીહામણી લાગે. ત્હમે શું કરવાનાં હતાં ? એ તો મ્હારે જ આવવું પડશે. "

" ચાલો હું પણ આવું છું. " સરલા બોલી.

હમને એટલા ઉપર જ ગાડ વાળો મળ્યો; ત્હેણે પૂછ્યું, " ત્હમે હમણાં જ કુતરાને ખોખામાંથી બ્હાર ન્હીકાડવા માગો છો ? "

" હાસ્તો વળી કેમ ? " મ્હેં પૂછ્યું.

" તો મ્હને પ્હેલા ગાડા ઉપર ચ્હડી જવા દો. હું ગાડું હંકારી મૂકું એટલે ત્હમે ત્હમારે કુતરાને છોડજો. મ્હને એ આખોને આખો ખાઇ જવા માગે છે. " ગાડાવાળો બોલ્યો.

• " કુતરો તે કાંઇ વાઘબાઘ છે કે શું ? " મ્હેં ત્હેની સ્હામાં કાંઇક તિરસ્કારથી હસીને પૂછ્યું. " અને તું મરદ છે કે કોણ છે ? કુતરો ભૂખ્યો તો થયો જ હશે. રાખી, જા, એને માટે રસોડામાંથી કાંઇક ખાવાનું લઇ આવ. "

" જો જો વ્હાલા, સંભાળજો હોં, " સરલા બોલી. હું આગળ ચાલ્યો. મ્હારી પાછળ ગાડાવાળો, સરલા અને રાધી આવ્યાં.

" ભાઈશાબ, મ્હને પ્હેલાં ન્હાસવા દો, પછી ફાવે તેમ કરજો. " ગાડાવાળો બોલ્યો અને હું કાંઇક ત્હેને ઉત્તર આપું તે પહેલાં તો ત્હેણે ગાડા ઉપર ચ્હડીને હંકારી મૂકયું.

હું હજી તો ગાડાવાળાના બ્હીકણપણા ઉપર હસતો હતો એટલામાં ખોખામાંથી કુતરાનો ઘુરકવાનો અવાજ નીકળ્યો. અવાજ એટલો પ્રચણ્ડ હતો કે અનિચ્છાએ મ્હારાથી બેએક ડગલાં પાછા હઠી જવાયું. રાધીના હાથમાંથી રોટલીની રકાબી નીચે પડી ગઇ અને સરલા પણ આગળ વધતી હતી તે અટકી ગઇ.

" ખરેખર, આ કુતરો ચોરોને બહુ ભારે પડશે હોં ! " હું ખોખાની તરફમાંથી કુતરાનો બાંધો જોતો બોલ્યો.

ખરે જ કુતરાનો બાંધો બહુ જ હૃષ્ટપુષ્ટ હતો; અને ત્હેનો દેખાવ એવો ભવ્ય હતો કે મ્હને એમ જ લાગ્યું કે હમારો માળી આવે ત્યાં સૂધી ખોખું તોડવું નહિં.

" હવે ખોખું તોડોને, " સરલાએ કહ્યું.

" એમાં બેએક માણસની જરૂર છે. ખોખું મજબૂત છે. મ્હારા એકલાથી તૂટે એમ નથી. " હું બોલ્યો.

પરંતુ માળીએ આવવાની કાંઇ પણ વૃત્તિ દેખાડી નહિં અને કુતરો રોટલીઓ જોઇને વધુ ઉશ્કેરાતો ગયો એટલે મ્હેં રાધીને માળીને તેડવા મોકલી.

માળી અને રાધી આવ્યાં. મ્હેં માળીને કહ્યું, "કુતરો આવી પહોંચ્યો છે. હવે હું એને બહાર કઢાવવા માગું છું."

"એમ શાબ! બહુ સારૂં." માળીએ નિરાંતે જવાબ આપ્યો.

"ચોર લોકની મગદૂર નથી કે આ કુતરો ઘરમાં હોય ત્યારે ઘરમાં આવે." મ્હેં માળીને જરા ઉત્તેજિત કરવા કહ્યું.

"પણ શાબ! એ જાણી શકશે કે ખરો ચોર કોણ છે અને સારો માણસ કોણ છે?" માળીએ કુતરા સામું જોતાં કહ્યું.

"એટલે?"

"કુતરો બહુ વિકરાળ લાગે છે," માળીએ ઉત્તર આપ્યો.

"તેથી જ મ્હેં વેચાતો લીધો ને," મ્હેં કહ્યું.

"પાછો મોકલવાની શરતે?" માળીએ કંઇક આશાથી પૂછ્યું.

"ના. મ્હેં ઉત્તર આપ્યો.

"કુતરાના માલિકે લખ્યું હતું કે એટલી સસ્તી કિંમતે કુતરો આપી દેવામાં આવે છે કે પાછો લેવાની શરત નથી." સરલાએ માળીને સ્હમજણ પડતાં કહ્યું.

"માલિક બહુ પાકો ઠગ લાગે છે," માળી બોલ્યો.

"હ્મારી વાત હવે ક્ય્હારે પૂરી થશે ? આ કુતરો બિચારો ભૂખ્યો થઇ ગયો છે એટલે ચ્હીડવાઇ ગયેલો લાગે છે, માટે વાત બંધ કરો. હું આ ખોખું તોડીને એને બ્હાર કહાડવા માગું છું." હું કંટાળીને બોલ્યો.

"કહાડો શાબ," માળી એકદમ સતેજ થઇને બોલ્યો. "વાડીમાં મ્હારે ક્યારામાં પાણી રેડવું છે તે રેડવા જાઉં ?"

'ના, પ્હેલાં મ્હને આ એક પાટીયું ઉખેડવામાં મદદ કરીને પછી જા."

આ વખતે હું બહુ હિમ્મતથી બોલ્યો હઇશ એમ મ્હને લાગે છે કારણ કે માળીએ મ્હારી આજ્ઞાનો ભંગ કરવાનો પ્રયત્ન કર્યો નહિં બેએક મીનીટ થઇ ગઈ પણ હું કે માળી બેમાંથી એકે આગળ વધ્યા નહિં માળી આ કુતરાથી ઘણો ગભરાતો હોય એમ લાગ્યું. એટલામાં સરલા બોલી.

"એની મેળે જ એ પાટીયું કરડીને બ્હાર નીકળે તો સારૂં નહિં !"

" અરે, પણ એમ તે એનાથી નીકળાતું હશે !" મ્હેં કહ્યું.

" પણ એણે તો કરડવાનું શરૂ કર્યું લાગે છે." સરલાએ ખોખા સ્હામી આંગળી કરીને કહ્યું.

હું અને માળી જોવાને એકદમ આગળ વધ્યા પરન્તુ તરત જ પાછા હઠી ગયા. કુતરાએ ખરેખર ખોખાનાં પાતળાં અને છેટે છેટે જડેલાં પાટીયાંમાંનું એક કરડવાનું શરૂ કર્યું હતું. ત્હેની સાથે ઘુરકવાનો અવાજ કાન ઉપર ઘણી ખરાબ અસર કરવા લાગ્યો.

" આમ હાથે ઉઘાડવા કરતાં હથોડી લઇ આવીએ તો સારૂં," મ્હેં ક્ષણભર વિચાર કરતા કહ્યું.

હું આટલું બોલ્યો તેટલામાં તો રાધી અને સરલા કાંઇક ત્વરાથી ઓટલા ઉપર થઇને રસોડામાં અદૃશ્ય થઇ ગયાં.

" ત્હમે ઊભા રહો. હું હથોડી લઇ આવું," માળી બોલ્યો.

મ્હેં એને કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ અને રૂવાબમાં રસોડા ભણી ચાલવા માંડયું. માળી પણ મ્હારી પાછળ આવ્યો. રસોડામાં રાધી હાથમાં હથોડી લઇને મ્હને સ્હામી મળી.

" લ્યો આ હથોડી." ત્હેણે કહ્યું.

"એકલી હથોડીને શું કર? સાથે છીણી પણ જોઇશે." મ્હેં કહ્યું.

હું છીણીને માટે રાહ જોતો હતો. એટલામાં પાટીયું કરડવાનો અવાજ એકદમ બંધ થઇ ગયો. તરત જ એક કુહકાનો અવાજ સંભળાયો અને પછી ભેત્રણ ગર્જના થઇ હોય તેવો ધ્વનિ હમારે કાને પડ્યો.

"એ બ્હાર નીકળ્યો જણાય છે." માળી કાંઇક ધ્રુજતે અવાજે બોલ્યો.

મ્હેં રસોડાના ઓટલા ઉપરથી ઉતરીને વાડાનો ઝાંપો જે ઉંચો હતો અને છીણી લેવા આવતી વખતે હમે બંધ કર્યો હતો ત્યાં ત્હાના સ્ટુલ ઉપર ચ્હડીને જોયું તો અન્દર કુતરો બે ખાંમાંથી છુટો થઇને રોટલી ખાવા લાગ્યો હતો. પણ તે વખતે ત્હેની ગર્જના ખરે જ ભયંકર લાગતી હતી. જરા સ્ટુલ વાંકું થયું હશે એટલે હું નીચે ઉતરી પડ્યો અને પાછો ચ્હડીને જોઉં છું તો કુતરાએ હમારા સસલાંનાં પાંજરામાંથી એક સસલાને પકડ્યું હતું તે મ્હારા જોવામાં આવ્યું.

"સરલા, આજે તો ત્હારૂં એક સસલું પકડ્યું." મ્હેં સ્ટુલ ઉપર ઉભા ઉભા, રસોડાને ઓટલે ઊભેલી સરલાને કહ્યું.

"અરે! ત્યારે છોડાવોને!" ત્હેણે બૂમ મારી.

"છીઃ! છઃ! બૉબી! કુતરા! બૉબી! છોડી દે." મ્હેં કુતરાને કહ્યું.

પણ મ્હેં જાણે વાઘને કેમ કહ્યું નહિં હોય તેમ વાઘના જેવી જ ત્રાડથી તે મ્હારી સ્હામે ઘુરકયો.

"હજી ખાય છે?" સરલાએ રડવા જેવી થઇ જતાં પૂછ્યું.

"હા, બા." માળી જે મ્હારી પાસે આવીને ઝાંપા ઉપરથી ડોકાતો હતો તે બોલ્યો.

"હું મૂકાવવા જાઉં?" હું દાંત પીસીને બોલ્યો.

"ના ના, ત્હમે રહ્યાં? એ તો ત્હમનેય મારી નાખે." સરલા ગભરાતી બોલી.

મ્હને સરલાનું કહેવું વ્યાજબી લાગ્યું નથી એમ નહિં. હમે એકેકની સ્હામા જોતાં ઉભાં રહ્યાં. વાડામાં ઘુરકવાનો અવાજ અટકતો ન હતો.

"પણ હવે કરવું શું?" કુતરાએ બીજા સસલાને પકડયું તે જોઇને મ્હેં કહ્યું. "એ તો એવી રીતે બધાંય પૂરાં કરી મૂકશે."

"ત્હેનું પેટ ભરાશે એટલે એની મેળે બંધ કરશે." માળીએ પોતાનો વિચાર જણાવ્યો અને તે તરત જ ખરો પણ પડયો કારણ કે રોટલીઓનો ચોડો અને ચાર સસલા ખાધાં એટલે આળસ મરડીને કુતરાએ આમથી તેમ ફરવા માડયું. થોડીવારમાં તે હમારાથી દેખાતો બંધ થયો.

"હવે એ વાડાની બ્હાર ચાલ્યો ગયો હશે! પાછો નહિં પણ આવે." સરલાએ આશા દેખાડી.

"ના, ના, એવું તે આપણું ક્યાંથી ભાગ્ય હોય ? આવું સારૂં ખાવાનું મળતું હોય તો શું કરવા તે ચાલ્યો જાય ?" હું બોલ્યો.

"આહા ! જો ત્હેને એકવાર સાંકળથી બાંધી દઇએ ને." સરલા બોલી. "તે જ છે ને" મ્હેં કહ્યું. કુવરો વાડામાંથી ફરીને આગળ ગયો લાગે છે. જગુ ! તું ક્યારામાં પાણી રેડવા જતો હતો ને !"

"નાજી, હવે અત્યારે પાણી રેડવાની જરૂર લાગતી નથી. કાલે જઇશ,"

"બહુ સારૂં. ફાવે તેમ કર." આટલું કાંઇક દઢતાથી બોલીને હું અને સરલા હમારા ડ્રૂઇંગ રૂમમાં ગયાં. ત્હાંથી બારીમાંથી આગલી વાડી, ટેનીસ કૉર્ટ અને વાડીનો દરવાજો બરાબર દેખાતાં હતાં. આ ટેનીસ કૉર્ટ જોતાં જ સરલાને યાદ આવ્યું. તે ગભરાઇને બોલી. "અરે, આજે તો બધા ટેનીસ રમવાને આવવાના છે; અને મ્હેં તો કહ્યું છે કે જરા જલ્દી આવજો. હવે શું કરીશું ?"

"હું શું જાણું ?" મ્હેં વાડી ભણી દૃષ્ટિ રાખીને કહ્યું.

"પણ આવું ભયાનક પ્રાણી દરવાજા પાસે જ છૂટું ફરતું હોય અને ત્હેમને વગર જાણ્યે જ અન્દર દાખલ થવા દેવા તે સારૂં નહિં."

" પણ તેં કેમ જાણ્યું કે કુતરો ત્હેમના ઉ
હુમલો કરશે જ ? " હુ બોલ્યો. " આખરે તો
કુતરો જ છે ને, ઠરી ઠરીને શું કરવાનો હતો ? "

" ત્હમે છેક શું આમ દયાહીન થાઓ છો." સ
દર્યાદ્ર અવાજે બોલી.

" પણ ત્યહારે શું હું વાડીમાં જઇને—"

હું વાક્ય પૂરૂં કરી નહિં રહું એટલામાં કન
લાલની સાઇકલની ઘંટડીનો અવાજ સંભળાયો. ર
કાંઇ પણ ઉપાય સૂઝયો નહિં. વાડીનો દરવાજો
ડયો. સાઇકલ સાથે કનૈયાલાલ અન્દર દાખલ થ
એક ઝાડના ઓથા નીચે સૂતેલો કુતરો ઉઠયો
ઘુરકયો, કનૈયાલાલે કુતરાની સ્હામા જોયું અને કુતર
કનૈયાલાલની સ્હામા જોયું. બન્ને પોતપોતાની જ
એથી ખસ્યા નહિં. આમ કયહાં સુધી ચાલત તે
અટકળ કરવી મુશ્કેલ છે પણ એટલામાં કનૈયાલાલ
દરેક વાતમાં પોતાને પ્રવીણ ધારે છે ત્હેમણે કુત
' ડૉગી ! ડૉગી ! કમ હીઅર ! ' કરીને બોલાવ્યો.
યાલાલનો ઘાંટો બહુ રમ્ય નથી તો પણ છેક કા
કર્કશ લાગે તેવો તો નથી જ તેમ છતાં કોણ
શાથી કુતરાને તે ઘાંટો રૂચ્યો નહિં. ગમે તેવાં
ખટાઇ વાજાંને શરમાવે તેવો ઘાંટો પાડીને ત્હેણે
યાલાલ તરફ છલંગ મારી.

સરલા મ્હને પાછળથી કહેતી હતી કે તે વખતે ત્હેણે આંખ્ય મીંચી દીધી હતી; પણ મ્હેં તો આંખ્ય ઉઘાડી રાખવાથી હિંમત આગળ પડી આવે છે એવા વિચારથી આંખ્યો ઉઘાડી જ રાખી હતી. કનૈયાલાલે સમયસૂચકતા વાપરીને દરવાજા ભણી દૃષ્ટિ કરી પણ તે કાંઈક દૂર જણાયો એટલે બીજી બાજુ દૃષ્ટિ કરી; જ્હાં ન્હાનું માળીનું ઝુંપડું હતું તે ત્હેમણે જોઈ લીધું અને સાંકલને જમીન ઉપર ફેંકીને અનિવાર્ય વેગથી તે તરફ કૂદકો માર્યો. એક ક્ષણનો વિલમ્બ થાત તો શું પરિણામ આવત તે કલ્પી શકાતું નથી કારણકે કનૈયાલાલે ઝુંપડામાં જઈને બારણાં વાસ્યાં કે તરત જ કુતરાનો પંઝો બારણાં સાથે અફળાયો. આ અચાનક હુમલાથી કનૈયાલાલ ઘણા ગભરાઈ ગયા હશે એમ મ્હને લાગ્યું કારણ કે ઝુંપડામાંથી પાંચેક મીનીટ થઈ ગઈ હશે તે પછી જ ત્હેમનો અવાજ અને તે પણ ધ્રુજતો સંભળાયો.
“ નાનાભાઈ ! ”

“ કેમ કનૈયાલાલ ! ”

“ અરે, અહિં કોઇ ઘણો જ વિકરાળ કુતરો આવ્યો લાગે છે, ” ત્હેમણે ઝુંપડાની અન્દરથી બુમ મારી. “ મ્હારી પાછળ પડયો હતો અને હજી પણ હું ધારૂં છું કે તે બારણાં પાસે જ ઉભો છે. ”

"હાં, હું ત્હેને જોઇ શકું છુ," મ્હેં બારીમાંથી ઘાંટો પાડયો. "ઘણો ભયંકર જણાય છે."

"પણ ત્યહારે ત્હમે જરા એને બીજી બાજુ બોલાવી જૂઓને."

"એમાં કાંઇ વળે તવુ નથી, ભાઇ!" મ્હેં પાછો ઘાંટો પાડયો.

"પણ બોલાવવાનો પ્રયત્ન તો કરો."

ત્હેમના કહેવા પ્રમાણે મ્હેં ત્રણ ચાર બૂમો પાડી પણ તે ત્યહાંથી ખસ્યો નહિં. પાછી મ્હેં કનૈયાલાલને બુમો પાડી અને ત્હેમને જણાવ્યું કે કુતરો ત્યહાંથી ખસતો નથી. સાથે સાથે એમ પણ સ્હમજાવ્યું કે હુમે પણ ત્હેને હુમણાં જ જોયો છે એટલે ઉત્તરમાં કનૈયાલાલે ઘાંટો પાડીને પૂછયું.

"પણ મ્હારે કરવું શું?"

"કરવું શું!? અન્દર ભરાઇ રહેવું."

"પણ ક્યહાં સૂધી?"

"તે તો હું કેવી રીતે જાણી શકું? કનૈયાલાલના આવા અણઘટતા સવાલોથી હું જરા ચ્હીડવાઇને બોલ્યો. 'ત્હમે બધી હકીકત તો જાણો છો."

"હા, તે તો હું જાણું છું પણ મ્હારે આ ઝુંપડાં-માંથી બહાર તો નીકળવું જ પડશે ને. અને તે સિવાય હવે બીજાં માણસો અહિં આવવા માંડશે

ત્હેનું કેમ કરશો ? અન્દર બોલાવીને મારી નાખવા તો નથી ધાર્યા ?"

આમાં જાણે કાંઇ મ્હારો વાંક હોય તેમ કનૈયાલાલને બોલતા સાંભળીને મ્હને ગુસ્સો આવ્યો પણ પછી તે શમાવીને હું બોલ્યો. "મ્હને એક વિચાર સૂઝયો છે. મ્હારા કરતાં ત્હમે રસ્તાની પાસે વધુ છો તેથી જો જાળીયામાંથી ત્હમે ડોકું કહાડીને આવતા લોકોને અહિંની હકીકતથી વાકેફ કરો તો ઠીક થાય."

આ મ્હારો વિચારો ત્હેમને પસંદ પડયો હોય તેમ જણાયું કારણ કે તરત ત્હેમના ઘાંટા શમી ગયા અને જાળીયાંનું કટાઇ ગયેલું બારણું ઉઘડવાનો અવાજ સંભળાયો. ત્યાર પછી એક કલાકેક સૂધી મ્હેં અને સરલાએ, કનૈયાલાલ બ્હારથી હમારે ત્હાં આવતા મિત્રોને હકીકત સમજાવતા હતા અને પાઘડા વાળતા હતા તે બારીની પાસે બેસીને સાંભળ્યું.

તે વખતે તાપ સખત હતો એટલે ઉભા રહીને જાળીયામાંથી દરેક નવા આવનારને પહેલેથી માંડીને વાત સમજાવવી તે કાંઇ રમત વાત ન હતી, એમ મ્હને કનૈયાલાલના બેસી જતા ઘાંટા ઉપરથી લાગ્યું. ત્હેમાં વળી દરેક આવનાર પૂરેપૂરી હકીકત સાંભળ્યાં વગર પાછું જતું નહિં તેમ જ કોઇ કોઇ તો પછી પણ જીદથી આ સઘળું મશ્કરીને માટે જ ગોઠવી કહાડયું છે એમ ધારતું. હમે બારીમાંથી બ્હારના

લોકના હસવાના અવાજો, કનૈયાલાલના ગભરાએલા ઘાંટા અને કુતરાની થોડે થોડે વખતે થતી ગર્જના સાંભળતાં હતાં. વચમાં, ટેનીસના બહુ જ શોખીન સ્નેહવદને તો કનૈયાલાલની બધી જ વાત ખોટી માની અને દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન પણ કર્યો એટલામાં જ કુતરાની ગર્જના ત્હેમના સાંભળવામાં આવી. દરવાજો ભડાકૂ દઇને બંધ થયો અને થોડી જ વારમાં સ્નેહવદનને કોઇની સાથે દોડવાની શરતમાં ઉતર્યા હોય તેવી ઝડપમાં દોડતા જતા હમે સાંભળ્યા. દોડતાં દોડતાં પણ બૂમ મારતા ગયા કે 'ત્હારે એ હરામખોરને ગોળીથી વીંધી નાખોને. કોઇનો જાન જશે તો શું કરશો?'

તરત જ કનૈયાલાલનો ઘાંટો ઝુંપડામાંથી સંભળાયો. "આ સ્નેહવદન કહેતા ગયા ત્હેમાં કાંઇ છેક ખોટું નથી. આખરે હમારે કાંઇ એવો જ ઉપાય શોધવો પડશે."

ચ્હાનો વખત થયો હતો અને રાધી ચ્હાના પ્યાલા લઇ પણ આવી હતી એટલે તે લેતાં મ્હેં પાછી બૂમ મારી. "જરા આટલી ચ્હા પી લઇને શું કરવું ત્હેનો વિચાર કરી નાખીએ. માફ કરજો કનૈયાલાલ! હમને ચ્હા આપી શકાતી નથી."

"નારે એમાં શું" કનૈયાલાલે ઘાંટો પાડયો. "પણ જરા જલ્દી પી લેજો."

ચ્હા પીતાં પીતાં સરલા બોલી. "હવે આપણો બીજો ઇલાજ હોય તેમ લાગતું નથી. કુતરાને મારી નાખવો જ પડશે."

આને આ જ સૂચના સ્નેહવદન, કનૈયાલાલ અને સરલા તરફથી થોડે થોડે અન્તરે થઇ અને તે અમલમાં લાવવાનો બધો જ બોજો મ્હારા ઉપર નાખી દીધો તેથી હું બહુ ચ્હીડવાઇ ગયો. કુતરો રાખવાની સલાહ આપનાર પણ આ જ ત્રણ જણાં અને હવે કુતરો રાખ્યો ત્યારે એનાથી બ્હીવામાં પણ આ જ ત્રણ જણાં !

"તમને બધાંને તો કહેતાં થાય છે પણ મ્હારે તો કરવાનું છે." હું બોલ્યો. "રૂા. ૩૦ પાણીમાં જાય તે વાત પડતી મૂકીએ તોપણ એને મારવો શાથી ત્હેનો કાંઇ વિચાર કર્યો ? બંદુક સિવાય કોઇ બીજી ચીજથી મારી શકાય તેવું નથી. મ્હારી પાસે રીવોલ્વર તો છે પણ તું જાણે છે કે પંદર ફીટનું અન્તર હોય તો જ હું આંટી શકું છું."

"ત્યારે પંદર ફીટથી જ મારો," સરલાએ કહ્યું.

"પન્દર ફીટથી મારો ? અને તેમ કરતાં હું નિશાન ચૂકયો તો ? કુતરો પછી પોતાનું નિશાન ચૂકે તેમ નથી."

"નહિ ત્યારે વ્હાલા, ત્હમે નહિં જ જવા." સરલા કાંઇક ગભરાઇને બોલી.

"હું, હવે તું કાંઇક સમજી ખરી. અલબત્ત ત્હેને ખસેડવાનો કાંઇક ઉપાય શોધવો તો પડશે જ. વખતે એકાદ સસલું આપણી બારી આગળ ટાંગીએ તો—અરે, પેલા હરામખોર માળીને શું થયું? આટઆટલી બૂમો શેનો મારે છે?"

રસોડામાંથી માળીનો ખોખરો અવાજ એકદમ ગાજી ઉઠયો અને ત્હેની ચીસો ઉપરાઉપરી સંભળાવા લાગી તે જોઇને હું બેસી ઉઠયો.

"વખતે કુતરો રસોડામાં તો નહિં આવી પહોંચ્યો હોય!" સરલાએ ગભરાઇ જઇને મ્હારો હાથ પકડતાં કહ્યું.

"ના ના એમને તેમ લાગતું નથી. એ તેમ કોઇક રસ્તા ઉપરથી એ લાવે છે."

"અરે, અહિંથી ચાલી જા! દોડી જા! એ છોકરી. અરે, નાનાભાઇ! હમણાં સત્યાનાશ વળી જશે!" ઝુંપડાને કમ્પાવતો અને હમારા હૃદયને ધડકાવતો કનૈયાલાલનો ફાટી ગયેલો ઘાંટો ગાજી ઉઠયો.

"પણ શું છે શું?" હું અને સરલા બન્ને બોલી ઉઠયાં.

"અરે, આની તરફ એક ન્હાની છોકરી ચાલી આવે છે અને મ્હારૂં કહ્યું સાંભળતી હોય તેમ જણાતી નથી."

"ત્હેને સોનેરી વાળ છે?" સરલાએ પૂછ્યું.

"હા." કનૈયાલાલે ઉત્તર આપ્યો.

"તો એ ત્હારે પેલા રૂસ્તમજીની છોકરી શીરીન ! એ તો બ્હેરી છે. હાય, હાય ! હવે ?" સરલા આટલું બોલતાં બોલતાં તો રડી પડી.

આવે ટાંકણે કાંઇ હું મ્હારી બહાદૂરીના બાંગાં ફુંકવા માગતો નથી પણ ફક્ત જે બન્યું તે જ લખું છું. સરલા બોલી નહિં રહી એટલામાં તો હું મ્હારા ઓરડા ભણી દોડયો અને કબાટમાંથી રીવૉલ્વર લઇને પાછો આવ્યો. મ્હારૂં આખું શરીર જાણે પત્થરનું થઇ ગયું હોય તેમ લાગતું હતું.

"વ્હાલા, ત્હમે કય્હાં જાઓ છો ?" સરલા હું બારણું ઉઘાડતો હતો તે અટકાવી બોલી.

"મ્હને જવા દે સરલા, હું કુતરાને ઠાર કરવા જાઉં છું. જો ગોળી બરાબર વાગી તો તો ઠીક છે અને જો ચુકયો તો હું અને શીરીન બન્ને જીવતાં પાછાં નહિં ફરીએ." હું દાંત કચકચાવતો બોલ્યો.

"પણ ત્યહારે ત્હમે નહિં જાઓ. ત્હમે જશો તો હું ત્હમારી સાથે આવીશ" સરલાએ મ્હારો હાથ નહિં છોડયો તેમ છતાં મ્હેં બારણું ઉઘાડયું અને બ્હાર નીકળ્યો. અભિમન્યુ ઉત્તરાનો હાથ તરછોડી કૌરવોની સ્હામા જવા નીકળ્યો હતો તે કથા મ્હને સાંભર્યું આવી. મ્હારૂં હૈયું જુસ્સાથી કંપવા લાગ્યું. હું ઓટલાનાં પગથીઆં ઉતર્યો. તે જ વખતે મ્હને સાંભળ્યું કે મ્હારી બન્દુકમાં ગોળી ભરવી તો હું ભૂલી જ ગયો

હતા પણ હવે પાછા જવાનો વખત નહોતો. હું આગળ જ ધસ્યો. કુતરાની પીઠ મ્હારી સ્હામા હતી એટલે તેણે મ્હને જોયો નહિ. એટલામાં ઝુંપડાનું બારણું પણ ધીમે રહીને ઉઘડયું. એક હાથમાં દાતરડું અને બીજા હાથમાં દાતરડું ઘસવાનો પત્થર લઇને વિકાળ સ્વરૂપ ધારણ કરીને પરશુરામ જેવા શોભતા કનૈયાલાલ ઝુંપડામાંથી બ્હાર નીકળ્યા. દાતરડાની સાથે ઘસવાનો પત્થર શા માટે એમણે લીધો હશે તે મ્હને સમજાયું નહિં. શું લડાઇ બંધ રહે તેટલા વખતમાં દાતરડું પાછું તીક્ષ્ણ કરી શકાય તેટલા માટે લીધો હશે? કનૈયાલાલ પોતે જ પત્થર લેવાનું કારણ જાણતા હશે? આવા અનેક પ્રશ્નો મ્હારા હૃદયમાં સ્ફુરી આવ્યા પણ પૂછવાનો વખત નહોતો તેમ તે વખતે પૂછત તો જવાબ મળત કે નહિં તે પણ શંકાસ્પદ હતું તેથી હું કાંઇ બોલ્યો નહિં. ચુપાચુપ હું અને કનૈયાલાલ કુતરાની પાસે જતા ગયા.

દરવાજાનું બારણું ઉઘડયું. સોનેરી વાળવાળી ન્હાની સાતેક વર્ષની શીરીન, પોતાની ભૂરી આંખ્યો સાનન્દાશ્ચર્યથી કુતરા સ્હામી ફેરવતી કુતરા પાસે આવતી ગઇ. પરિણામ શું આવશે તે વિચારથી હું અને કનૈયાલાલ એટલા ગભરાઇ ગયા હતા કે હમે તે જ જગ્યાએ સ્તબ્ધ થઇને ઉભા રહી ગયા; આગળ વધી

જ નહિં શકયા. એક પળમાં શીરીને આગળ આવીને ત્હેની સ્હામાં જોઇ રહેલા કુતરાની ડોકમાં પોતાનો કોમળ હાથ નાખ્યો. પ્રચણ્ડ કુતરો પૂછડી હલાવતો ત્હેના હાથ ચાટવા લાગ્યો.

પાછળથી મ્હારા અને કનૈયાલાલના કહેવાથી શીરીન કુતરાને વાડામાં દોરી ગઈ અને ત્યાં હમે સાંકળ આપી ત્હેનાથી ત્હેણે ત્હેને બાંધી દીધો.

* * * *

હમારા ઘરની હજી સુધી ચોરોએ મુલાકાત લીધી નથી એટલે બૉબી પોતાનું જીવન નિરાંતે ગુજારે છે. હમારે ત્હાં ટેનીસ રમવા આવનાર મનુષ્યોની સંખ્યા હમણાં હમણાં ઓછી થઇ ગઇ છે પણ ત્હેમાં બિચારા કુતરાનો શો વાંક ? મ્હોટા કદના કુતરા જૂએ એટલે જ તે આપણને કરડી ખાશે એવી કેટલાક પુરૂષોની માન્યતા હોય છે. ભલે તેઓ એમ માને. કુતરાને કહાડી મૂકીને આવી નામર્દાઇને ઉત્તેજન આપવું મ્હને પસંદ નથી. જો એમ જ કુતરા જેવાં પ્રાણીથી બ્હીતા કરીએ તો જગતમાં આપણે બીજું શું કરી શકીએ ?

## વાર્તા આઠમી.

---

# હમારો રંગનો દાબડો.

જ્યહારે મહા પરાક્રમી વીર નેપોલીયન આખાં જગતને મ્હાત કરીને વૉટરલુની રણભૂમિમાં ડ્યુક ઑફ વેલિંગટનને પરાજય આપવા ગયો ત્યહારે વરસાદ આવ્યો અને પરિણામે આખી દુનિયાને જીતવાને સમર્થ પુરૂષને સેંટ હેલેનામાં કેદી તરીકે જીવન ગાળવું પડ્યું. ગેલીપોલીમાં ૨૪ કલાકનો વખત નકામો ગયો અને પરિણામે જગતને હાલના મહાયુદ્ધના બીજા ત્રણ વર્ષો જોવાનો વખત આવ્યો. એક ન્હાની બીડી સળગતી ફેંકવાથી અમેરિકામાં પ્રચણ્ડ આગ લાગી હતી. આવાં આવાં દૃષ્ટાન્તો જ્યહારે આપણા વાંચવામાં આવે છે ત્યહારે આપણા માનવામાં આવતાં નથી, અને આપણે ગળે એ હકીકત ઉતરતી નથી; પરન્તુ જ્યહારે સ્વાનુભવથી એવી એક વાત સત્ય નીવડે છે ત્યહારે જ આપણને જણાય છે કે "નહિ, એમ બની શકે ખરૂં. ન્હાનામાં ન્હાની વાતમાંથી પણ ગંભીર પરિણામ આવે ખરૂં."

હું નેપોલીયન નથી, કે નથી હું એવો મ્હોટો મહાપુરૂષ કે જેથી કરીને મ્હારી ન્હાની ભૂલથી આખા જગત ઉપર અસર થાય; પરન્તુ એક ન્હાનો રંગનો દાબડો ખરીદ કરવાની સરલાની ઇચ્છા મ્હેં પૂરી પાડી ત્હેને

પરિણામે મ્હારે જે શોષવું પડયું હતું તે ઉપરથી હું તો કદીપણ ઉપર દર્શાવેલ સિદ્ધાન્તને માટે શક લાવી શકીશ નહિ; હું એ સ્વાનુભવને કદીપણ ભૂલી શકીશ નહિં.

રવિવારના બાર વાગ્યા હતા. રવિવારે ભારે ખાવાને લીધે હું અર્ધ ઘેનમાં પાન ચાવતો, 'વેસ્ટ મીનસ્ટર' સીગરેટના ધુમાડા કહાડતો, પુસ્તક વાંચવાના મિથ્યા પ્રયાસ કરતો ઓટલા ઉપરની આરામ ખુરશી ઉપર બેઠા હતો—લગભગ સુતો હતો. સરલા રસોડામાંથી પરવારી આવીને ઓટલાના પગથીયાં ઉપર બેઠી બેઠી બાણીની સાથે વાત કરવાનો પ્રયત્ન કરતી હતી.

રસ્તા ઉપર મનુષ્યોની આવજા થોડી હતી. કોઇક લોકલ ટ્રેન આવતાં, મનુષ્યોના ન્હાનાં ન્હાનાં ટોળાં ચાલ્યાં જતાં હતાં અને પછીથી રસ્તો પાછો ઉજડ જેવો બની જતો હતો. મ્હારા હ્રદયમાં પરમ શાન્તિ પ્રસરી રહી હતી. તેવામાં અચાનક આઘેથી મધ્યાહ્નની શાન્તિમાં વિઘ્ન નાખતો, રસ્તામાંના અર્ધ નિદ્રિત કુતરાંઓના મન્દ ઉત્સાહભર્યાં ભસવાને ઉત્તેજન આપતો એક ફેરીઆનો ઘાંટો "જૂના પૂરાણાં, ભાંગેલાં, તૂટેલાં, કાણાં પડેલાં વાસણને નવાં જેવાં બનાવી દેવાં હોય તો લેજો આ રંગના ડાબડા આ આ આ આ" ની બાંગ પૂકારતો હમારે કાને પડયો. હમને ત્રણ જણને આ ઘાંટાથી જૂદી જૂદી જાતની

અસર થઇ. શેરીના કુતરાંઓના ધીમા ભસવામાં પોતાનું પ્રચણ્ડ ભસવું ઉમેરીને બાબી નવું ચેતન આણવા તૈયાર થઇ ગયો. જીવનમાં કાંઇ અવનવો પ્રકાશ પડવાનો સમય પાસે આવ્યો હોય અને મનુષ્ય જેમ ઉત્સાહ–આશા–નિરાશા–વેદનાની તીવ્ર ઉર્મિ-ઓથી વિહ્વળ બની જાય છે તેમ સરલા વિહ્વળ બની ગઇ. હું–હું મ્હારી પરમ શાન્તિ આટલી અલ્પકાળને માટે જ હતી એ વિચારનું ભાન થતાં પરશુરામની માફક 'ન ફેરીઆઇ' પૃથ્વી કરવાના દૃઢ નિશ્ચય ઉપર આવી ગયો. ગમે તેવા ન્હાના બનાવથી પણ પરિણામે ભયાનક બનાવ બનવાનો હોય છે ત્ય્હારે મનુષ્યોને ત્હેની આગળથી આગાહિ મળે છે એમ હું માનતો આવ્યો છું અને માનું છું, મિત્રમંડળના • દેખતાં હાસ્યરસના આવેશમાં આપણે પત્નીની સહજ મશ્કરી કરીએ, મિત્રમંડળ એ મશ્કરીની પ્રશંસા કરીને ખડખડાટ હસી પડે અને પત્ની તરફથી કાંઇપણ ઉત્તર મળે નહિં એ પ્રસંગ બહુ ન્હાનો અને ક્ષુદ્ર ગણી શકાય; પણ તે જ ક્ષુદ્ર પ્રસંગને અન્તે પત્નીના વાગ્બાણનું પ્રચણ્ડ વાવાઝોડું આપણે માથે આવી પડવાનું હોય છે તો તે જ ક્ષુદ્ર પ્રસંગ પછી એકદમ આપણે ઉદાસ બની જઇએ છીએ, આસપાસની વસ્તુઓ ભયાનક આકૃતિ ધારણ કરીને આપણો ઉપહાસ કરતી ભીષણ નૃત્ય કરતી હોય તેમ જણાય

છે, અસાર સંસારમાં આપણું કોઇ નથી—' મરણ સમે મ્હારૂં કો નહિં '—આ ભયંકર, ક્રૂર રણભૂમિમાં પત્નીના હાલના તોપોના મારા જેવાં વાવાઝોડાં સ્હામે આપણને બચાવી શકે તેવું કોઇ આપણી પડખે નથી એવી પ્રતીતિ થાય છે, પ્રથમ મૂલાકાતે બિલાડીના કકડા કરીને પત્નીને પોતાની દાસી બનાવી શકનાર શૂરા પતિની વાત સર્વથા અસંભવીત અને અશકય જ હશે એવું નિરાશા ઉપજાવનારૂં ભાન થાય છે, આપણી હાસ્યરસ ઉત્પન્ન કરાવવાની શકિતને વખાણનાર પણ ભીડને વખતે આપણને સહાય ન કરનાર આપણા મિત્રમંડળ પ્રત્યે ક્રોધ અને તિરસ્કારની લાગણી પેદા થાય છે; ટુંકામાં તે મશ્કરી કરતાં જ આપણને આપણું શિહા ભવિષ્ય જણાઇ જાય છે. આ પ્રમાણે ફેરીયાની બૂમ જેવા સાધારણ પ્રસંગમાં પણ મ્હને તીવ્ર દુઃખ થયું એટલે પરિણામ બુરૂં આવવાનુ છે એવી મ્હારી ખાત્રી થઇ ગઇ.

ફેરીયાની બુમ પાસેને પાસે આવતી ગઇ "રંગના દાબડા આ આ"ની ચીસ આખા વાતાવરણને ઘેરી લેતી ગઇ. હુમારા કમ્પાઉન્ડનો દરવાજો ઉઘડયો બૉબી છલંગ મારીને આગળ ધસ્યો. બૉબી તે ફેરીઆનું ખૂન કરશે એવી આશા મ્હને ક્ષણભર થઈ, ક્ષણ વારમાં પાછી નષ્ટ થઇ ગઇ. ફેરીયાએ આવીને બૉબીને શરિરે હાથ ફેરવ્યો એટલે બૉબી શાન્ત થઇ ગયો; અ

ફેરીયો છેક હમારી આગળ આવ્યો.

" કુચ્છ નહિં મંગતા, મિયાં ચલે જાઓ," હું બોલી ઉઠયો.

ફેરીયો સભ્ય હોત તો જરૂર આ સાંભળીને ચાલ્યો જાત; પણ ફેરીયાઓમાં એ જાતની સભ્યતા હોતી જ નથી એટલે હેણે જાણે આ આજ્ઞા સાંભળી જ નહિ હોય એ પ્રમાણે તે આગળ આવ્યો અને ધીમે રહીને બગલમાં ટીંગાડેલું મ્હોટું પોટલું નીચે ઉતાર્યું.

" મિંયાં હમ બોલા નહિં કે ચલે જાઓ. કાયકું બાસ્તે શિર ફોડાતે હો રવિવારકું દિન ?" હું જ્યહારે ઉશ્કેરાઇને બોલવા જાઉં છું ત્યારે મ્હારાથી હિન્દુસ્થાની સારૂં બોલાતું જ નથી એ હું સારી રીતે સમજુ છુ, તેમ છતાં પણ આવે પ્રસંગે હિંન્દુસ્થાની ભાષાની શુદ્ધિ ઉપર ધ્યાન આપવું એ મ્હને વ્યાજબી નહિ લાગ્યું તેથી હું એકદમ બોલી ઉઠયો.

"શેઠ હું ગુજરાતી જાણું છું-હિંન્દુસ્થાનીમાં બોલવાની કાંઇ જરૂર નથી." ફેરીયાએ કૃતગની સ્હામાં આંખ પટપટાવી કહ્યું.

" ગુજરાતી જાણો છે તે જાણી હું બહુ ખુશ થયો છું પણ હમારે કાંઇ લેવું નથી એટલે મહેરબાની કરીને મિયાં ત્હમે ચાલ્યા જાઓ." મ્હેં કહ્યું.

"ત્હમે એમ શું કરોછ! જરા જોવા તો ઘો કે એની પાસે શું છે!" સરલા બોલી. હું સીગરેટના ધુમાડા જોવામાં પડયો. ફેરીયાનું પોટલું છુટયું અને અન્દરથી ચકચકતા કાગળવાળા ન્હાના ન્હાના દાબડા નીકળ્યા. એ ડબ્બા, ફેરીયાના કહેવા પ્રમાણે કોઇ વાસણમાં માથાં જેવડું કાણું પડયું હોય તો પણ સાંધી દઇ શકે તેવા હતાં. ફેરીયાના બોલવા ઉપરથી જ કોઇ સાધારણ અકકલનો માણસ હોય તો તેને શક પડે: પણ સ્ત્રીઓમાં સાધારણ અક્કલ તો ભાગ્યે જ જોવામાં આવે છે. ત્હેમને તો પ્રભુએ અસાધારણ અકકલ જ આપી હોય છ એટલે સરલાને પેલાના કહેવા ઉપર વિશ્વાસ બેઠો અને છ ન્હાના રંગના દાબડા અને એક મ્હોટી પીછી એટલા ઉપર મૂકીને ફેરીયો અન્યના જીવનમાં કંટકરૂપ થવા ચાલતો થયો.

"સરલા આમાં ત્હેં મૂર્ખાઇ જ કરેલી છે. હું આ કામમાં ત્હને બિલકૂલ મદદ કરવાનો નથી." મ્હેં કહ્યું.

"હું કયહાં કહું છું કે ત્હમે કરો? હું, રઘી અને માળી કરશું, ત્હમેં ત્હમારે બેશીને જોયાં કરજો ને." જવાબ મળ્યો.

થોડીવારમાં વાડામાં મ્હોટું ન્હાવાનું ટબ, ત્રણ-ચાર સડી ગયેલી કાણી બાલદી, કાણા લોટા વગેરે વાસણો ખડખડાટ ભડભડાટ કરતાં આવી પહોંચ્યા. રઘી

અને માળીને સરલાના નવાં નવાં પરાક્રમો અને પ્રયોગોમાં બહુ ઓછો વિશ્વાસ હોય છે એટલે તેઓ નિરૂત્સાહથી કામ કરવા લાગ્યાં; રંગનો દાબડો ઉઘડયો. પીછીથી રંગવાનું કામ શરૂ થયું; પ્રથમ એક કાણા લોટા ઉપર પ્રયોગ અજમાવવામાં આવ્યો. લોટો રંગાયો અને સૂર્યના તેજમાં ચળકવા લાગ્યો.

“ઓહો હો હો ! કેવું ગ્રાંન્ડ ! લોટો કેટલો સરસ લાગે છે !” સરલા પોતાના કાર્યથી પૂર્ણ સન્તોષ પામતી બોલી.

“અન્દર પાણી રહેશે કે ?” મ્હેં પૂછ્યું.

“રહેશે નહિં તો જશે ક્યહાં !” સરલા બોલી. “રંગતો અત્યારમાં સુકાઇ પણ ગયો.”

હું આરામ ખુરશી ઉપરથી ઉઠયો અને નળેથી બાલદી ભરીને પાણી લઇ લાવ્યો. એટલામાં તો સરલાએ ટબને રંગવાનું કાર્ય શરૂ પણ કરી દીધું હતું.

મ્હેં એક હાથે લોટો પકડીને બીજે હાથે અન્દર પાણી રેડ્યું. લોટામાંનું પાણી ચીકણું ચીકણું થઇ ગયું.

મ્હેં લોટાને નીચે મૂકવાનો યત્ન કર્યો પણ હું મૂકી શકયો નહિં. મ્હેં ભુલ્યમાં અને ઉતાવળમાં બીજે હાથે લોટાને પકડયો.

હું કેદી થઇ ગયો !

નાટકના તખ્તા ઉપર ભર કચેરીમાં નાયકના હાથમાં અચાનક બેડી પહેરાવી દેવાય છે ને વખતે નાયક જેવો વિકાળ દેખાવ કરી રહે છે અને પરિણામે આખી કચેરી તે બન્દીવાન નાયકની તેજસ્વી આકૃતિથી ભય પામી સર્વ પ્રેક્ષકગણ જોઇ શકે તેટલી ગતિથી હાથ અને પગ ધ્રુજાવે છે તેવો દેખાવ આ વખતે થયો નહિં. પાસે આરશી હતી નહિં એટલે મ્હારી આકૃતિ જોનારને કેવી જણાતી હતી તે હું કહી શકું તેમ નથી પણ માળી, રધી ચાકરડી, બૉબી કુતરો કે સરલા મ્હારી આકૃતિ જોઇને ભયથી કંપ્યા નહિ. પ્રથમ તો મ્હારી સ્હામા કોઇએ જોયું પણ નહિં; પણ જ્યહારે મ્હેં મ્હારી જીભના બળથી ફેરીઆની આખી જાત સ્હામા ભયાનક પ્રહાર કરવા માંડયા ત્યહારે આખરે સરલાએ મ્હારી સ્હામા જોયું અને બહુ જ મહત્વના કામમાં મ્હેં વિઘ્ન નાખ્યું હોય તેમ જરા ચ્હીડવાઇને મ્હને કહ્યું. "ત્હમને બધી જ વાતમાં હ્યુમર* ! બધાં જ કામમાં મશ્કરી! ત્હમે સોટાને બગાડી નાખ્યો, એવી મૂર્ખાઇ શી કરો છો!"

"આમાં હ્યુમર પણ નથી તેમ જ મશ્કરી પણ નથી પણ દીલને કંપાવનારી ટ્રૅજેડી+ છે! મ્હેં ત્હને જ્યહારે ફેરીયાને આપવા માટે પૈસા આપ્યા ત્યહારેજ

* હ્યુમર—હાસ્યરસ.
\+ ટ્રેજેડી—કરૂણરસ કથા.

મ્હેં મૂર્ખાઇ કરી હતી—અત્યારે નવી નથી કરી. હું ચ્હોંટી ગયો છું તે તું જોતી નથી?"

છેલ્લું વાક્ય સાંભળીને સરલા ચમકીને મ્હારી પાસે આવી, "ખરેખર ત્હમારા હાથ ચ્હોંટી ગયા છે! રંગ બહુ સખત છે?" ત્હેણે પૂછ્યું.

"સખત નહિં હોય તો હું ઘાંટા પાડું શું કરવા?" મ્હેં જરા ચ્હીડવાઇને કહ્યું. "હવે મહેરબાની કરીને તું જરા ટરપેન્ટાઇન લઇ આવીને મ્હારા હાથ છોડાવશે?"

"પણ ત્હમે ખેંચતા કેમ નથી?" તે બોલી "જરા જોર કરીને ખેંચોને!"

"મ્હારે મ્હારા હાથની ચામડીની ઉતરડી નથી નાંખવી એટલા માટે હું નથી ખેંચતો," હું બોલ્યો. "જો ત્હારે ત્હારા લોટા ઉપર માણસની ચામડીનું અસ્તર કરાવવું હોય તો મ્હારી ચામડીનું મ્હારે નથી કરાવવું."

સરલા દુઃખભર્યાં વદને મ્હોટાં ટબને જોઈ રહી. ટબ અર્ધ ઉપર રંગાઇ રહ્યું હતું તે પૂરૂં કરવામાં વિઘ્ન આવ્યાથી અસંતુષ્ટ હૃદયે સરલા કમને બંગલામાં ટરપેન્ટાઇન લેવા ગઇ. ત્હેની પાછળ માળી અને ચાકરડી પણ ગયાં.

હું "નારાયણ હરી" કરતો ભિક્ષુક બારણે આવીને ઉભો હોય તેવો હ્યાર્દ્ર ચ્હેરો કરીને બન્ને

હાથમાં લોટો પકડીને ઉભો રહ્યો. એટલામાં હમારી પાળેલી બિલાડી ત્યાં આવી.

બિલાડીએ મ્હારી સ્હામાં જોયું, આનંદથી મીઆંઉ મીઆંઉ કરવા માંડયું અને મ્હારી પાસે પંપાળાવાની આશા રાખી. સ્વાભાવિક રીતે હું જે સંજોગોમાં અને જે સ્થિતિમાં હતો તેવામાં હું તે આશા પુરી ન કરી શક્યો એટલું જ નહિં પણ મ્હેં ગુસ્સાથી ત્હેને પગથી હડશેલી.

વિના કારણે આ અપમાન મળ્યાથી તે બાંબી સ્હામા ઘુરકી. બૉબીનો સ્વભાવ સાધારણ રીતે બહુ અચ્છો છે પણ ઘુરકવાથી ત્હેને ખોટું લાગ્યું અને ત્હેણે કુદીને બિલાડીની પુછડી મ્હોમાં પકડી લીધી. બિલાડી મ્હને વૃક્ષ સમજી હોય કે નહિં એ પ્રશ્ન બહુ જરૂરનો નથી. ગમે તેમ હોય પણ ત્હેણે મ્હારા શરિર ઉપર ચ્હડવાનો યત્ન કર્યો, અને મ્હારા પહેરણ સુધી આવી પહોંચી. પુછડી મ્હોમાં પકડેલી એટલે બૉબી પણ એથી ઉંચો થયો અને તે પણ મ્હારા શરિરને ટેકવીને ઉભો થયો. ઉભય ગુસ્સાથી ઉછળતાં હતાં એટલે મ્હારાથી સમતોલપણું જાળવી શકાયું નહિં. કાંઈ અદ્ભૂત નૃત્યની ઝાંખી કરાવતો હું મ્હોટી ચીસ પાડીને ટબમાં ગબડી પડયો. મ્હારી સાથે બીજાં પણ ત્રણ જણ ટબમાં આવ્યાં—લોટો, બૉબી અને બિલાડી!

હું ટબમાં ચત્તો ચપાટ પડયો. લોટાનું પાણી ટબમાં પડતાં પડતાં પણ કાંઇક અવનવા પ્રયોગથી મ્હારાથી પીવાઇ જવાયું. થોડું પાણી ગળાં આગળથી મ્હારી પીઠને સ્પર્શ કરવા ગયું અને થોડું થોડું આ આફતના ઉત્પન્ન કરનાર બિલાડી અને બૉબીની આંખમાં ગયું.

બિલાડી અને કુતરો બન્ને ટબની બાજૂએ ચોપડેલા રંગને સ્પર્શ કરતાં જ ટબને ચ્હોંટયાં; હું પણ મ્હારી પીઠના કપડાં ટબને તળીયે ચ્હોંટેલાં હોવાથી ટબમાં કેદી થઇ રહ્યો અને મ્હારા હાથ લોટા સાથે વળગેલા આમથી તેમ ઉછળવા લાગ્યા. બીજો ઉપાય ન હતો એટલે અનાથના તે નાથનું કાંઇ વિચિત્ર રીતે સ્મરણ કરતાં કોઇએ તેમ ત્હમારી ત્રિપુટી હમારાથી બને એટલી ચીસો પાડીને વાતાવરણને ગજવવા લાગી.

આવી અદ્ભૂત, કલ્પનામાં પણ નહિં આવી શકે તેવી, સાંભળ્યેથી માની પણ શકાય નહિં તેવી સ્થિતિમાં હું પ્રથમ અનેકવાર આવ્યો હતો પણ તે ફક્ત સ્વપ્નમાં જ. સ્વપ્નમાં આવી સ્થિતિમાં અવાય છે એ તો બધાનાં જાણ્યામાં હશે જ. પાછળથી હજાર મુખવાળો પ્રચણ્ડ ઝેરી સર્પ દોડતો આવતો હોય અને ત્હમે પુરપાટીએ ન્હાસતા હો તે વખતે અચાનક ૫૦,૦૦૦ ફીટ ઉંડી ખીણ ત્હમારી આગળ આવીને

ઉભી રહે! ખૂની લુટારો હાથમાં નાગી તરવાર સમ-સુતો ત્હમારો પાછળ પડયો હોય, બે બાજૂથી બે ભૂખ્યા સિંહ ત્હમને પકડવા ધસતા હોય અને આગળ ત્હમારા ખાસ સ્નેહીઓ વાંસને છેડે ટાંકણીઓ ખોસીને ત્હમને આગળ વધતા અટકાવવાનો યત્ન કરતા ત્હમને બનાવતા હોય! આ જાતની અનેક દુઃખકર સ્થિતિ સ્વપ્નમાં ત્હમે અનુભવી હો. પણ-પણ જાગતાં, ધોળે દિવસે, આપણા પોતાના કમ્પાઉન્ડમાં આ સ્થિતિમાં આવવું એ અનુભવનો વિરલ જ છે અને તે પ્રસંગે મ્હારા હૃદયમાં શી શી ઉર્મિઓ થઇ, શા શા વિચાર આવ્યા, મુખમાંથી કેવાં કેવાં વચનો કોને કોને માટે નીકળ્યાં, મ્હારા સૂર સાથે જાડી, તન્દુરસ્ત બિલાડી અને તેથી પણ જાડા, મ્હોટા, વિક્રાળ કુતરાના સૂર મળે અને લોટો ટબ સાથે જોરથી અથડાવાથી થતો અવાજ ત્હેમાં ભળે ત્હારે ઘોંઘાટ કેવો થાય અને કેટલા પ્રમાણમાં થાય એ સઘળાનું સવિસ્તર અને વાંચનારને પુરેપુરૂં ખ્યાલમાં આવી શકે તેવું વર્ણન આપવું એ મ્હારા જેવાની તો શું પણ જે દિવસના ૨૪ કલાક ભાષણો આપતો હોય કે લખાણો લખતો હોય ત્હેની શકિતની પણ બ્હાર જ છે. અસ્તુ.

પાસે પગલાં સંભળાયાં. સરલા આવે છે એમ ધારીને મ્હેં, બિલાડીએ અને કૂતરાએ ઘણા

જ જોરથી બૂમો, મીઆઉં મીઆઉં અને ભસવાના અવાજ કરવા માડયાં. હમે ત્રણ જણે નિષ્પક્ષપાતપણે આખા જગતને હમારા ક્રોધથી પ્રલાયમાન કરવાના આશયથી ધરતી ધમધમાવવા માંડી. ધીમે ધીમે બે સુન્દરીઓની આકૃતિ જણાઇ. બેમાંથી કોઇ સરલા ન હતી.

ગામમાં રૂટરની એજન્સીની* ગરજ સારે એવી એ બે સુન્દરીઓ અ. સૌ. શોભના રૌનકવદન તથા અ. સૌ. સુન્દર કનૈયાલાલ ટબની નઝદીક આવીને આ અદ્ભૂત દેખાવ જોઇને સ્તબ્ધ થઇ ગઇ. મ્હારાથી ત્હેમને જોઇને સ્તબ્ધ થવાય તેમ ન હતું એટલે લાચાર.

"હમને-હમને ચાકરડીએ એમ કહ્યું કે—કે સરલાબ્હેન કમ્પાઉન્ડમાં જ છે એટલે-એટલે હમે અહિં આવ્યાં." બે જણ જાણે વગર ટીકીટે સારૂં નાટક જોવા ખુશી આવ્યાં હોય તેમ બોલતાં, હમણાં બ્હાર નીકળી પડશે-હમણા બ્હાર નીકળી પડશે એમ થતાં હાસ્યને દબાવી રાખવાનો મિથ્યા યત્ન કરતાં બોલ્યાં.

"હા, સરલા-હ-મ-ણા-આવશે," બિલાડી અને

---

* રૂટરની એજન્સી—ગામેગામ દેશપરદેશની અગત્યની ખબર વર્તમાનપત્રોને પુરી પાડનાર એક સંસ્થા.

કુતરાના અવાજને વાંધીને બોલવાનો યત્ન કરતો હું ચીસ પાડીને બોલ્યો.

"કાંઇ થયું છે? આમ કેમ? કાંઇ તબીયત તો નથી બગડીને?" બન્ને જણે પૂછ્યું.

મ્હેં જવાબમાં ચીસ પાડીઃ "ના ના, થાય શું? એ તો સરલાએ એક નવી રમત શોધી કહાડી છે તે હું આ બે જનાવરો સાથે રમું છું." મ્હારા દરજ્જાને છાજતું મ્હારાથી આ સ્થિતિમાં કાંઇ થઇ શકે તેમ ન હતું તેથી મ્હને તે વખતે જે ઉત્તમ ઉત્તર લાગ્યો તે મ્હેં કહ્યો.

બન્ને અન્દર અન્દર વાતો કરવા લાગ્યાં ત્હેમાંથી મ્હેં "ગાંડા મગજની સ્થિતિ—બિચારાં સરલાબ્હેન" વગેરે શબ્દો સાંભળ્યા એટલે હું વધુ ઉશ્કેરાયો; (જો કે વધુ ઉશ્કેરાવાની શક્તિ તે વખતે મ્હારામાં રહી જ નહતી) અને મ્હેં ઘાંટો પાડીને કહ્યું: "ત્હમારા સરલાબ્હેનને માટે ચિંતા કરવા જેવું કાંઇ નથી, હું ગાંડો નથી થઇ ગયો; ફક્ત આ ટબ સાથે ત્હમારાં સરલાબ્હેનના રંગના પ્રયોગથી હું ચ્હોંટી ગયો છું. ત્હમારાં બ્હેનની દયા ખાવા કરતાં જો આ બિલાડીને મ્હારાં મ્હોં ઉપરથી ખસેડો તો મહેરબાની."

સુન્દરે આ સાંભળીને આગળ આવીને બિલાડીને ખેંચવા માંડી, બિલાડીની ચામડી ટબની સાથે ચ્હોંટેલી

જ હતી એટલે ત્હેની ચીસો ભયાનક હતી. બિલાડીના નખોરીયાને નહિં ગણકારતાં સુન્દરે જોરથી આચકો માર્યો—કોણ જાણે શું થયું પણ સુન્દરે હમારા ત્રણ જણ કરતાં પણ વધુ મ્હોટી ચીસ પાડી—એક ક્ષણ પહેલાં હમારો ઉપહાસ કરનાર, મ્હારા પરમ સ્નેહી મિત્ર કનૈયાલાલના પત્ની ટબમાં ગબડી પડયાં અને હમારી માફક જ બન્દીવાન થઇ ગયાં. શોભના આ બનાવથી જેમ કોઇ ભૂતપ્રેતના આવાસમાંથી ન્હાસે તેમ ચીસ પાડતી નાઠી.

વધુ શું કહુ ?

રંગથી ટબના માથાં જેવડાં કાબુ સંધાઈ ગયાં તો ખરાં પણ કેટલાને ભોગે ?

પ્રસંગનું ખરૂં મૂલ્ય ફક્ત ચારજ પ્રાણી સ્હમજી શકયાં—હું, બિલાડી, કુતરો અને સુન્દર; બીજાઓને તો હસવાનું જ રહ્યું. આપણા સ્નેહીઓ આપણા દુઃખમાં ભાગ લેવાને બદલે માત્ર ઉપહાસ જ કરે છે અને એ દુઃખ આપણી મૂર્ખાઇથી જ ઉત્પન્ન થયું છે એમ અનેક સ્હામી સાબીતિ છતાં માની લે છે એ મહાસત્ય હમે ચારે જણ સ્હમજી શકયાં. પણ એ સ્હમજણથી હમને શો લાભ ?

## વાર્તા નવમી.

---

### કરકસર.

વર્તમાનપત્ર વાંચી રહીને મ્હેં ટેબલપર મૂક્યું.

"સરલા, તું શેની વાત કરવા માંગતી હતી?" બગાસું ખાતે ખાતે મ્હેં પુછ્યું,

સુન્દર વિચાર સ્વપ્નમાંથી ઝબકી હોય તેમ સ્હેજ આંખ્યની ભ્રમર ચ્હડાવતા સરલા બોલી. "શેની વાત કરતી હતી? વળી બકરાંનીસ્તો, બીજી શેની હોય?"

"બકરાંની! વળી બકરાં કેવાં?"

"અરે વ્હાલા, ત્હમે તો કશુંય સ્હમજી શકવા નથી. હું હમણાં ત્હેમને વિષેજ વાંચતી હતી." જાણે કોઇ સામાન્ય અક્કલના શિષ્ય ઉપર કૃપાદૃષ્ટિ કરીને ગુરૂ સ્હમજાવતા હોય તેમ સરલાએ "ગૃહસંસારનો ભોમીયો" એ પુસ્તકના પાનાં ફેરવતાં કહ્યું.

મ્હારા અંતઃકરણને આઘાત થયો. આ જ "ગૃહ-સંસારના ભોમીયા" ને લીધે મ્હારે આગળ એકએક વખત કઢંગી સ્થિતિમાં મૂકાવું પડયું હતું. તે વખતે ત્હેને અગ્નિમાં હોમી દેવાનો ઠરાવ પણ કર્યો હતો પણ પાછળથી સરલાની લાગણીને સન્માન આપી તેમ

ન્હોતું કર્યું. તેથી હવે વળી ત્હેમાંથીજ કાંઇક અવનવું તોફાન જાગશે એમ ધારીને હું કંપ્યો. તેમ છતાંય મ્હેં હસવાનો પ્રયત્ન કર્યો એટલાંમાંજ ધડાકો થયો.

"વ્હાલા, આપણે એક બકરી લેવી જોઇશે!" સરલાએ ગંભીરતાથી કહ્યું. આ શબ્દો સાંભળતાં જ મ્હેં મ્હારી ખુરશી આંચકો મારીને પાછળ ખસેડી અને ગુસ્સાનો ડોળ ધારણ કરીને કહ્યું, "તું જાણે છે કે આપણે ત્યહાં એક કુતરો અને એક બિલાડી છે ત્હેમને માટે આપણી વાડી પૂરી થતી નથી. બકરી રાખીને સાથે સાથે એકાદ વીઘું જમીન પણ લેવી જોઇશે કે?"

હું કાંઇક બહુ જ મુર્ખાઇભર્યું બોલ્યો હોઉં તેમ સ્હેજ સ્મિત કરતા સરલા બોલી. "ત્હેમેય શું? એને તો આપણે બાંધી રાખવાની."

હું એકદમ પ્રત્યુત્તર આપવા જતો હતો એટલામાં હાથના ઇશારાથી મ્હને અટકાવીને સરલાએ "ગૃહસંસારનો ભોમીયો" વાંચવા માંડયો.

કુતરાં બિલાડાં, સસલાં વિગેરે પાળવાથી થતા ફાયદાથી ભરપૂર પાનાઓ ઉથલાવતાં આખરે બકરીનો વિભાગ આવી પહોંચ્યો. સરલાએ ત્હેમાંથી વાંચવાનું શરૂ કર્યું:—

"બકરીને માટે એક ન્હાના કદની વાડી અથવા તો તબેલો ચાલી શકે છે, અને ગળે એક દોરી બાંધીને

વાડીમાં એક ખુંટા સાથે બાંધી રાખી હોય તો તેટલી જ જગ્યામાં તે ચરી શકે વળી તેથી તેટલી જગ્યા બરાબર સાફ પણ થઇ જાય. પછી ખુંટો સ્હેજ બીજી જગ્યાએ ખસેડવો. ત્હેને નિભાવવાને ઘણો ખર્ચ આવશ્યક નથી તેમ છતાં જો એકાદ સારી બકરી હોય તો એક ટંકે બશેરથી સવાબશેર દૂધ આપી શકે છે. વળી તે ઉપરાન્ત બકરીનું દૂધ ગાયના દૂધ કરતાં પાચન કરવું સ્હેલું છે."

"આ સિવાય ત્હમને સંઘીવા જણાય છે ત્હેનું કારણ ત્હમારી પાચનશક્તિ નબળી છે તે જ છે તે તો ત્હમને યાદ હશે!" સરલાએ વિષય વાંચવાનો સમાપ્ત કરતાં કહ્યું.

"પણ એવા કચરાપટ્ટી ડાકટરો વિષે હું શો મત ધરાવું છું તે ત્હને પણ યાદ હશે જ!" મ્હેં ત્હીડવાઇને કહ્યું.

સરલાએ તે વાત પડતી મૂકી.

"આપણાં બધાં પાડોશીઓ કહે છે કે ભૈયો દૂધમાં પાણીનો ભેગ કરે છે." સરલા બોલી.

"ભલે, તેઓ ગમે તેમ બોલે, ત્હેની મ્હને દરકાર નથી."

"પણ મ્હારે છેને." સરલાએ કહ્યું.

હવે મ્હારાથી રહેવાયું નહિં. હું ઊઠીને બારણા તરફ ચાલ્યો.

"બસ, હવે મ્હારી ખાત્રી થઇ કે ત્હારા મગજમાં કાંઇક વિચાર આવે એટલે મ્હારા અભિપ્રાયનું વજન કશું રહેવાનું જ નહિં. કેમ એમજને? પણ આ વખતે મ્હારે ખુલ્લું કહી દેવું જોઇએ કે જો મ્હારા ઘરમાં બકરી આવશે તો ત્હેમાં મ્હારી સમ્મતિ નો નથી જ એમ સહમજવું. મ્હને બકરી ગમતી નથી એટલું જ નહિં પણ હું ત્હેના નામને પણ ધિક્કારૂં છું.

બારણામાંથી બ્હાર નીકળીને બારણું મ્હેં જોરથી બન્ધ કર્યું.

ઘણા દિવસો વીતી ગયા. હું ટેબલ ઉપર હાથ ટેકવીને એક લેખ લખવાનો પ્રયત્ન કરતો હતો. જોઇએ તેવા યોગ્ય શબ્દો મહને સાંભરતા નહતા. મ્હારો કમ્પાઉન્ડ પૂરો થયે જ એક ન્હાની નદી છે. ત્હેનાં ખળખળ વ્હેતાં પાણી હું જોઉં છું ત્યહારે મ્હને હૃદયમાં ઉચ્ચ વિચારો સ્ફુરેછે જેથી આ વખતે પણ જરા ત્યહાં જઇ આવવાનો મ્હેં વિચાર કર્યો. ખીંટી ઉપરથી ટોપી લઇને હું બારણા પાસે ગયો. બારણું ઉઘાડયું. વિચારમાંને વિચારમાં ઓટલા ઉપરથી હું નીચે ઉતર્યો.

"એએ'એ'એ'! ભડાક્! ભમ!!! એ કોણ હરામખોર-!"

મ્હારાથી વાકય પૂરૂં થઇ શકયું નહિ. ઓટલા

પાસે તિક્ષ્ણ કાંકરાવાળી જમીન ઉપર ન્હોળા
કરીને હું બેશી ગયો. મ્હારી ટોપી સ્હેજ છેટે
ગુલાબના છોડ ઉપર પડી, ચશ્મા પાસેનાં પા
કુંડામાં અદૃશ્ય થઇ ગયાં. મ્હારી સ્હામે ખુ
બન્ધાયલી મસ્તાન બકરી હવામાં ઉછળતી લ
હતી. પ્રભાતની શાન્ત સુન્દરતામાં વિઘ્ન ના
જાણે કે મ્હને પોતાની હદમાં આવવાને અપમ
શબ્દો વડે ઉત્તેજીત કરતી હોય તેમ આગલા
હવામાં ઉછાળતી તે બકરી દ્વંદ્વ યુદ્ધની માગણી
હોય તેવી દેખાતી હતી.

યુદ્ધમાં ઉતરવાની મ્હારી બિલ્કુલ વૃત્તિ
નેથી થોડીકવાર સૂધી તો હું મુંગો જ બેશી
પણ પછી હું ઉશ્કેરાયો. કેટલાક નહિં બોલાય
શબ્દોનું ઉચ્ચારણ કરતો બકરીથી દૂર ઉભો
હું મેદાન ગજાવવા મંડયો.

"હં, હં, આ શું બોલો છો ?" પાછળથી
સંભળાયો.

સરલાની આંખ્યો સતેજ થઇ ગઇ હતી.
ઉપર લાલાશ આવી ગઇ હતી.

"આ વિષે તું શા ખુલાસા કરે છે તે હું જ
માગું છું." મ્હેં કર્કશતાથી કહ્યું.

"પણ વ્હાલા ! એ મ્હારો દોષ હતો ?" સરલા બોલી.

"દોષ બોષ વિશે હું કાંઇ કહેતો નથી. પણ આ બારણા આગળ જ આવી ભયાનક જાળ પાથરનાર કોણ છે ? કોણે આ હરામખોરને અહિં બાંધી છે ?"

સરલાએ પોતાની આંખ્ય નીચી ઢાળી અને મ્હને સ્હામો ઠપકો દેતી હોય તેમ નરમાશથી કહ્યું. "બિચારીને હજી આ નવી સ્થિતિ ગોઠતી નથી."

'બિચારીને ગોઠતી નથી ?" મ્હેં કટાક્ષમાંજ કહ્યું. "પણ મ્હને આ સ્થિતિ ગોઠતી નથી ત્હેનું કેમ?"

"પણ એના ફાયદા તો જૂઓ. આ તરફની જમીન ત્હેણે કેવી સુધારી છે તે તો જૂઓ." સરલાએ કહ્યું. "ત્હમારી બધી મહેનતજ બચી ગઇ."

"બહુ સારી સુધારી. હવે એક વખતે હું ત્હેના પંઝામાં સપડઉં તો મ્હારી બધી જ મહેનત બચી જાય. ફકત મ્હને બ્હીક એટલી જ લાગે છે કે ઇન્સ્યુરન્સ કમ્પનીવાળા મ્હારાં મૃત્યુ પછી વિમાના પૈસા આપશે કે નહિં ? કારણકે જો ત્હેમના જાણવામાં આવે કે હું જાણી જોઇને મ્હારાં બારણાં આગળ આવું હિંસક પ્રાણી બાંધતો હતો તો એક પાઇ પણ તેઓ નહિં પરખાવે."

"હવે નકામો કાગનો વાઘ શું કરતા હશો ? જરા આપણી સાથે હળી જશેને એટલે—"

"પણ મ્હારી સાથે ત્હેને હળવાની તક જ નહિં મળશે તો. એને માટે રખેવાળ પણ નથી રાખ્યો ?"

"ના, આજે તો પેલો જગુ આવવાનો છે. તે દૂધ દોહતાં શીખવશે. પછી તો—"

"પછી તો શું ?"

"પછી તો ત્હમે શીખી જશોને." મ્હારા વાંસા ઉપર સ્નેહથી હાથ ફેરવતાં સરલા બોલી.

જાણે બાણ છૂટ્યું હોય તેમ બકરીએ સ્હામી દિશામાં ધસારો કર્યો. મ્હોંમાંથી જીભ બ્હાર કહાડીને પગ અફાળતી ખુંટામાંથી દોરી કહાડવાનો પ્રયત્ન કરવા લાગી. સુભાગ્યે તે તો નિષ્ફળ નીવડ્યો. ધસારાનું કારણ હમારો કુતરો હતો. કુતરો બકરીની મર્યાદાની બ્હાર ઉભો રહીને ત્હેને ઉશ્કેરવાને ઠંડે પેટે મ્હોટે અવાજે ભસતો હતો.

હું ઉભો થયો.

"તું અને જગુ મળીને ત્હમારે જે કરવું હોય તે કરજો. આ કાર્યમાં મ્હારા તરફથી બિલકુલ આશા રાખશો નહિં." હું નદી તરફ જવાનો વિચાર માંડી વાળીને પાછો બારણાં ભણી જતાં બોલ્યો.

સરલાએ એક નિઃશ્વાસ નાંખ્યો, પણ પછી મ્હારા શબ્દો સાંભળ્યા નહિં હોય તેમ બોલી. "આપણે આનું નામ શું પાડશું ?"

ત્હેની આવી ધૃષ્ટતાથી અતિશય ક્રોધથી હું કાંઇ પણ ઉત્તર આપ્યા વિના અન્દર ચાલ્યો ગયો.

અન્દર જઇને મ્હેં મ્હારૂં ચિત્ત અન્ય પ્રવૃત્તિઓમાં પરોવ્યું. બકરીની ઉત્પત્તિજ નહિં હોય એવી દુનિયામાં રહેતાં મનુષ્યોનો આનન્દ કેવો હશે તે વિષે વિચાર કરવા લાગ્યો. પણ એવી શાન્તિ ઝાઝીવાર ટકી નહિં.

ભ્હાર વાડીમાંથી અનેક જાતના અવાજો આવવા લાગ્યા. પિત્તળના વાસણનો ખખડાટ, અશુદ્ધ ગુજરાતી ભાષાનો શબ્દોચ્ચાર અને સરલાનો કોમળ ધ્વનિ કર્ણને અથડાવા લાગ્યા.

" ઓય મ્હારા દાદા. આ તે બકરી કે બકરો ? "

આ અવાજ જગુનો હતો.

આત્મપ્રતિષ્ઠા અને કુતૂહલની વૃત્તિ વચ્ચે મ્હારા હૃદયમાં યુદ્ધ ચાલ્યું. કુતૂહલની વૃત્તિએ આખરે વિજય મેળવ્યો. હું અન્દરથી નીકળીને બ્હાર આવ્યો.

જગુ પોતાના પગ પાસે પડેલાં પિત્તળના વાસણ સ્હામું જોતો માથું ખંજવાળતો ઉભો હતો. ત્હેનાથી સ્હેજ દૂર સરલા ઉભી હતી. ત્હેના પગના પાલવમાં અર્ધ ભરાઇને કુતરો બકરીને વધુ ઉશ્કેરતો ભસતો હતો. બકરી વિક્રાળ પ્રાણીની પેઠે ચારે પગ

ઉછાળતી, જમીન ખોદતી, હુંકાર શબ્દ કરતી, ખુંટાની આસપાસ વર્તુલ આકારમાં કૂદતી હતી; જાણે પૃથ્વી નક્ષત્રી કરવાને પરશુરામે પુનઃ અવતાર ધારણ કર્યો હોય તેમ બકરી હવાને વીંઝતી હતી.

જગુએ મ્હને નીચા વળીને સલામ કરી.

"સાબ, બકરીને કોણ જાણે કયમ મ્હારી સ્હામા વેર ભરાયું છે." તે બોલ્યો.

"અરે, વેર શાનું? એ તો ત્હારી સાથે મિત્રાચારી કરવા માગે છે." મ્હેં લાગ આવેલો જોઇને મશ્કરીમાં કહ્યું.

"હે, હે. જો હું પાસે જાઉં તો મ્હને આખીને આખી ખાઇ જાય. મ્હને તો એમ થાય છે કે આને હું દોઇશ શી રીતે?" મ્હોઢેથી હસતાં જગુ બોલ્યો.

સરલા આથી કાંઇક ચિડવાઇને બોલી. "જો ત્હમે પગ ઝાલો તો હું દોહું."

"પણ હું ઝાલવાનો જ નથી ત્હેનું કેમ?" મ્હેં દ્રઢતાથી કહ્યું.

આ સાંભળીને સરલાની આંખ્ય રકતવર્ણી થઇ ગઇ. તે ગુસ્સામાં બોલી. "જો ત્હમે કોઇ સાથે નહિં લ્યો તો હું એકલી બકરીને દોહીશ. ચાલ જગુ!"

"સરલા! ત્હારે બકરીની પાસે નથી જવું. હું ત્હને મના કરૂં છું." મ્હેં આજ્ઞા કરી.

અલબત સરલાએ આજ્ઞા ભંગ કરી. "હું બ્હીકણુ નથી. બકરી મ્હારી છે, હું ગમે તે કરીશ."

મ્હેં સરલાને બચાવવાને મ્હારાં શરિરનું બલિદાન આપવાનો નિશ્ચય કર્યો. દ્રઢ પ્રતિજ્ઞા લીધી હોય તેમ હોઠ પીસીને હું બોલ્યો. "સરલા, હમણાં તો હું જાઉં છું પણ જો પાછળથી કાંઇ નવું જુનું થયું તો પસ્તાતી નહિં !"

મ્હારા શબ્દોથી ત્હેને ભયંકર સ્થિતિનું કાંઇક ભાન થયું હોય એમ લાગ્યું. મ્હને જવા દેવો કે નહિ એ વિષે ત્હેના હૃદયમાં અનેક વિચારો ઉત્પન્ન થયા પણ એવામાં દુર્ભાગ્યે જગુ હાથમાં વાસણ લઇને આગળ વધ્યો એટલે સરલાએ મ્હને અટકાવ્યો નહિં. હું કાળના મુખમાં જવાને નીકળ્યો. રાજપૂતો કેશરીયાં કરતા તે વખતે ત્હેમના મનની સ્થિતિ કેવી હશે ત્હેનો કાંઇક ખ્યાલ મ્હને આવ્યો.

"સાબ, જેવો હું શીંગડાં પકડવા આગળ ધસું કે તરત જ ત્હમારે ત્હેના પાછલા પગ પકડી લેવા. પછી ત્હેનું કાંઇ ચાલવાનું નથી." જગુ બોલ્યો.

આવી રીતે વ્યૂહરચનાની ગોઠવણ કરીને જગુ શીંગડાં પકડવા કૂદ્યો. બકરી પણ સ્હામેથી આવતા શત્રુને શિકસ્ત આપવા પાછલા પગ ઉપર ઉભી થઇ,

હું પણ મ્હારે કરવાનું કામ બજાવવાને યાહોમ કરીને આગળ વધ્યો. મ્હેં પાછલા પગ પકડવાનો પ્રયત્ન કર્યો. પછી શું થયું ત્હેનું સ્મરણ મ્હને બરાબર નથી. એક ક્ષણમાં સુંવાળા ઘાસ ઉપર હું ચત્તોપાટ પડી ગયો. મ્હારી છાતી ઉપર બકરીના પાછલા પગો નૃત્ય કરવા લાગ્યા. પણ એવામાં જગુનો દ્વિતીય હુમલો થયો. બકરી આ હુમલા સ્હામે ટકી શકી નહિં. સરકસમાંના મલ્લની મા-ફક મ્હારી છાતી ઉપર થઇને બકરીએ ગુલાંટ ખાંધી. આંચકાથી દોરી તુટી. જગુએ તે જોયું. અનેકાનેક બિભત્સ ગાલિપ્રદાનથી બકરીના હૃદયને ત્રાસ આ-પવાનો વૃથા પ્રયત્ન કરતો જગુ છલંગ મારીને નાઠો.

આ પ્રસંગે મ્હારે કબુલ કરવું જોઇએ કે બકરીનો સ્વભાવ ગમે તેવો તામસી અને ભયંકર હતો તેમ છતાં ત્હેનામાં શુરવીરને છાજે તેવા ગુણો પણ હતા. મ્હારા જેવા નિર્બળ શત્રુને ભૂમિ ઉપર પડેલો જોઇને મ્હારા તરફ ધસી નહિ તેમ સરલાને પણ ગણકારી નહિ. હું અને સરલા ઉભયની સ્હામા ક્રોધયુકત, તિરસ્કાર-ભરી દ્રષ્ટિ કરીને જેમ રાણો સમરસિંહ બે હાથે તરવાર સમણતો યવનો સ્હામે ધસ્યો હતો તેમ તે જગુની પાછળ પડી.

વાતાવરણને હજી પણ ગાળોથી કલુષિત કરતો જગુ અટકયો નહિ. તીવ્ર વેગથી તે દોડયો જતો હતો. ત્હેની પાછળ પ્રત્યેક ક્ષણે અન્તરમાં ઘટાડો

કરતી બકરી વિકરાળ વાઘ સમી છલંગ મારતી જતી હતી. ત્હેના પાછલા પગની પાસે જ હમારો કુતરો જાણે યુદ્ધગીત ગાતો હોય તેમ ભસતો દોડતો હતો અને ત્હેની પાછળ, બકરી સહસા પાછી ફરે તોપણ ન્હાસવાનો અવકાશ મળે તેટલે અન્તરે હું દોડતો જતો હતો. સરઘસ એક સપાટામાં કમ્પાઉન્ડ પૂરો કરીને રસ્તા ઉપર જઇ પહોંચ્યું. જગુ અને બકરી વચ્ચેનું અન્તર ઘટતું જતું હતું અને તે જ પ્રમાણમાં જગુની વાચાળ શક્તિ વધતી જતી હતી. પણ જ્યહારે અન્તર વહ્ન જ નષ્ટ થશે અને જગુ તથા બકરીનો સંગમ થશે ત્યહારે શો ભયંકર દેખાવ થઇ રહેશે એ વિચારની કલ્પના કરતાં કરતાં મ્હારૂં હૃદય કંપવા લાગ્યું. "ઓં ઓં! ઓં ઓં ઓં!! ઓં!!!"

સ્હામેથી ધૂળના ગોટા ઉરાડતી મોટરકાર ધમધમાટ કરતી આવી. જગુએ ગભરાટથી આમતેમ નજર ફેરવતાં એક ઝાડ જોયું. કૂદકો મારીને ત્હેની ડાળ પકડી લીધી. બકરીએ પાછો નિર્બળ શત્રુ છોડીને બળવત્તર શત્રુની સ્હામા જ ધસારો કર્યો. જગુને છોડી દઇને, આગલા બે પગ ઉંચા કરીને પ્રચણ્ડ વેગથી મોટરકાર સ્હામે ધસારો કર્યો. રખે મોટરકારને પણ ઉથલાવી પાડે એવી શંકાથી ભયભીત થઇને હું અને કુતરો પણ એક દિશાએ ખસી ગયા. પુનઃ જોરથી મોટર હાંકનારે ભુંગળાંનો ધ્વનિ કર્યો. મોટર-

કાર અને બકરી ઉભયનો વેગ અનિવાર્ય હતો. એક આંચકો મોટરકારને લાગ્યો. ધુળનો ગોટ વધ્યો. પળમાં મોટરકાર આંખ્ય આગળથી અદ્રશ્ય થઇ ગઇ.

*　　　*　　　*　　　*

"આખરે તે વીરાંગનાને છાજે તેવી રીતે લડતાં મૃત્યુ પામી એ કાંઇ જેવું તેવું આશ્વાસન નથી." બકરીના શબ ઉપર સરલા આંસુ ઢાળતી હતી ત્હેને દિલાસારૂપે મ્હેં કહ્યું.

"પણ-પણ હું દૂધવાળાને શું મ્હોં બતાવીશ? મ્હેં એને દૂધ લાવવાની ના પણ કહી દીધી હતી." સરલા આંખ્ય લુછતાં બોલી.

મ્હેં મૃત્યુ પામેલી બકરીના શરિર સ્હામું જોયું. મ્હારાથી હસી દેવાયું.

## વાર્તા દશમી

---

# હમારૂં વાંદરૂં.

હું અમુક બાબતમાં સુધારાવાળો છું, પણ ઘણીક બાબતમાં મ્હારી વૃત્તિ જૂના પક્ષ તરફ ઢળેલી છે. આપણા લોકમાં સામાન્ય રીતે એક એવો રવૈયો છે કે કાંઇક અમુક વસ્તુ આપણે લઇ આવીએ અને તે લાવ્યા પછી આપણા ઘરમાં કાંઇક મંદવાડ આવે અથવા તે વસ્તુ તરત ફૂટી જાય તો આપણે એમ ધારી લેવાનું કે તે વસ્તુ આપણને સ્હેતી નથી અને પરિણામે આપણા મિત્રોએ પાસેથી મને કે કમને તે વસ્તુ આપણે લેવી. જ્યહારે કોઇ મનુષ્ય એ રીતે મ્હારી પાસે આવીને કહે છે કે મ્હને ફલાણી વસ્તુ સ્હેતી નથી ત્યહારે મને શક જાય છે કે તે મનુષ્ય દંભથી તે વસ્તુ મ્હારી પાસે કહડાવવા માગે છે, પણ મ્હારી પોતાની સ્થિતિ જોતાં જણાય છે કે મ્હને ઘણી વસ્તુઓ સ્હેતી નથી. પરંતુ આપણી સંસ્થાઓમાં એક મ્હોટી ખામી એ છે કે જૂના પક્ષના હિમાયતીઓ અને સુધારાવાળાઓને ઓળખવાનું આપણી પાસે કાંઇ સાધન હોતું નથી. એટલે જ્યહારે ફાવે ત્યહારે મનુષ્યો જૂના પક્ષની છાયામાં ભરાઇ બેસે છે અને જ્યહારે ઇચ્છા થાય ત્યહારે સુધારાવાળા થઇ બેસે છે. આ સમ્બન્ધમાં

બોલતાં મ્હને એક મ્હારા મિત્ર સાંભરી આવે છે. ત્હેમનું ચરિત્ર અહિં આલેખવા બેસવું એ તદ્દન અપ્રસંગોપાત ગણાય. પણ ત્હેમના ચારિત્ર ઉપરથી આપણા સમાજમાં અનેક મનુષ્યોનાં ચરિત્ર ઉપર ઘણો પ્રકાશ પડી શકે તેમ છે, એટલે મ્હારે લખવાની જરૂર જણાય છે. તે મિત્ર અમસ્થા ચુસ્તમાં ચુસ્ત જૂના પક્ષવાળા છે અને સુધારાવાળાઓના સાચા શત્રુ છે. પરન્તુ કેટલીક બાબતમાં ત્હેમના મતમાં એકદમ ફેર પડી જાય છે અને તે પોતે સુધારા પક્ષના અગ્રણી તરિકે મેદાન પડે છે. આનું કારણ શું હશે ? કેટલાક પાશ્ચાત્ય પંડિતોના કહેવા મૂજબ ત્હેમના શરીરમાં બે આત્માઓ હશે ? એક જૂના પક્ષનો હશે અને એક સુધારા પક્ષનો હશે ? જ્યહારે જ્યહારે ગ્રહણ થાય છે ત્યહારે ત્યહારે ફક્ત ઘણું ન્હાનું, ઘુંટણથી ઉપર ઉપરનું એક પંચીયું પ્હેરીને અર્ધ-નગ્નાવસ્થામાં તે ગૃહસ્થ ઓટલા ઉપર બેસે છે અને ગ્રહણ થવા માંડયા પહેલાં પાંચ છ કલાકથી ખાવાની બંધી કરી દે છે; આટલી વાત આવે ત્યહાં સૂધી તે પોતે ઘણા અડગ જૂના પક્ષવાળા છે. પણ ગ્રહણ વખતે "સોના દાન, ત્રાંબા દાન, રૂપા દાન, દાન કરો સાહેબ! કોઇ દાન કરો!" ની ઢેડાઓની ઉત્સાહભરી બૂમોથી જ્યહારે મોહોલ્લો છવાઇ જાય છે અને ગ્રહણ માનનારાં મનુષ્યોનાં હૈયાંઓને ત્રાસ

આપતા તે યોદ્ધાઓ શેરીએ શેરીએ ફરી વળે છે ત્ય્હારે આ મ્હારા મિત્રના હૃદયમાંથી જૂનાપક્ષના જીર્ણ પડળ ખરી પડે છે અને શુદ્ધ સુધારાના સાચા આવેશમાં આવી જઈને, ક્રોધયુક્ત મુદ્રાથી જાણે શિયાળવાંનાં ટોળાંમાં સિંહ ત્રાડતો હોય તેમ ઢેડ વાઘરીઓના જુથ્થને બિભત્સ ગાલિપ્રદાનથી જ મ્હાત્ કરવાના પ્રચણ્ડ પ્રયત્નમાં તે ગુંથાઈ જાય છે; અને "સુધારાવાળાઓ હાલ ક્ય્હાં સંતાઈ બેઠા છે ? આવા જંગલી રિવાજો ક્ય્હારે નાબુદ થશે ?" વગેરે વાકયોથી સુધારા પક્ષને નિદ્રામાંથી જગાડવાના સુપ્રયાસ આદરે છે. વળી હોળી, દિવાળી વગેરે ઉત્સવો નિમિત્ત બીજા અનેક રંવયા વખતે મ્હારા મિત્ર જૂના પક્ષના રિવાજને જ ટેકો આપે છે. પણ, તે પ્રસંગે માંગવામાં આવતી બ્હોણી એમના હૃદયમાં કાંઈક જૂની જ વૃત્તિઓ ઉત્પન્ન કરે છે. બ્હોણી માગવા આવનારાઓને ભયે ત્હેમનાથી બ્હાર કઠેરામાં પણ અવાતું નથી: અને ઘરમાં દરેક મનુષ્યને કહી મુકવામાં આવે છે કે જે કોઈ બ્હોણી માગવા આવે ત્હેને કહેવું કે શેઠ બ્હાર ગયા છે. આમ છતાં કોક કોક વાર ભૂલ્યને લઈને મ્હારા મિત્રનાં દર્શન બ્હોણી માગવા આવનાર મનુષ્યોને થઇ જાય છે અને પરિણામે જ્ય્હારે બ્હોણી આપવી જ પડે છે ત્ય્હારે મ્હારા મિત્ર આપણા દેશના ભવિષ્યનો વિચાર કરતાં

બહુ ખિન્ન બની જાય છે. "આવી રીતે આવા જૂના જમાનાના જંગલી રિવાજો જ્યહાં સૂધી આપણા દેશમાં છે ત્યહાં સૂધી આપણી સ્થિતિ કોઇ રીતે સુધરવાની નથી, સુધારાવાળા વિધવાવિવાહ, બાળલગ્ન વગેરે નિરૂપયોગી બાબતો ઉપર તો મ્હોટા ફુડાકા મારવા તૈયાર થઇ જાય છે ત્યહારે આવા રિવાજની સ્હામા થતાં એમની જીભ કપાઇ જાય છે!" આવી જાતનાં વાક્યો એમના સુધારાથી છલકાતા હૃદયમાંથી નીકળી પડે છે અને—

ગમે તેમ હોય પણ એટલું તો ખરૂં કે કોઇને ત્યહાં ગમે તેવી નકામી વસ્તુઓ બહુ જ કામની થઇ પડે છે અને તે જ વસ્તુ આપણે ત્યહાં આવી એટલે થઇ રહ્યું! પાળેલાં જનાવરોનું અને પક્ષીઓનું પણ એમ જ બને છે. કોઇ મિત્રને ત્યહાં આપણે કુતરો જોઇએ અને ત્હેને વિષે આપણે તે મિત્રને પૂછીએ તો જણાય કે તે કુતરો એમને ત્યહાં છ સાત વર્ષ થયાં છે પણ એકે દિવસ ન્હાશી જતો નથી, તેમ જ ત્હેના મ્હોં આગળ દુધની રકાબી મૂકી હોય તોપણ ત્હેના ધણીની આજ્ઞા સિવાય ત્હેને અડકતો નથી. આપણા કુતરા કેટલી વાર આવા નીકળે છે? આપણે કેટલા પૈસા ખર્ચીને ત્હેને લઇ આવ્યા હઇએ ત્યહારે કાં તો નાશી જાય, કાં તો મરી જાય, અને જો રહે તો આપણા હૃદયમાં એમ જ ઇચ્છા ઉત્પન્ન કરાવે

કે ક્યહારે આ પાપના પંઝામાંથી છૂટીએ ? દુધની રકાબી વિષે આપણી વાટ તો જોતો રહ્યો પણ આપણા ઘરમાં ભંડારીયાંમાં મૂકેલાં ખાવાનાંને પણ પોતાનું સ્હમજીને ખાઇ જાય, એટલું જ નહિં પણ આસપાસનાં પાડપાડોશીઓને ત્ય્હાંનું ખાવાનું પણ પોતાને માટે જ રાખવામાં આવે છે એવી ભ્રમણા ત્હેના મગજમાં આવી જાય છે. બીજાને ત્ય્હાં એ આનામાં લીધેલો જંગલી પોપટ બધું બોલી શકે છે, અને, મ્હેં એક વખત પચાસ રૂપિઆ ખર્ચાને લીધેલો જંગબારીનો પોપટ કાંઇ જ બોલતો ન હતો. રોજ સ્હવારે હું, સરલા અને હમારા ચાકરો પાંજરાની આસપાસ ઉભાં રહેતાં અને તરેહવાર વાકયો અને સીસોટીઓ ત્હેના આગળ સંભળાવતાં, પણ, આ ઉપરથી સ્હામા ઉત્તર દેવાને બદલે જાણે કે કઠણ ત્હેના મનરંજન માટે આ બધી મહેનત હમે લેતાં હઇએ તેમ સ્વસ્થ ચિત્તે શિંગ અને જમરૂખ ખાતો તે હમારા સ્હામા અર્ધોએક કલાક જોઇ રહેતો અને પછી હમારી મૂર્ખતાથી કંટાળ્યો હોય તેમ નિદ્રાવશ થઇ જતો! આ સિવાય હમારે ત્ય્હાં સસલાં, ધોળા ઉંદરો, બિલાડી, બકરી બધું રાખી ચૂકયાં પણ ત્હેમાંનાં કેટલાંક મરી જતાં તો કેટલાંક ન્હાશી જતાં, અને કેટલાંક એવી રીતે વર્તતાં કે હમે જ ત્હેને કહાડી મૂકતાં. આવી સ્થિતિ હોવાથી મ્હારી એવી

માન્યતા છે કે મ્હને પાળેલાં જનાવર કે પક્ષીઓ ર્‌હેતાં નથી. પણ આ સુધરેલા જમાનામાં મ્હારી વાત કોણ માને? હું ઘણીવાર મ્હારા મિત્રોને કહું છુ કે મ્હને ઉંચી જાતની સીગરેટ ર્‌હેતી નથી, પન્દર રૂપિઆની ગેંડાની લાકડી ર્‌હેતી નથી, પાંત્રીસેક રૂપિઆવાળાં બુટ ર્‌હેતાં નથી, અને, કેટલીક વાર તો હું એટલે સૂધી કહું છું કે મ્હને સાઇકલ કે મોટરકાર કે ઘોડાગાડી પણ ર્‌હેતાં નથી. પણ આ બધાના પ્રત્યુત્તરમાં મ્હને ફક્ત એટલો જ જવાબ મળે છે કે ત્‍હમને બીજાને બનાવતાં બહુ સારી રીતે આવડે છે હોં! અસ્તુ.

રવિવારની સ્હવાર હતી. સરલા સાથે પિંગ–પૉંગના બે ત્રણ સેટ રમીને હું એક આરામખુરશી ઉપર બેઠા હતો, બાટલાના કઠેરાના દાંડા ઝાલીને અને કઠેરાને અઢિંગીને, ઑાબીના પ્રચણ્ડ શરિર ઉપર હાથ ફેરવતી સરલા વાડી તરફ જોઇ રહી હતી. મ્હારા હાથમાનું એક અંગ્રેજી માસિક આરામખુરશીના હાથા ઉપર મૂકી દઇને મ્હેં સરલાને ત્‍હેની ઇચ્છા વિરૂદ્ધ ટર્કી અને બલગેરિયાની લ્હડાઇનાં કારણો સમજાવવા માંડયાં. તે પૂરાં કરીને મેક્સિકોના આગલા પ્રેસીડન્ટ ડાયઝ વિષેનો મ્હારો અભિપ્રાય મ્હેં ત્‍હેને સંભળાવ્યો, અને, તે પછી હોમરૂલનાં કારણો અને વિન્સ્ટન ચર્ચિલ અને લૉયડ જ્યોર્જ વિષે કેટલુંક કહેવા માંડયું.

"સરલા તું શું ધારે છે? એ બેમાંથી આગળ જતાં કોણ વધુ પ્રકાશી નીકળશે?" મ્હેં સરલાને પ્રશ્ન કર્યો.

"એ અહિં આવે તો મઝા તો પડશે; ખરૂંને!" સરલાએ વાડી તરફથી દૃષ્ટિ ફેરવીને મ્હને પૂછયું.

"હેં! કોણ આવે તો મઝા પડે? પેલા બેમાંથી અહિં કોઇ આવે તો મઝા શી પડે?" મ્હેં ગુંચવણમાં પડી જઇને પૂછયું.

"ત્હમે આમ કેમ બોલો છો? વળી બે કોણ? હું તો એકનીજ વાત કહું છું." સરલા કાંઇક ભ્રમર ચ્હડાવતી બોલી.

"એક કોણ?" મ્હેં પૂછયું.

"વળી કોણ શું? વાંદરૂં!" સરલાએ કહ્યું

"એ શું બોલે છે? તું જાગે છે કે ઉંઘે છે? હું લાયડ જયોર્જની અને ચાર્ચલની વાત કરતો હતો ત્હેમાં વાંદરૂં કયાંથી આવ્યું?" હું આશ્ચર્યચકિત થતો બોલ્યો.

"ત્હમે તો કાંઇ સમજતા નથી. કાલે કનૈયાલાલભાઇ અહિં આવી ગયા અને કહી ગયા હતા કે ત્હેમની ઓળખાણમાં એકને ત્યહાં પાળેલું સરસ વાંદરૂં છે અને તે સોંઘામાં આપી દેશે. આ ઉપરથી મ્હેં

ત્હેમને લઇ આવવાનું કહ્યું છે," સરલા સમજાવતાં બોલી.

હું તો સ્તબ્ધ જ થઇ ગયો. એક બકરીને અને એક કુતરાને લઇને મ્હારે કેટલી ઉપાધિ વેઠવી પડી હતી તે તો હું હજી ભૂલી શકયો ન હતો. ત્ય્હાં આ વાંદરૂં ક્ય્હાંથી નીકળી આવ્યું ? અને તે પણ કનૈયાલાલના વિશાળ મગજમાંથી નીકળેલી વાત ! હવે મ્હારે કાંઇક સખત પગલાં લેવાં જોઇએ એમ મ્હને લાગ્યું, તેથી, સરલાને કહ્યું, "તેં મ્હારી રજા લીધી હતી ?"

"વળી વાંદરૂં લેવું એમાં શી રજા લેવી હતી ?" સરલાએ હસીને કહ્યું.

"એટલે ! મ્હારે વાંદરૂં નથી લેવું," મ્હેં કહ્યું.

"પણ ત્હમારે માટે કય્હાં આણવાનાં છે ? એ તો હું રાખવાની છું," સરલા ઓટલાના પગથીઆ ઉપર બેસતી બેસતી બોલી.

"ગમે તેમ હોય પણ મ્હારા ઘરમાં હું વાંદરૂં નથી આવવા દેવાનો." મ્હેં કડક મુખાકૃતિ ધારણ કરતાં કહ્યું.

"પણ હવે કાંઇ કનૈયાલાલભાઇને ના કહેવાય ?" સરલા પટામણે અવાજે બોલી.

"ના કહેવાય કે નહિં તે હું ન જાણું. એટલું

બધું વાંદરાંને માટે છે તો કનૈયાલાલ પોતે જ કેમ ત્હેને નથી પાળતા ?" મ્હેં ગુસ્સામાં કહ્યું.

"તે તો તે જાણે. એમાં આપણે શું" આટલું બોલીને બોબીને પોતાની પાછળ દોડાવતી સરલા વાડામાં ફુલ વીણવા ચાલી ગઇ, અને, આઘેથી મ્હારા સ્હામે એક ગુલાબનું ફુલ ફેંકીને તે અને બાબી એક મ્હોટા લીમડાના ઝાડને ઓથે લપાઇને અદૃશ્ય થઇ ગયાં. હું થોડીકવાર સૂધી ધુંધવાતો, કનૈયાલાલને મનમાં ગાળો દેતો અને ત્હેમનામાં અને વાંદરાની જાતમાં કેટલા સરખા ગુણ છે ત્હેની ગણત્રી કરતો અંગ્રેજી માસિકમાં મશગૂલ થઇ ગયો.

સાંઝ પડી. પાછલે ઓટલે હું અને સ્નેહવદન ગપ્પાં મારતા બેઠા હતા. વચમાં વચમાં હું એક ન્હાના પાવા ઉપર "કાનુડા ત્હારી કામણ કરનારી "નું ગીત બેસાડવાનો યત્ન કરતો હતો. વાડામાં સરલા ઝીણા અવાજે મ્હારા પાવા સાથે સુર પૂરતી, જમીન ઉપર રૂમાલ મૂકીને ત્હેને બાઇસીકલ ઉપર બેઠે બેઠે કેમ ઉંચકવો તે વિષે વિવિધ યુક્તિઓ કામે લગાડતી હતી, અને, થોડી થોડી વારે જ્યહારે રૂમાલ ઉપાડવામાં વિજયી થતી ત્યહારે મ્હને અને સ્નેહવદનને હમારી ઉભયની બાઇસીકલ ઉપર બેસવાની શક્તિને માટે ઉપહાસ કરતી ચ્હીડવવાનો યત્ન કરતી હતી.

" કા—નુ—ડા—મ્હારી—કામણુ—કર—ના—આ—રી—"

અચાનક મ્હારા પાવાના સુરને ઢાંકી નાખતી અને સાંઝની શાંતિમાં વિઘ્ન નાખતી અનેક છોકરાંઓ સાથે બૂમ પાડતાં હોય તેવી ચીચીયારી સંભળાઇ. સરલા, હું અને સ્નેહવદન એકદમ આગલા દરવાજા ભણી દોડયાં. મ્હાં જઇને જોઇએ છીએ તો આઘેથી જણાતા કનૈયાલાલે એક કંડીયો બે હાથે પકડયો હતો અને પાછળ દશેક છોકરાં ચીચીયારીઓ પાડતાં કંડીયાને પત્થરાથી આંટવાનો પ્રયત્ન કરતાં દોડતાં હતાં. આ આંટવાની ક્રિયા દરેક વખત સફળ થતી ન હતી, અને, ઘણીવાર કંડીયાને બદલે કનૈયાલાલના વાંસાને નિશાન તરિકે ગણી લઇને પત્થરો ત્હેને સ્પર્શ કરતા હતા. કનૈયાલાલના બે હાથ કંડીયાને, પકડવામાં રોકાયલા હોવાથી ફક્ત મ્હોંની મદદથી આ પત્થરના પ્રહારને અટકાવવાનો વૃથા પ્રયત્ન કરતા કનૈયાલાલ અતિ ત્વરિત ગતિથી હમારા બંગલા ભણી ચાલ્યા આવતા હતા. ક્ષણવારમાં કનૈયાલાલ કમ્પાઉન્ડમાં દાખલ થયા અને " માળી દરવાજો બંધ કર ! " એવી માળીને આજ્ઞા આપતા, પરસેવાથી રેબઝેબ થતા હમારી પાસે આવી પહોંચ્યા. કંડીયો કોણ જાણે શાથી હાથમાં રહ્યા રહ્યા ગેબી રીતે ઉછળતો હતો અને તેથી તે કંડીયાને પકડી રાખવાના પ્રયાસમાં

ગુંથાઇ ગયેલા કનૈયાલાલે હમારી સાથે વાત પણ કરી નહિં અને હાંકતાં હાંકતા પાછલી તરફ જઇને પાછલા ઓટલા ઉપર કંડીયો મૂકી દીધો.

કનૈયાલાલ પરસેવો લુછતા છોકરાંઓની કુટેવો વિષે કાંઇક સખ્ત ભાષામાં ગણગણતા ટોપલા સ્હામું જોઇ રહ્યા, અને, હું સરલા, સ્નેહવદન, હમારો માળી, ઘાટી અને ચાકરડી કાંઇક દૂર ઉભાં રહીને આ ઉછળતા ગેણી કંડીયામાં શું હશે તે વિષે તરેહવાર અટકળો કરતાં હતાં.

"આમ બબુચક જેવાં શું બધાં ઉભાં છો? કંડીયો છોડવાનું કોઇને સૂઝતું નથી?" કનૈયાલાલ ચ્હીડવાયલા ઘાંટે બોલ્યા.

"પણ કંડીયામાં શું છે તે જાણ્યા વગર કેમ છોડાય?" સ્નેહવદને કહ્યું.

"અન્દર બાબરા ભૂતને તો નથી પકડી લાવ્યા? એમ હોય તો કહી દેજો કે વાડામાં એક મ્હોટો વાંસ દટાવીને ત્હેને ઉતરચ્હડ કરવાનું કહીએ," હું ગંભીર ચ્હેરો કરીને બોલ્યો.

આ સાંભળીને સ્નેહવદન ખૂબ હસી પડયા અને "ઠીક બનાવી! અચ્છી કીઇ!" વગેરે શબ્દો બોલતા મ્હારો વાંસો થાબડવા મંડી પડયા.

"આને ત્હમે 'હયુમર' કહો છો કેમ? ત્હમારી વાતમાં જે કોઇ પડે તેજ બેવકુફ. ત્હમારે માટે

આટલી મહેનત કરીને હું વાંદરૂં લઇ આવ્યો છું ત્યારે જશમાં જુતીયાં આપો છો કેમ ? ' કનૈયાલાલે ગુસ્સાથી કહ્યું.

" પણ એમાં ચ્હીડવાઇ શું જાઓ છો ? ત્હમારે માથે આટલા મ્હોટા વાળ છે એટલે એમને એમ લાગ્યું હોય કે બાબરાની ચોટલી ત્હમે ત્હમારે માથે ચ્હોડી દીધી છે, " સ્નેહવદન બોલ્યા.

કનૈયાલાલ આના ઉત્તરમાં કાંઇક સખ્ત બોલવા જતા હતા પણ એટલામાં સરલા બોલી, ' ત્હમે પણ શું ? બિચારા મહેનત કરીને લાવ્યા ત્યારે આમ કરો છો. " આ ઉપરથી મ્હેં સ્નેહવદનને શાંત રહેવાને માટે આંખ્ય મારી.

સરલા કાતર લઇ આવી. કોણ છોડે કોણ છોડે કરતાં કરતાં કનૈયાલાલે જ છોડવાનું શરૂ કર્યું. કંડીયામાંથી બ્હાર નીકળતી સાંકળ કઠેરા સાથે બાંધી. કંડીયો છૂટયો અને અન્દરથી વાંદરાએ છલંગ મારી. હમે બધાં પાછાં ખશી ગયાં પણ કનૈયાલાલને અડફટ આવવાથી ગુલાંટ ખાધી. સાંકળની સરહદમાંથી બ્હાર જવાનો પ્રયત્ન કનૈયાલાલ કરે તે પહેલાં વાંદરાએ એમના ઉપર વરાપ મારી અને કનૈયાલાલના મ્હોં ઉપર પંઝાનો પ્રહાર કર્યો. વધારે નુકસાન કરે તે પ્હેલાં મ્હેં અને સ્નેહવદને ત્હેમને આઘા ખેંચી લીધા. આ ગર-

ભડમાં વાંદરો વધુ ઉશ્કેરાયો અને પરિણામે ત્હેની કમ્મરે બાંધેલો પટો તૂટ્યો. વાંદરો એક કૂદકો મારીને ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો.

હમે બધાં અદૃશ્ય થતા વાંદરા ભણી જોઈ રહ્યાં પણ કનૈયાલાલ હિંમત હારે તેવા ન હતા. " ચાલ માળી, ચાલ રામા " કહેતા તે દિશાભણી તે દોડ્યા.

" ત્હમે ત્રણ જણ ત્ય્હાં જ ઉભાં રહેજો. વખતે વાંદરો પાછો આવે તો પકડી લેવાય. " દોડતાં દોડતાં કનૈયાલાલ હમને આજ્ઞા કરી ગયા. હું, સરલા અને સ્નેહવદન એ આજ્ઞાનુસાર ત્ય્હાં જ ઉભાં રહી ગયાં.

વાંદરૂં એક નાળીએરી ઉપર ચ્હડી ગયું એટલે કનૈયાલાલે તે નાળીએરી ઉપર માળીને ચ્હડાવ્યો. આથી વાંદરૂં કૂદીને બીજી નાળીએરી ઉપર ગયું. કનૈયાલાલે ત્ય્હાં ઘાટીને મોકલ્યો. ત્ય્હાંથી ન્હાશીને વાંદરૂં ત્રીજા ઝાડ ઉપર ચ્હડ્યું. એટલે પાસેના બંગલામાંના ઘોડાવાળાને ત્હેના ઉપર ચ્હડાવ્યો. આ પ્રમાણે વાંદરૂં આગળ કુચ કર્યા કરતું હતું અને કનૈયાલાલનું લશ્કર યાહોમ આગળ વધ્યે જતું હતું. તે લશ્કરમાં ઉમેરો પણ ઘણો થઇ ગયો હતો. આસપાસના બંગલામાંના ચાકરનફરો, ગામનાં છોકરાંઓ, શેરીમાંના કુતરાંઓ અને જૂદાં જૂદાં પક્ષીઓ પોતાનાથી બની શકે તેટલો ઘોંઘાટ કરીને કનૈયાલાલને મદદ કરતાં હતાં.

કનૈયાલાલ હાથમાં સાંકળ લઇને, તરેહવાર યુક્તિ-પ્રયુકિતઓ શોધતા, વાંદરૂં હાથમાં આવે તો કેમ પકડવું તે વિષે માણસોને સ્હમજણ આપતા ઝાડીમાં આગળ વધતા હતા, અને, ત્હેમની પાછળ હનુમાનની પાછળ જેમ વાંદર સૈન્ય નાચતું કૂદતું જતું હતું તેમ છોકરાંઓ, કુતરાંઓ અને ચાકરો હોકાર કરતાં પાછળ જતાં હતાં. એમ કરતાં કરતાં કનૈયાલાલના ઘાંટા, કુતરાંના ભસવાના અવાજ, પક્ષીઓનો કીલકીલાટ, છોકરાંઓની બૂમાબૂમ અને ચાકરોના હોકારા મન્દ-મન્દ થતા દૂર વાતાવરણમાં ભળી ગયા.

પોણોએક કલાકે કનૈયાલાલ અને ત્હેમનું સૈન્ય નિરાશ વદને પાછાં આવી પહોંચ્યાં. કનૈયાલાલ ઝાડીમાં કૂદવાથી અનેક ઝખમોથી ઝખમી થઇ યોદ્ધા જેવા શોભતા હતા. “ વાંદરૂં તો નહિં મળ્યું; વખત એ ત્રણ દિવસ પછી પાછું આવે ખરૂં. હજી તો મ્હેં કિંમત પણ ઠેરવી ન હતી, ” કનૈયાલાલ ઓટલા ઉપર બેસતાં બેસતાં બોલ્યા.

“ મ્હને તો એમ લાગે છે કે એ ત્હમારૂં મ્હોં જોઇને ન્હીનું; નહિં તો આમ ન્હાશી જાય નહિં, ” સ્નેહવદને ઠંડે પેટે કહ્યું. પ્રત્યુત્તરમાં કનૈયાલાલે ફક્ત તિરસ્કારયુકત દૃષ્ટિપાત કર્યો.

સરલા અત્યારસૂધી ફકત ગંભીર થઇને બેસી રહી હતી તે હવે રોઇ પડી. “ બિચારા વાંદરાને કાગ-

ડાઓ અને કુતરાઓ કેવાં હેરાન કરશે " એમ કહીને તે કલ્પાન્ત કરવા લાગી. રૂપિઆ દશેકની મ્હારે ઉઠી હતી ત્હેનો વિચાર નહિં કરતાં મ્હેં જ્યહારે સરલાના મને ઉપર ઠસાવ્યું કે આપણને એવી જાતનાં જનાવરો રહેવાંજ નથી અને કનૈયાલાલ જેવા મિત્રો જો આપણને લઇ આપે તો જ બધું સાંગોપાંગ ઉતરે ત્યહારે જ તે શાંત થઇ. પણ આશ્ચર્ય જેવું એ છે કે હવે કનૈયાલાલ હમને જનાવરો પાળવા માટે કહેતા જ નથી !

## વાર્તા અગીયારમી.

---

## ભૂતપ્રેતનું અસ્તિત્વ !

આકાશ કાળું ઘમઘોર હતું. વરસાદ આવતો હતો. કોઇક વખત વિજળીના ચમકારા થતા હતા. તે વખતે હમે "ધી સાહિત્ય અને સંગિતોત્તેજક સભા" ના ચાર પાંચ સભાસદો એક ન્હાના પણ ફરનીચરના અભાવને લીધે સ્વચ્છ લાગતા ઓરડામાં બેઠા હતા. સાહિત્ય અને સંગીત ઉભયથી વિમુખ છતાં હમે આવું નામ શાથી હમારી સભાનું રાખ્યું છે એ જાણવાનું કોઇને પ્રયોજન નથી એટલે તે જણાવવું આવશ્યક નથી. ઓરડામાં ઝાંખો દિવો બળતો હતો. હું બારી પાસે આરામખુરશી ઉપર બેઠો હતો. પાસે મોટું ગોળ ટેબલ હતું. ભાનુશંકર, મગનલાલ અને સ્નેહવદન ટેબલની બીજી બાજુએ બેઠા હતા, અને કનૈયાલાલ હમારા સર્વથી કાંઇક છેટે હાથમાં એક અંગ્રેજી પુસ્તક રાખીને ઝાંખા દિવાના પ્રકાશમાં વાંચવાનો મિથ્યા ડોળ ઘાલતા બેઠા હતા.

બીજે દિવસે રવિવાર હતો એટલે વ્હેલા ઉઠવાની કોઇને ચિન્તા નહતી. ૠતુ આવી હોવાને લીધે વાતના તડાકા બદલાતાં બદલાતાં સ્વાભાવિક રીતે "ભૂત અને પ્રેતનું અસ્તિત્વ" હશે કે નહિં એ

ઉપરજ ચાલ્યા, અને જ્યહારે આવી વાતો ચર્ચાય છે ત્યહારે જેમ હમ્મેશ બને છે તેમ સૌએ પોત-પોતાના મન મૂકીને સાઇકીકલ રીસર્ચ સોસાયટી* પણ આશ્ચર્યચકિત થઇ જાય તેવા દાખલા દ્રષ્ટાંતો ઠોકયા જતા હતા. મગનલાલે પોતાના એક મિત્રના સાળાની બરીને એક આંબલીના ઝાડ હેઠળ રહેતી ડાકણ કેવી વળગી હતી અને તે ડાકણને કેટલાંક માણસોએ જોઇ પણ હતી તે કહી બતાવ્યું. સ્નેહ-વદને પોતાના બાપના કાકાએ અસંખ્ય ભુતો જોયાં હતાં તેમાંથી એક બે ભૂતોની વાતો કહી. જેમ જેમ વાત આગળ ચાલતી ગઇ તેમ તેમ સત્યનો અંશ નષ્ટ થતો ગયો. જેમ જેની મરજી પડે તેમ ગપ-ગોળા ફેંકતું ગયું. મ્હને પણ ઉત્સાહ થઇ આવ્યો એટલે સરલાની માશીને સાસરે ભૂત ગરબા ગાતાં હતાં તે વિષે ઘણી અસરકારક રીતે કહ્યું. ભાનુશંકરે પોતાની અનુભવ કથામાંથી વાત કહેતાં એક વખત એક કુવા આગળથી સાઇકલ ઉપર જતાં તે એકદમ નીચે ગબડી પડયો હતો અને ત્હેમાં ભૂતનોજ હાથ હતો એમ કહ્યું. આ વાતના કરતાં હમારી વાત તો હજાર ગણા પ્રમાણમાં વધુ અસત્ય હતી તેમ છતાં આ વાત સાંભળીને મગનલાલની હૃદયોર્મિ ઉછળી

---

* ભૂત, પ્રેત વગેરે ગેબી બનાવો સમ્બન્ધી શોધખોળ કરનાર મંડળ.

આવી અને બોલી ઉઠયા કે એમાં ભૂતનો હાથ નહિં હશે પણ સાઇકલ ચલાવવાની કળાશકિતની ન્યૂનતાજ હશે. આ ઉપરથી ભાનુશંકરને માઠું લાગ્યું અને પોતાના પક્ષ તરફથી બોલવાને કનૈયાલાલને કહ્યું. એટલે હમારી દ્રષ્ટિ કનૈયાલાલ ભણી વળી. કનૈયાલાલ 'સબ બંદરકા વ્હેપારી' અને વાદવિવાદમાં નિપૂણ હતા તેમ છતાં આજ આવો વિષય ચાલતો હતો કે જેમાં વિવાદ કરવાનું બહુ વિશાળ ક્ષેત્ર હતું તેમાં ત્હેમણે બિલકુલ ભાગજ નહિં લીધો હતો એમ હમને જણાયું અને તેથી હમે બહુ અજબ થયા. કનૈયાલાલ અંગ્રેજી સાહિત્ય, ગુજરાતી સાહિત્ય, સંગીત, અભિનય કળા વગેરે દરેક બાબતોમાં પોતાને એક્કા ગણે છે અને અન્યની પાસે ગણાવવા પ્રયત્ન કરે છે. ગુજરાતી સાહિત્યમાં ત્હેમને ચંચુપાત પણ નહિં હોવા છતાં ત્હેમણે એક વખત "જાગૃત થાઓ ગુજરાતીઓ" નામક લેખ એક વગવસીલાવાળા મિત્રની સહાયથી એક અંગ્રેજી માસિકમાં છપાવ્યો હતો. સંગીતમાં પણ ત્હેમની તેવીજ કુશળતા હોવા છતાં દરેક ન્હાના મ્હોટા મિલાવડામાં કનૈયાલાલનાં તો એક બે ગાયન હોય જ. આવી પ્રકૃતિવાળા હોઇને આજ શાન્ત રહ્યા તેથી પ્રથમ તો હમને એમજ લાગ્યું કે વખતે નિદ્રાદેવીના પાશમાં ફસાયા હશે પણ ત્હેમની તરફ જોતાં હમારી આ ધારણા ખોટી

હતી તેમ જણાયું. કારણ કે ઝાંખા અજવાળાંમાં ત્હે-મનો હાથ ટેબલ ઉપર પડેલી હમારી ભાગની ચોકો-લેટ લેવામાં અને નિઃશબ્દ તે મ્હોંમાં મુકવામાં ગુંથઇ ગયો હતો.

"કેમ કનૈયાલાલ! ત્હમે કાંઇ આજે આ તક-રારમાં ભાગજ નહિં લીધો ?" મ્હેં પૂછ્યું.

"શું લે ? ત્હમે બધાયે જે જે વાતો કહી ત્હેમાં સત્યતાનો કાંઇકે અંશ છે ખરો ? અને તેથી ભૂતની હસ્તી હશે કે નહિં તે વિષયનો નિર્ણય થયો ?"

"હમારાથી કાંઇ નહિં થયો હોય તો ત્હમેજ કરોને" મગનલાલે કહ્યું.

"હું કાંઇ ત્હમારી માફક અનેક વાતો જાણતો નથી. ફક્ત એકજ વાત જાણું છું કે જે વાતમાં મ્હેં મુખ્ય ભાગ ભજવ્યો હતો. વાત સાંભળી રહ્યા પછી ભૂતના અસ્તિત્વ વિષે જે નિર્ણય કરવો હોય તે કરજો." કનૈયાલાલ બોલ્યા.

આટલી બધી અસત્ય અને અસંભવિત વાતો અને અનુભવ કથા સાંભળ્યા પછી તદ્દન સાચી અને સ્વાનુ-ભવની કથા સાંભળવાનો પ્રસંગ આવ્યો તેથી હમે ઘણા ઉત્સુક ગયા. કનૈયાલાલે વાત શરૂ કરી.

"હું જ્યહારે ડીસ્ટ્રીકટમાં ફરવાની નોકરી કરતો હતો ત્યહારે--"

"ત્હમે આજ સુધીમાં દશ પંદર જાતની જુદી જુદી નોકરીઓ કરેલી ખરી?" ભાનુશંકરે સ્હેજ પૂછયું.

"ત્હમારે વાત સાંભળવી છે કે મશ્કરી ઠઠ્ઠા કરવા છે?"

"ના ના., હવે વચમાં નહિં બોલું" ભાનુશંકરે માફી માગતાં કહ્યું.

"જ્યહારે હું ડીસ્ટ્રીકટમાં ફરવાની નોકરી કરતો હતો ત્યહારે બારૈયા મુકામે મ્હેં આ વાત પ્રથમ સાંભળી હતી. ઘણાં વર્ષો પહેલાં તે ગામને પાદરે એક પરદેશી ગાડાંવાળો મ્હોટા કાળા બળદવાળું ગાડું હાંકતો જોવામાં આવ્યો હતો. ગાડાંવાળો પરદેશી અને તરતનોજ તે ગામમાં આવેલો હતો. તે રાતે વરસાદનું જોર ઘણુંજ હતું અને તોફાનથી આસપાસના ઝુંપડાંવાળાઓ ભયથી ત્રાસી ગયા હતા. તે વખતે તે ઝુંપડાંવાળાઓએ તે ગાડાંવાળાને આગળ મુસાફરી નહિં કરવાને ઘણો સ્હમજાવ્યો પણ ત્હેણે તે ઉપર બિલ્કુલ ધ્યાન આપ્યું નહિં, અને જવાબ વાળ્યો કે "ઉપરથી ખુદા ઉતરી આવે તોપણ હું સ્હવાર સૂધીમાં ગામની વચ્ચોવચ બજારમાં જવા-

નોજ ” આમ કહીને ગાડાં ઉપર બેશીને ત્હેણે તો બળદને બારૈયા ભણી હાંકી મૂક્યા. બીજે દિવસે પ્રભાવમાં ગામના લોકોએ શેરી વચ્ચે ગાડું સ્થીર ઉભેલું જોયું, અને ગાડાંવાળો મૃત્યુ પામેલો છતાં હાથમાં બળદના અછોડા તેણે મજબૂત પકડેલા હતા.

“ આ પછી જ્યહારે જ્યહારે ચોમાસું હોય ત્યહારે રાત્રે મુસાફરો અને લોકો કાળા બળદવાળું ગાડું જોતા હતા. ગાડાંવાળો હાથમાં અછોડા પકડી, કામળો ઓઢીને સ્થીર બેઠેલો દ્રષ્ટિએ પડતો હતો. કોઇક કોઇક વખત ત્હેનો ઠચુડ ઠચુડ અવાજ સંભળાતો હતો અને જોત જોવામાં આખું ગાડું અદ્રશ્ય થઇ જતું જણાતું હતું. એક વખત એક ખેડુત રાતના પોતાના ખેતરમાંથી પાછો આવતો હતો તે વખતે ત્હેણે આ દેખાવ જોયો હતો અને તે પછી બીજાને વાત કહેતો કે ગાડાંની આરપાર તે ચાલ્યો ગયલો ત્યહારે જાણે ઠંડી ઝાકળમાંથી પસાર થઇ જતો હોય તેમ ત્હેને લાગ્યું હતું. ગામના લોકો આ વાત માનતા હતા અને ચોમાસાની રાત્રે બ્હાર જતાં બ્હીતા હતા. ગામનાં ન્હાનાં છોકરાંઓ પણ જો રડતાં હોય તે વખતે ‘ પેલો ગાડાંવાળો લઇ જશે ’ એમ સાંભળતાં તો રહી જતાં.

“ જ્યહારે હું બારૈયે ગયો ત્યહારે ત્યહાંના પટેલે મ્હને આ વાત કહી અને તેથી મ્હારા મન ઉપર ઘણી

અસર થઇ. મ્હેં વાતમાં જુઠાણું હશે એમ ધારીને ત્હેમને ઘણા આડા અવળા પ્રશ્નો પૂછયા પણ હું ફાવ્યો નહિં. એકલા પટેલજ આ વાત કહેતા હતા એમ ન હતું. બીજા ડઝનેક માણુસોએ તે ગાડાંને જોયું પણ હતું અને ત્હેની જગ્યા પણ બતાવતા હતા.

" એક દિવસે સ્હાંઝે હું પાદરે મુસાફરી બંગલામાં મ્હારા એક મિત્રને મળવા ગયો. ત્હાં ત્હેમણે મ્હને વાળુ કરીને જવાનો ઘણોજ આગ્રહ કર્યો પણ મ્હેં ના પાડી. પણ તેથી તો ઉલટું ત્હેણે મ્હારી મશ્કરી કરી અને ગાડાંવાળાના ભૂતથી હું બ્હીતો હઇશ એમ કહ્યું. જો કે તે વખતે હું ખરેખર બ્હીતો હતો તેમ છતાં પણ બ્હીકણ પુરુષો પોતાની બ્હીક છૂપાવવા પ્રયત્ન કરે છે તેમ મ્હેં પણ કર્યું. વાળુ કરી રહ્યા પછી વાત પણ ભૂત વિષેજ ચાલી. ગાડાંવાળા જેવાં બીજાં ભૂત પણ કોઇક જગ્યાએ દ્રષ્ટિએ પડે છે તે વિષે ત્હેણે ઘણાક દાખલાઓ આપ્યા. આવી રીતે જ્યહારે હું મોડી રાત્રે ત્હેના ઘરમાંથી બ્હાર નીકળ્યો ત્યહારે મ્હારા મન ઉપર એવી અસર થઇ ગઇ હતી કે મ્હને પણ ગાડાં-વાળાનું ભૂત મળશે એમ મ્હને લાગ્યું. તે વખતે મ્હારે શું કરવું તે વિષે પણ મ્હેં વિચાર કરી રાખ્યો હતો.

" હું દોઢેક માઇલ ગયો ત્યહાંસુધી તો કાંઇ જણાયું નહિં પણ પછી એક રસ્તો એવો આવ્યો કે

જેને બહુજ વાંક હતો, એટલે સ્હામે જો કોઇ પણ આવતું હોય તો છેક પાસે આવે ત્હાં સુધી તે જણાય નહિં. હું આ વાંક આગળ આવ્યો કે તરતજ મ્હને ગાડાંનો કચુડ કચુડ અવાજ સંભળાયો. મ્હેં તરતજ જેટલી ત્વરાથી દોડાય તેટલી ત્વરાથી પાછા પલાયન કરવાનો વિચાર કર્યો પણ પછી કાંઇક હિમ્મતથી હાથમાં મ્હોટી ડાંગ મજબૂત પકડીને ઉભો રહ્યો.

"ચોમાસું હતું તેમ છતાં આકાશ ખુલ્લું હતું. ચન્દ્રનું અજવાળું સાફ પડતું હતું. મ્હારી આંખ્યો ફાટેલી વાંક તરફ વળી રહી હતી. ધીમે ધીમે જાણે મ્હને ભયભીત કરાવવાના ઇરાદાથીજ આવતા હોય તેમ કાળા બળદનાં ભરાવ શિંગડાં જણાયાં. કચુડ કચુડ અવાજથી પૈડાં માર્ગમાં પડી રહેલી ઘરડમાં પ્રચણ્ડ ધ્વનિ કરતાં આગળ વધતાં હતાં, ગાડાવાળો માથે ફાળીઉં બાંધી, કામળો ઓઢીને અર્ધ નિદ્રાવશ સ્થિતિમાં, હાથમાં અછોડા ઝાલી, ખોળામાં પરોણો રાખી બેઠેલો હતો. ભયથી મ્હને પરસ્વેદ છૂટયો. કાનમાં તમરાં બોલવા લાગ્યાં પણ આમેને આમ જ્યહારે ભૂત આટલું પાસે આવ્યું છે ત્હારે ન્હાસીશ તો પણ ત્હેના પંઝામાંથી છૂટવાની આશા વ્યર્થ છે એમ જાણી મરણીઓ થઇને, દ્રઢ સંકલ્પ કરીને હું ઉભો રહ્યો. ભયંકર ગાડું પાસે આવતું ગયું. મ્હને મ્હારૂં કુટુમ્બ સાંભર્યું. પ્રભુનું સ્મરણ કરીને મ્હોટી

ડાંગ એક પર એક ત્રણ ચાર વાર ગાડાંવાળાને અને બળદને મારી, પણ મારતાંની સાથે હું અજાયબીમાં ગરકાવ થઇ ગયો. મ્હારી ડાંગ પણ પેલા ખેડુતની માફક ગાડાંમાંથી આરપાર નીકળી નહિ. ભૂત અદ્રષ્ય પણ થયું નહિં, તેમ તેનો ભડકો પણ થયો નહિં એથી ઉલટું મ્હારી ડાંગ પહેલીજ વખતે પડવાની સાથે બિભત્સ શબ્દોનો અતી કર્કશ અવાજ મ્હારા કાનને અથડાયો, હજીતો બીજી બે ડાંગ હું મારૂંછું તેટલામાંતો બળદ અટકયા; મ્હને મ્હારી ભુલ જણાઇ. ભૂત બૂત કાંઇ હતું નહિં પણ ખરોજ ગાડાંવાળો બિભત્સ શબ્દોનું ઉચ્ચારણ કરતો નીચે કૂદયો અને મ્હારા માફી માગવાના અને થયલી ભૂલ્યનું ભાન કરાવવાના શબ્દોને નહિ ગણકારતાં પોતાના પરોણાનો સંગમ મ્હારા વાંસાને કાંઇક દુઃખદ થઇ પડે તેટલા જોરથી કરાવવા લાગ્યો. મ્હારી ડાંગ મ્હારા હાથમાંથી સરી પડી, પરોણો, લાત, મુક્કા અને ગાલિપ્રદાનની ક્રિયા ક્ય્હારે બંધ પડત તે કળી શકવું મૂશ્કિલ હતું પણ સુભાગ્યે મ્હને ઓળખતો એક માણસ ત્ય્હાં આવી પોંહાચ્યો. માંડમાંડ થોડીક દક્ષણા લઇને ગાડાંવાળો સ્હમજ્યો. ઓળખાણવાળા માણસનું મ્હોં બંધ કરવા મ્હેં ત્હેને પણ થોડુંક આપવાનું કબુલ્યું. શરિર ઉપર પડેલાં ચિહ્નોની ઉત્પત્તિ શાથી થઇ એમ કોઇ પૂછે તો શો જવાબ આપવો ત્હેનો વિચાર કરતો, પટેલ,

પેલો ખેડુત, ગાડાંવાળો, મુસાફરી બંગલામાં રહેતા મ્હારા મિત્ર અને બીજા જેટલા માણસના નામ મ્હને યાદ આવ્યાં તેટલાને અપક્ષપાતપણે શાલપામરી ઓઢાડી, મોડી રાત્રે ઉતારે પહોંચ્યો. ”

વાત પૂરી થઇ. ચોકોલેટ પણ પૂરી થઇ અને દિવામાંનું ગ્યાસલેટ પણ પૂરૂં થવાના ચિહ્‍ન જણાયાં એટલે અરસપરસ સાહેબજી કરીને હમે સૌ સૌના ગૃહ તરફ પ્રયાણ કર્યું.

## વાર્તા બારમી.

---

# મનોવૃત્તિદર્શક યંત્ર.

વિજ્ઞાનશાસ્ત્રે આપણા ઉપર ઘણા ઘણા ઉપકાર કર્યા છે અને ઘણી ઘણી નવનવી શોધો કરીને આપણાં દુઃખ ટાળ્યાં છે, તેમ છતાં પણ મ્હારા મત અનુસાર હજી ઘણુંયે કરવાનું રહ્યું છે. હું પોતે વિજ્ઞાનશાસ્ત્રી નથી, એટલે ફલાણું બની શકે અને ફલાણું નહિ બની શકે, એવો નિર્ણય હું કરી શકતો નથી. પણ જો બની શકતું હોય તો સ્વભાવની સ્થિતિ બતાવી આપનારાં બેરોમીટર*ની આ જગતમાં ખાસ જરૂર છે. અમુક કાલે અમુક મનુષ્યનું હૃદય કેવી સ્થિતિમાં છે તે જો સ્હામાં મનુષ્યો જાણી શકતાં હોય તો ઘણીક જાતની અગવડો અને ચિંતા નાબુદ થઇ જાય. મંડળી ઝામી હોય અને સવ મનુષ્યો મળીને એક પુરૂષને બનાવતા હોય; તે પુરૂષ પહેલાં હાહા, હાંહાં કરતો મન્દ મન્દ હસતો, શાન્તિથી આ સવ સહન કરતો હોય અને પછી ધીમે ધીમે ઉગ્ર થતો અચાનક ગુસ્સે થઇ જાય—વિક્રાળ બની જાય અને જેમ મનમાં આવે તેમ બોલવા મંડી જાય; મંડળીની મઝા અદૃશ્ય થઇ જાય, અનેક હૈયાં દુઃખાય, અનેકમાં વેર બંધાય અને અનેકમાં રૂસણાં ચાલે; આ બધું સ્વભા-

---

* ઉષ્ણતા માપક યંત્ર.

વનું બેરોમીટર હોય તો નહિ થાય. પેલો પુરૂષ બ્હાર-થી હસે છે પણ અન્દરથી ત્હેના હૃદયમાં જ્વાળા-મુખી સળગવા માંડે છે ત્હેની ખબર તે યંત્રદ્વારા આસપાસનાં મનુષ્યોને પડી જાય અને તે ઉપહાસ કરતા બંધ થઈ જાય.

કોઇ વખતે એવું પણ બને છે કે, આપણે ઘેરથી બહુ આનન્દમાં કોઈ મિત્રને મળવા નીકળ્યા હોઇએ અને ત્ય્હાં જઈને અનેક પ્રકારની મશ્કરીઓ કરીએ, મ્હોટેથી હશીએ, મિત્રને મિત્રની પત્ની સમક્ષ ત્હેની આલસ્યવૃત્તિને માટે બનાવીએ, મિત્રપત્નીને મિત્રના દેખતાં ત્હેમની પાકશાસ્ત્ર વિષેની અજ્ઞાનતાને માટે ઉચકીએ, ન્હાનાં બાળકોને ત્હેમની મૂર્ખાઈને માટે અને ત્હેમના માતપિતાના ઢંગધડા વગરના વર્તનને માટે ચ્હીડવીએ, ચ્હાના બે ત્રણ પ્યાલા માગ્યાં જ કરીએ અને એવી અનેક પ્રકારની મસ્તી કરીએ અને તે સઘળો વખત વખતે તે આખા કુટુમ્બના સ્વભા-વની સ્થિતિ એવી હોય કે, બાળકો આપણી મશ્કરીથી કંટાળીને રડે, મિત્રપત્ની પોતાની રસોઇ કરવાની કલાની મશ્કરી કર્યાથી ચ્હીડવાઇ જાય અને મિત્ર આપણા ઉપર ગુસ્સે થઇને દાંત કચકચાવે!

કોઇ વખત એમ પણ થઇ જાય છે કે, આપણે તે જ મિત્રને ત્ય્હાં જવા ઘેરથી ગંભીર થઇને નીકળીએ અને ત્ય્હાં જઇને મિત્રની સાથે સાહિત્ય વિષે, યુરોપની

રાજ્યદ્વારી સ્થિતિ વિષે, મ્યુનીસીપાલીટીમાં કેવું અંધેર ચાલે છે અને આપણા આગેવાનો તદ્દન માનના ભૂખ્યા છે તે વિષે અને હમણાં હમણાં આપણા ગુજરાતીઓમાં બાળકોના જન્મની સંખ્યા ઘટતી જાય છે અને તેથી કરીને અમૂક વર્ષોમાં આપણે નાશ પામશું, તે વિષે વાત કરવા માંડીએ ત્યારે તે મિત્રના કુટુમ્બની સ્વભાવસ્થિતિ જુદા પ્રદેશમાં વિચરતી હોય છે. આપણી વાત સાંભળીને મિત્ર બગાસાં ખાય છે, બાળકો થોડી થોડી વારે આપણી સાથે મસ્તી કરવાના પ્રયત્ન કરીને નિરાશ થઇને પાડોશીનાં છોકરાં સાથે રમવા ચાલ્યાં જાય છે અને મિત્રપત્ની કાંઇક ભરવાનું લઇને બીજા ઓરડામાં અદૃશ્ય થઇ જાય છે. આવે આવે સમય જો પેલું યંત્ર હોય તો આ વખત નહિ આવે. જેવા આપણે ત્હેમને ત્યડાં જઇએ અને ત્હેમના દરેકનાં બેરોમીટર જોઇએ કે તરત આપણે તેવી વાત ઉપાડીએ.

એક વખત હું કનૈયાલાલને "ધરતીકંપ"નો નાટક જોવા લઇ ગયો. સાધારણ રીતે કનૈયાલાલ "વિટ્ અને હ્યુમર*" તો શું પણ તદ્દન ફારસ જેવાં નાટકો પણ આનન્દથી જુએ છે, પણ તે વખતે કોણ જાણે કેવી સ્વભાવસ્થિતિમાં હતા કે પહેલો પડદો ઉઘડયો ત્યારથી ચ્હીડવાઇ ગયા. જેમ જેમ હીરાજી થરમામીટરનું એકટીંગ ખીલતું ગયું તેમ તેમ

* મશ્કરી અને હાસ્ય રસ.

કનૈયાલાલ દાંત કચકચાવતા ગયા. “આવી જાતની “એબસર્ડ કોમેડીઝ*” જોવાથી શો ફાયદો થતો હશે? મુંબઈના લોકોનો ટેઈસ્ટ કેવો ખરાબ છે? ત્હમારે જવું ’તું તો એકલા જવું હતું પણ સાથે મ્હને શું કરવા લઈ આવ્યા? શું બધાને ત્હમારા જેવા ધાર્યા? હમને જીવનમાં હસવાના સિવાય બીજું ઘણું કરવાનું છે,” આ પ્રમાણે વાક્યો અમુક અન્તરે કનૈયાલાલ મ્હને સંભળાવ્યા જતા હતા. થોડા દિવસ પછી હું એકલો તે જ નાટક કંપનીનો બીજો હાસ્યરસનો ખેલ “ફાંકડો ફીતુરી” જોવા ગયો. હું ઉપર ડ્રેસ સરકલમાં હતો અને કનૈયાલાલ નીચે ઓરચેસ્ટ્રામાં હતા. હું કોણ જાણે શાથી તે દિવસે જરા એવી સ્થિતિમાં આવી ગયો હતો કે, હાસ્યરસવાળા નાટક ઉપર મ્હને ચ્હીડ ચ્હડી ગઈ. બમનુ ઇડીઅટના ચાળા જોઇને મ્હને ત્હેના ઉપર તિરસ્કાર આવ્યો. આવી કંપનીઓના આવા નાટકને આપણે ઉત્તેજન જ નહિ આપવું, એમ મનમાં નિશ્ચય કર્યો અને આવા નાટકને બદલે હું મ્હારા એક મિત્ર “વેદનો કાલ અને તે વખતે પત્ની કેળવણીની સ્થિતિ” એ વિષય ઉપર ભાષણ આપવાના હતા ત્યાં ગયો હોત તો ઠીક થાત, એમ મ્હને લાગ્યું. આસપાસ નજર કરતાં મ્હને ઓરચેસ્ટ્રામાં બેઠેલા કનૈયાલાલ દેખાયા. બમનુના એકેએક બોલ ઉપર

---

*મુખોઇ ભર્યા હાસ્યરસ નાટકો.

ફીદા થઇને કનૈયાલાલ હસતાં હસતાં બેવડ વળી જતા હતા અને નાદાન છોકરાંની માફક વન્સમોરની તાળીઓ પાડ્યા જતા હતા !

કોઇક વખત આપણે બહુ ઉત્સાહથી સંગીતનો જલસો ગોઠવીએ, ઘણા મિત્રોને આમંત્રણ કરીને કેટલાક દિવસ થયાં તે જલસો ફત્તેહમંદ કરવાને માટે પ્રાણતોડ મહેનત કરતા હોઇએ ત્હારે તે જલસાના દિવસની એકાદ દિવસ આગમચ આપણા સ્વભાવમાં ફેર પડવા માંડે છે, આપણને એકાન્ત પ્રિય થઇ પડે છે અને સંગીતના નામ ઉપર પણ ચ્હીડ ચ્હડે છે. જલસાને દિવસે આપણે દિલગીર થઇને બધાંના સ્હામું જોયાં કરીએ છીએ અને ફકફક હસીએ છીએ; તેમ જ કોઇક વખત બેચાર મિત્રો મળીને એવા ઠરાવ ઉપર આપણે આવીએ છીએ કે, અમૂક વખતે ભેગા મળીને ખૂબ તોફાન કરવું, ખૂબ આનન્દ કરવો. તે દિવસે એકેક મિત્રો દિલગીર બનીને આવે છે, અન્ય મિત્રોનું તોફાન ત્હેમને કર્કશ લાગે છે—છોકરવાદભર્યું લાગે છે—લાગણી વગરનું જણાય છે. "આટલી ઉમ્મરે આવાં તોફાન ત્હમને છાજે નહિ, આવું હુલ્લડ કર્યાથી બીજાઓની લાગણી કેવી દુખાય છે તે ઉપર ત્હમારે વિચાર કરવો જોઇએ," વગેરે વાકચોથી તે આપણા ઉત્સાહને પણ મન્દ કરી નાંખે છે અને પરિણામે તે દિવસ આપણે બહુ જ દિલગીરીમાં ગાળીએ છીએ.

આજ પ્રમાણે બાલકોને પણ તે યંત્રથી કેટલું સુખ થઇ જાય! સ્હવારના ત્હેમને જણાય કે પિતાનો સ્વભાવ આજ આનન્દી છે, જે માગશું તે આજ મળશે, જે ધમાધમ કરશું ત્હેને માટે શાબાશી મળશે અને સ્કુલમાંથી ગાપચી મારવાનું પૂછી જોઇશું તો ત્હેની પણ હા પાડશે! કોઇ દિવસ ત્હેમને એકદમ જણાઇ જાય કે, આજે તોફાન કરવામાં સાર નીકળે તેમ નથી. તેજ પ્રમાણે માના સ્વભાવની અને એકેકના સ્વભાવની પણ ત્હેમને ખબર પડે અને તેથી જે ઘડિએ જે પ્રમાણે વર્તન રાખવું જોઇએ, તે પ્રમાણેનું વર્તન તેઓ રાખી શકે.

એક વખત હું એક મિત્રને ત્યાં થોડા દિવસ માટે રહેવા ગયો હતો. ત્યાં ત્હેનો એક હાઇકોર્ટનો જજ મિત્ર આવ્યો. મ્હોટો પુરૂષ હોવા છતાં બાળકોનો બહુજ શોખીન હોવાથી આવીને બીજે જ દિવસે ત્હેણે ઘરમાંથી પાંચેક છોકરાંઓને ડ્રૉઇંગ રૂમમાં ભેગાં કર્યાં અને મ્હોટો ઓવરકોટ પહેરીને પોતે રીંછ હોય તેમ ચાર પગે આમતેમ ચાલવા માંડ્યું. વચમાં વચમાં તે મ્હોટેથી ઘુરકતો જતો હતો અને છોકરાંઓના પગને બાઝવા જતો હતો. છોકરાંઓએ ખુશ થવાને બદલે ગંભીર થઇને અને કાંઇક દયાર્દ્ર મ્હોંડે એક કોચ ઉપર બેશીને આ તમાશો જોયાં કર્યો. પાએક કલાક સૂધી આમ ચાલ્યું, એટલે પેલા ગૃહસ્થને પણ

આ સત્ય જણાયું હોય એમ લાગ્યું. એટલે ત્હેણે પોતાની રમત બદલી. રીંછને બદલે મગર થાય તો વખતે છોકરાંઓ ઉશ્કેરાશે અને રમતમાં ભાગ લેશે, એમ ધારીને ત્હેણે એક ટેબલને ઉંધું પાડ્યું. ત્હેના ઉપર ત્રણ ખુરશીઓ મૂકીને સમુદ્રમાં તરતો તરાપો બનાવ્યો અને ત્હેના ઉપર છોકરાંઓને ચ્હડાવ્યાં. પાસે એક ખુરશી ઉપર મ્હોટો ટુવાલ ઢાંકીને બરફનો પહાડ બનાવ્યો અને પોતે મ્હોટી ચાદર ઓઢીને મગર બન્યો. છેક પેટ ઘસડતો મ્હોટી ચીસો પાડીને ને ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો. વચમાં વચમાં પેલા તરાપા પાસે જઇને પોતાનો હાથ લાંબો કરીને છોકરાંઓના પગ પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેમ છતાં છોકરાંઓને આનન્દ થયો નહિ. વચમાં એક ન્હાના છોકરાએ લોઢાનો સળીઓ લઇ આવીને ભાલા તરીકે વાપરવાનું કહ્યું પણ તે ફક્ત આવા મ્હોટા ગૃહસ્થ પોતાની સાથે રમે અને પોતે કાંઇ પણ આનન્દ બતાવે નહિં તો ઠીક નહિં લાગે એમ ધારીને જ ત્હેણે કહ્યું હતું. પેલા ગૃહસ્થે આ દરખાસ્તને અનુમોદન નહિં આપ્યું તેથી તે ભાંગી પડી. આ રમત પૂરી થયા પછી તે એક મ્હોટા કબાટ ઉપર ચ્હડ્યો અને પોતે ઉરાંગ ઉટાંગ વાંદરો છે, એમ કહીને વિચિત્ર મ્હોં કરીને બાળકોને બ્હીવડાવવાનો યત્ન કરવા લાગ્યો. આવી રીતે કબાટ ઉપર ચ્હડવામાં અને ત્યાંથી એક

ટેબલ ઉપર ભૂસ્કો મારવાના પ્રયત્નમાં એક મ્હોટા ફુલાવરવાઝનો અને બે ત્રણ કાંચનાં રમકડાંનો ભૂક્કો થયો; એટલે આખરે પેલાં છોકરામાંથી સૌથી મ્હોટી છોકરીએ વિનયથી કહ્યું:—"ત્હમે હમારી સાથે રમવાનું કર્યું તેથી હમે બહુ ખુશ થયાં છીએ પણ કોણ જાણે શાથી આજે હમને આવી તોફાનવાળી રમતો ગમતી નથી!"

આ ઉપરથી પેલા ગૃહસ્થે સંગીત શરૂ કર્યું એટલે ત્હેમાં છોકરાંઓએ આનન્દથી ભાગ લઇને પ્રાર્થનાનાં પદો ગાયાં અને પછી બધાં પોતપોતાનું લેસન કરવા ઉપડી ગયાં. બે ત્રણ દિવસ પછી છોકરાંઓ પેલા ગૃહસ્થની પાસે ગયાં અને જનાવરોની રમત રમવાની ઇચ્છા જણાવી, પણ તે વખતે "મ્હને આજ ઘણું કામ છે, મ્હોટાઓ એવી રમત રમે નહિ" એમ કહીને ત્હેણે ત્હેમને નિરાશ કર્યાં!

આવી જાતની કઢંગી સ્થિતિ, વિચિત્ર ઘોંટાળાઓ, હૃદયનો કચવાટ અને મનની વ્યગ્રતા, જો આવું કોઇ યંત્ર હોય તો, કેટલેક અંશે નાબુદ થઇ જાય અને આપણા દીન જીવનમાં કાંઇક સુખ અને શાંન્તિનાં સ્વપ્ન આવે, એવો મ્હારો નમ્ર મત છે.

## વાર્તા તેરમી.

---

# ઍમૅચ્યોર અભિનયકલા.

અભિનયકલાના ક્ષેત્રમાં અનેક વીરલા થઇ ગયા છે અને થશે, સર હેનરી ઇરવીંગ, સર જ્યૉર્જ અલેકઝાન્ડર, સર બીરબોમ ટ્રી અને સર ફ્રાંર્બ્સ રૉબર્ટસન જેવા પુરૂષોએ પોતાની અદ્ભુત અભિનયકલાથી આખી દુનિઆને ચકિત કરી નાંખી હશે, પણ તેથી શું? જે આનન્દ, જે કુતૂહલની લાગણી અને જે આશ્ચર્યજનક અભિનયકલા "ઍમૅચ્યોર અભિનયકલા" માં છુપાઇ રહ્યાં છે, તે બીજે ક્હાંય પણ મળે તેમ નથી. સાધારણ રીતે આપણે ગમે તેવા સારા ઍક્ટરનું[1] ઍક્ટીંગ[2] જોવા ગયા હઇએ તો ત્હાં આપણને શું જોવાનું મળે છે? આપણે જે પ્રમાણે ધારતા હઇએ તે જ પ્રમાણે બધું બને છે; બહુ થાય તો અભિનયકલા આપણે ધાર્યા કરતાં પણ બહુ સારી હોય છે! બસ એટલું જ કે કાંઇ વધુ? ઍમૅચ્યોર અભિનયકલામાં કઇ જગ્યાએ શું બનશે તે આપણાથી આગળથી કહી શકાતું નથી, અમુક નાટકના દ્રશ્યમાં કઇ જાતનો પોષાક પ્હેરાશે ત્હેની પણ આગાહિ આપણાથી થઇ શકતી નથી. ગમે તેવું

---

1. ઍક્ટર—નટ. 2. ઍક્ટીંગ—અભિનયકલા.

નાટક ગમે તેવા ભયાનક રસથી ભરપૂર હોય પણ ઍમૅન્ચોર અભિનયકલાની સહાયથી ત્હેનામાં ક્ય્હારે અદ્ભુત હાસ્યરસનું મોજું ઉછળશે તે આપણાથી કહેવાતું નથી. અને આ જગતમાં ક્રિકેટસાહિત્યના શબ્દોમાં કહીએ તો "મહાન અચોક્કસતા" સિવાય કઇ વસ્તુ આપણા જીવનમાં ઉત્સાહ, ધૈર્ય, ભકિત, શૌર્ય, વગેરે ગુણો પ્રેરે છે? આપણે આગળથી આપણું ભવિષ્ય જાણતા હઇએ, આપણા સ્નેહીઓનું ભવિષ્ય જાણતા હઇએ તો ઝિંદગીમાં શો રસ રહે? આશા–નિરાશા, કઇ વખતે શું થશે તે વિષેનું આપણું અજ્ઞાન, એ જ આપણા મનુષ્યજીવનનો પ્રાણ છે, આપણી ઝિંદગીનો આધાર છે. આશાને થાંભલે ચણેલું ઘર અચિંતું તૂટી જાય છે, નિરાશામાં ડુબતી આપણી દુનિયા પલકમાં આશાની ઓથમાં વિશ્રાન્તિ લઇ શકે છે. આવી જાતના અણધાર્યા અને અણચિંતવ્યા બનાવથી આપણા હૃદયમાં જે આનન્દ કે શોકની ઉર્મિઓ જાગૃત થાય છે તે આગળથી ધારેલા બનાવમાં નથી થતી તે કોઇથી અજાણ્યું નહિ હોય! નિરાશાથી છલકાતા, ભગ્ન હૃદયે આપણે કોઇ વાર બારીએ બેઠા હઇએ તે વખતે સહરાના અરણ્યમાં પાણીની બૂમ પડે, પરીક્ષાના પરિણામને દિવસે તારવાળાનો ઘાંટો સંભળાય, મહા રણસંગ્રામને અન્તે વિજયનાદ ગાજી ઉઠે તેવી જાતની

કાંઇક ઉર્મિ એ જગવતો ન્યાતનાં ન્હોતરાં દેતા ગોરનો ઘાંટો સંભળાય અને પરિણામે "શું જમવાનું હશે? શ્રીખંડપૂરી હશે કે બુરાની-પુરી? મઠો-જલેબી હશે કે કંસાર-દૂધ હશે?" એવી જાતનાં અનેક પ્રશ્નો પૂછતું હૈયું જે આનન્દસાગરમાં ડુબે તે આનન્દ ઘણાઓએ અનુભવ્યો હશે જ! આવી જ જાતની ઉર્મિ ઓ-આવી જ જાતનો આનન્દ એમેચ્યોર અભિનયકલાથી થાય છે; પણ કોને છે ત્હેની દરકાર? કોને સ્હમજાય છે ત્હેનું મોઘેરૂં મૂલ્ય?

મ્હને સાંભરે છે કે, એક વાર બાલ્યાવસ્થામાં કનૈયાલાલના આગ્રહથી મ્હેં અને કનૈયાલાલે હેમલેટ અને ત્હેના પિતાના ભૂતનો સીન ભજવી બતાવ્યો હતો. હેમલેટના પિતાના ભૂતનો પાર્ટ કનૈયાલાલે એક બનાતનો ઓવરકોટ પ્હેરીને અને માથે ચાદરનું ફાળીયું બાંધીને અને મ્હેં હેમલેટનો પાર્ટ ધોતીયાં ઉપર સ્ટ્રૉહૅટ પ્હેરીને ભજવી બતાવ્યો હતો. ઘેરથી જ્યહારે નીકળ્યા હશે ત્યહારે પ્રેક્ષકોએ શું ધાર્યું હશે? કયા પ્રેક્ષકે આ જાતના હેમલેટને અને આ જાતના ભૂતને જોવાનું ધાર્યું હશે? આ જાતનો પોષાક અસલના વખતમાં ભૂત પ્હેરતું હશે, એવી કલ્પના પણ કોને આવે? હેમલેટના વખતમાં ધોતીયાં ઉપર સ્ટ્રૉહૅટ પ્હેરતા હશે એવું કેટલા જાણતા હશે? પ્રેક્ષકો હમારી ભવ્ય આકૃતિ જોઇને પ્રથમ

ચોંકયા—પછી ગભરાયા—પછી આશ્ચર્યચકિત થયા—પછી દિંગમૂઢ બન્યા, પછી સ્વસ્થ થયા અને પછી—વધુ લખવાથી શો ફાયદો? અજ્ઞાનના અન્ધકારમાં અટવાતા અક્કલ વગરના અજ્ઞાનીઓ મ્હારી અને કનૈયાલાલની રસિકતા શું સ્હમજે? હમારી કલાપ્રિયતા શું પીછાણે? જડવાદિએ અટ્ટહાસ્ય કર્યું; હમારો ઉપહાસ કર્યો; બાલકોએ આનન્દના પ્રચણ્ડ ધ્વનિથી વાતાવરણને છાવરી લીધું અને સન્નારીઓએ હિન્દુ અબલાઓને નહિં છાજતું હાસ્ય કરીને હમારૂં તેજ હરી લીધું !!

મ્હેં આથી નિરાશ થઇને ગુજરાતીઓમાં અભિનયકલા પ્રસરાવવાનો સ્તુત્ય પ્રયાસ છોડી દીધો, પણ કનૈયાલાલ ડગે તેવા ન હતા, ત્હેમનું ધૈર્ય ચલિત થાય તેવું ન હતું. ત્હેમનામાં પુરૂષાર્થ હતો. ત્હેમને પોતાની કલા ઉપર વિશ્વાસ હતો—આસ્થા હતી...થોડાં વર્ષ પછી ત્હેમણે પુનઃ પ્રયાસ આરંભ્યો. અને વખતે તે પ્રયાસમાં સફલ પણ થાત પરંતુ વિધાતાએ કાંઇક જૂદું જ ધાર્યું હતું. કનૈયાલાલની અદ્ભુત અભિનયકલા જોવાનું ગુજરાતીઓના નસીબમાં નહોતું ઘડાયું. વિધાતાએ નિર્માણ કરેલા બનાવની સ્હામા ટક્કર લેનાર હું કોણ? ત્હમે કોણ? કનૈયાલાલ કોણ?

બન્યું એમ કે, કનૈયાલાલે અતિ પ્રયાસ કરીને શિવાજીનો પ્રયોગ ભજવી બતાવવાનો નિશ્ચય કર્યો.

મહા પરાક્રમી વીર શિવાજીના પાત્રને કનૈયાલાલ સિવાય બીજો કોણ યોગ્ય ઇન્સાફ આપી શકે ? તેથી ત્હેમણે શિવાજીનો પાર્ટ લીધો અને બીજાઓને ચન્દ્રરાવ, રઘુનાથ વગેરેના પાર્ટ* અપાયા. રીહર્સલો થયાં, કનૈયાલાલની આજ્ઞાનુસાર બધા એકટીંગ શીખીને તૈયાર થયા. આમંત્રણપત્રિકાઓ છપાઇ અને વ્હેંચાઇ અને નિર્માણ કરેલે વખતે સર્વ સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો આ મહાપ્રયોગ જોવા આવી પણ પહોંચ્યાં. પ્રયોગ શરૂઆતમાં તો ઠીક ચાલ્યો અને પ્રેક્ષકોમાં સંતોષ પ્રસર્યો પરંતુ એટલામાં જ્યહારે પ્રયોગમાં ખરેખરો કરૂણરસ અને ભયાનકરસ વ્યાપી રહ્યા હતો ત્યહારે રંગભૂમિ ઉપર ચન્દ્રરાવ અને રઘુનાથ પોતાના વેરનો અન્ત લાવવા મળ્યા. પ્રથમ ભયાનક વાગ્યુદ્ધ થવાનું હતું અને પછી ઉભય દ્વંદ્વ યુદ્ધ કરવાના હતા. ચન્દ્રરાવ અને રઘુનાથ રંગભૂમિ ઉપર આવ્યા અને ઉભય અક્કેકની સ્હામા જોઇ રહ્યા. ઉભય પોતાના પાર્ટ ભૂલી ગયા હતા અને શિવાજીના ઇતિહાસની કાંઇ જ ખબર નહિ હોવાથી ત્હેમનાથી પોતાની ગાંઠનું પણ ઉમેરી શકાય તેવું નહતું. પ્રેક્ષકો કાંઇક આશ્ચર્યથી જોઈ રહ્યા. ચન્દ્રરાવ અને રઘુનાથ શાન્ત જ રહ્યા. હુમે વીંગમાં[1] ઊભા ઊભા ગભરાતા ગયા અને પેલાઓને ત્હેમને બોલ-

* પાર્ટ—વેષ. [1] વીંગ—રંગભૂમિની બાજુની જગ્યા.

વાનાં વાકયો કહેતા ગયા પણ પેલાઓથી કાંઇ જ થયું નહિ. એટલે આખરે હમે શિવાજી-કનૈયાલાલને મેદાન પડવાનું કહ્યું. ઉતાવળમાં પોષાક પ્હેરીને શિવાજી બ્હાર નીકળતા હતા એટલામાં મ્હેં ત્હેમને કહ્યું: "કનૈયાલાલ! આ દહાડી શું કામ બાંધી? છોડી નાંખોને; વખતે ફજેતી થશે હો!" પણ કનૈયાલાલને વિનાશ કાળે વિપરિત બુદ્ધિ સુઝી હતી. ચન્દ્રરાવ અને રઘુનાથ ઉપર ક્રોધાયમાન થએલાએ મ્હારી શિખામણ નહિ માની. શાહબુદ્દિન અને પૃથુરાજના ઘોર યુદ્ધ વખતે ચામુંડરાયે જ્યહારે પૃથુરાજને કહ્યું કે, "માનો મ્હારા રાજવિ! મ્હારા ભરતખંડના તારા! મ્હારૂં કહ્યું માનો! પેલા શાહબુદ્દિનને મ્હારૂં શોથું મારવા દો!" ત્યહારે પૃથુરાજે ક્યહાં માન્યું હતું? ત્હેણે તો એટલો જ ઉત્તર દીધો કે, "નહિ; હું આજ્ઞા કરૂં છું કે, મારા પેલા દુષ્ટ, વિશ્વાસઘાતી, ચંડાલ હાહોલીરાયને!" કનૈયાલાલ હાથમાં નાગી તરવાર સમણુતા બ્હાર કુદતા જતા હતા ત્યહારે મ્હેં પુનઃ વિનવ્યા, દહાડી કહાડી નાંખવાને સહમજાવ્યા પણ તે એકના બે થયા નહિ." મ્હને અત્યારે ઉશ્કેરો નહિ-જવા દો-પેલા બેએ મ્હારી બધી મહેનત ધુળધાણી કરી નાંખી છે. એક છલંગ સાથે શિવાજી રંગભૂમિ ઉપર આવ્યા. દુષ્ટ ચન્દ્રરાવને એક હાથે ગળચીમાંથી પકડી બીજે હાથે

નાગી તલવાર ઉગામી. આખું ૧ઑડીયન્સ ભયથી સ્તબ્ધ થઇ ગયું. સ્ત્રીઓનાં કુમળાં હૈયાં થડક થડક થવા લાગ્યાં, બે એક ન્હાની બાલિકાઓએ ચીસ પણ પાડી. કનૈયાલાલની અદ્દભુત અભિનયકલા ત્હેના પૂર પ્રકાશમાં ખીલી નીકળી. તેવામાં–તેવામાં બાંધેલી દ્હાડીમુછના બંધ ઢીલા થયા, દ્હાડીમુછ સરવા લાગ્યાં! હું એમ પૂછું છું કે, આ વખતે ખરેખરો શિવાજી હત કે ગમે તો મરાઠાનો માનીતો, રંગીલો સદાશિવ ભાઉ હત કે ગમે તો આખી દુનિયાને ડોલાવનાર નેપોલીયન હત તો તે પણ શું કરત?! પરન્તુ કનૈયાલાલ સાધારણ પુરૂષ ન હતો; જ્યારે સાધારણ મનુષ્યો નિરાશ થઇને ગભરાઇ જાય છે ત્યારે કનૈયાલાલની બુદ્ધિ વધુ સતેજ થતી જાય છે. ત્હેમણે યત્કિંચિત્ પણ ગભરાયા વિના સરી પડતી મુછને મ્હો-માં દબાવી. મુછ દ્હાડી સાથે ચોંટાડેલી હોવાથી દ્હાડી પણ સરતાં અટકી. હડપચીથી બે આંગળને છેટે દ્હાડી અને દાંતની વચ્ચે મુછ એમ આવીને અટક્યાં. એક હાથે ચન્દ્રરાવને પકડેલો અને બીજે હાથે સાચી તરવાર નગ્ન સ્થિતિમાં પકડેલી, એટલે બીજું કાંઇ થઇ શકે તેમ નહતું; પણ પછી બોલવું શી રીતે? “દુષ્ટ, ભ્રષ્ટાચારી, અધમ ચન્દ્રરાવ! ત્હારૂં મોત પાસે આવ્યું છે!” એમ કહેવાને બદલે દાંત વચ્ચે મુછ હોવાથી “દુત્ત–ભ–તા–ત્તારી–અ–તન્ચ–વ–”

૧. ઑડીયન્સ—પ્રેક્ષક વર્ગ.

શબ્દો અસ્પષ્ટોચ્ચારથી પ્રેક્ષકોને સંભળાવા લાગ્યા. હમે અંદરથી બુમ મારીને ચન્દ્રરાવને ચેતાવ્યા. ચન્દ્રરાવની નજર દાંત વચ્ચે વળેલી મુછ ઉપર પડતાં ત્હેના હૃદયમાં હાસ્યની આવેગભરી ઉર્મિ થઇ આવી. તે દબાવવા જતાં પોતાનો આંચકો શિવાજીના મુકુટને લાગ્યો. દીર્ઘ કાલથી પિંજરમાં પૂરાયલી શિખા મુકુટમાંથી આલસ્ય મરડી બ્હાર ધસી આવી. શિવાજીનો ક્રોધ વધ્યો અને આંખમાંથી વિસુવિયસનો લાવા ઝરવા લાગ્યો. એક હાથ છૂટો થતાં દ્હાડી મુછને અસલ જગ્યાએ લાવવા ત્હેમણે પ્રેક્ષકો સ્હામા પુંઠ કરી. એક ક્ષણમાં–અરે, અર્ધ ક્ષણમાં–દ્હાડી-મુછ સમી કરીને શિવાજીએ પ્રેક્ષકો સ્હામા પોતાની ઉગ્ર આકૃતિ દેખાડી; પણ તેટલામાં જ ઉતાવળથી પ્હેરેલા કાળા મખમલના પોષાક વચ્ચેથી બળતા પહાડની વચ્ચેથી સરી પડતી કોઈ મહા નદીશી શોભતી ધોતીયાંની કાછડી પ્રેક્ષકોના જોવામાં આવી! શિવાજીના પ્રયોગની ભવ્યતા, કનૈયાલાલની અભિનયકલાદ્વારા દેખાતી તીવ્ર ભયાનકતા, નાગી, સમાણાતી તરવારથી પ્રસરતી ઉગ્રતા, ક્ષણવારમાં લિપ્ત થઇ ગઇ. કાળાં વાદળાંથી છવાઇ ગયેલા આકાશમાં જેમ વિજળીનો ઝડાકો થાય અને પછી વરસાદનું ઝાપટું પૃથિવ પટે ઢોળાઇ જાય તેમ ન્હાનાં ન્હાનાં બાલકોના એક નિનાદ સાથે પ્રેક્ષકોનું એક પ્રચણ્ડ અટ્ટહાસ્યનું મોજું

જેમ કાલ વીતતો ગયો તેમ વધુ ને વધુ ઉગ્ર સ્વરૂપ લેતું દશે દિશામાં પ્રસરી ગયું. ક્રોધથી જમદગ્નિના યજ્ઞમાં શિવ કૂદતા હોય તેવું ભયાનક સ્વરૂપ ધારણ કરીને કનૈયાલાલ એકાદ બે બાલકોના અંગ ઉપર ધસવા જતા હતા, પણ હમે વચમા પડયા. જવનિકા નીચે નાંખી દેવાનો હુકમ કર્યો અને કનૈયાલાલ ક્રોધાવેશમાં મૂર્છિત થઇ જમીન ઉપર ગબડી પડયા. વોટરલુના રણસંગ્રામમાં નેપોલીઅન બેશુદ્ધ થઇને પડયો હત અને ત્હેને જો કદી તેના માર્શલો[1] તેવી સ્થિતિમાં છેટે ઉપાડી ગયા હત. તો તે વેળા જે લાગણી ત્હેમના હૃદયમાં ઉદ્દભવી હત તેવી જાતની લાગણી મૂર્છિત થયેલા કનૈયાલાલને ઉપાડી જતાં મ્હારા મને સ્નેહવદનના હૃદયમાં થઇ. પણ ત્હેનું વર્ણન કરવાથી હવે શો ફાયદો ?

આ જ પ્રમાણે ઘણી વાર આપણે ઍમચ્યોર ઍકટરોથી ભજવાતા હાસ્યરસથી ભરપૂર પ્રયોગ જોતા હઇએ ત્યહાં સહસા કરૂણરસ નીકળી આવે છે. પોતાનો પાર્ટ ભૂલી જતાં કોઇક નટના હૃદયમાં જે દુઃખની લાગણી થઇ આવે છે તે જોઇને આપણને હાસ્યને બદલે શોક ઉત્પન્ન થાય છે. એક વેળા ભદ્રંભદ્રમાંથી કોર્ટના સીન ભજવવાનો હતો તે વખતે અંબાલાલે ભદ્રંભદ્રનો પાર્ટ ગોખી રાખ્યો હતો, એટલે પ્રખ્યાતિમાં આવવાની ઉત્કંઠાને લઇને ભદ્રંભદ્રને બોલવાનો વારો આવ્યો, ત્યહારે

1. માર્શલો—સરદારો.

અંબારામે જ બોલવાનું શરૂ કર્યું. પ્રેક્ષકો બિચારા શું જાણે? ત્હેમણે અંબારામને જ વખાણવા માંડયો. હાથમાંથી સરી જતી પ્રતિષ્ઠાને લઇને પાંજરામાં ઊભેલા ભદ્રંભદ્ર ઉશ્કેરાયા અને આખરે નહિ જ રહેવાયું ત્યારે મ્હોંમાંથી ગાલિપ્રદાન દેતા અંબારામ ઉપર ધસ્યા. પ્રેક્ષકવર્ગ અને બીજા મનુષ્યો વચમાં પડે તે પહેલાં તો ઉભયની વચ્ચે દશ પંદર તમાચા, છ સાત લાત, ત્રણ ચાર મુક્કા વગેરેની આપલે થઈ ગઇ અને ભદ્રંભદ્ર જેવા પ્રયોગમાં પણ કરૂણરસ છવાયો! ને જ પ્રમાણે એક વખતે એક અમેચ્યોર કલબે ઊભા કરેલા ન્હાના ન્હાના પ્રયોગો હમે જોવા ગયા હતા તે વખતે લગભગ બધા જ પ્રયોગો કરૂણરસથી જ ભરપૂર હતા એટલે હમે બધા બહુ જ દિલગીર થઇ ગયા અને એમ ને એમ જો ચાલ્યા કરત તો પ્રેક્ષકવર્ગ ઉપર કેવી માઠી અસર થાત તે કહી શકાતું નથી, પણ એવામાં અચાનક હાસ્યરસ જામ્યો અને હમારા બધાનાં હૃદય તૃપ્ત થયાં.

સીતાનું રાવણે હરણ કર્યું હતું અને વિયોગથી પીડાતા રામ હાથમાં ધનુષ્ય લઇને ઉન્માદની માફક આમતેમ ધસવા રંગભૂમિ ઉપર આવ્યા. વળી આવો જ સીન આવ્યો એમ જાણીને હમે વધુ ખિન્ન થયા પણ એટલામાં વાદળાંઓને જોઇને ત્હેમને રાક્ષસો સ્હમજીને રામ બહુ ઉગ્ર થઇ ગયા. ત્હેમણે ધનુષ્ય

ટંકાર કર્યો અને ક્રોધથી ભાથામાંથી તીર કહાડીને ધનુષ્ય ઉપર ચ્હડાવ્યું. પણ દુર્ભાગ્યે રામે કોઇ દિવસ ધનુષ્ય વપરાતું જોએલું નહિ એટલે દોરીવાળો ભાગ પોતાના અંગ તરફ રાખવાને બદલે પોતાની સ્હામો રાખ્યો અને તીર ચ્હડાવ્યું. ત્રણ ત્રણ દિવસની લાંઘણવાળા બ્રહ્મભટ્ટને સહસા લાડુનું જમણ મળે અને જેમ આનન્દ થાય તેવો આનન્દ અને તેવો ઉત્સાહ પ્રેક્ષકવર્ગમાં ફેલાઇ ગયો. રામ સીતાના વિયોગથી પીડાઇને આપઘાત કરે છે એમ કોઇ પ્રેક્ષક-વર્ગમાંથી બોલ્યું, ઘરમાંથી બૈરી સાથે લ્હડીને એમ કરવા આવ્યો છે, એમ કોઇ બીજાએ કહ્યું; કાનફાડ સીસોટીઓથી હૉલ ગાજી રહ્યો અને ઑડીયન્સની લાગણીમાં થયેલા આ અચાનક ફેરફારથી અજ્ઞાત રામ પોતાનાથી શી ભૂલ્ય થઇ છે, તે શોધવા મિથ્યા પ્રયાસ કરવા લાગ્યા. ગભરાટને લઇને પોતે શું બોલે છે ત્હેનું ત્હેમને ભાન રહ્યું નહિ અને "અયિ સીતા! અરે દુષ્ટ રાવણ! અરે દુષ્ટ સીતા! એ વ્હાલા રાવણ!" વગેરે અસંબદ્ધ, અર્થ વગરનાં વાક્યો બોલતા પડદામાં છૂપાઇ ગયા!!

પરન્તુ હજી ઍમૅચ્યોર અભિનયકલાને જોઇએ તેવું ઉત્તેજન મળતું નથી, તેથી કરીને ત્હેનો વધુ પ્રચાર આપણા ગુજરાતીઓમાં થતો નથી અને પરિણામે ત્હેની વિવિધ ખુબીથી આપણે અંધારામાં જ રહી જઇએ છીએ!

## વાર્તા ચૌદમી.

---

### સ્નેહવદનનું કુંડું.

કોઇનું કોઇપણ પ્રકારે કામ કરી છૂટવું એ વૃત્તિ મ્હારા હૃદયમાં બહુ પ્રબળ છે. ગમે તે માણસ મ્હને ગમે તે કામ કરવાનું કહે તે કરવાને હું તરત તૈયાર. પરન્તુ હું મ્હારા અનુભવ ઉપરથી એમ કહી શકું છું કે એ પ્રમાણે કામ કરવામાં કાંઇ સાર નથી; આખરે તો અપજશ જ મળવાનો. આપણે કોઇનાં નવાણું કામ બરાબર રીતે કર્યાં કરીએ અને છેવટે સોમું કામ બરાબર રીતે નહિં કરીએ એટલે થઇ ચૂક્યું. પેલો માણસ આપણા કરેલાં નવાણું કામ ભૂલી જાય અને સોમું કામ બરાબર કેમ નહિં કર્યું એ વિષય ઉપર જ ઉતરી પડે. તકરાર થાય, વેર બંધાય, અને કામ કરી છૂટવે પણ આપણા હૃદયમાં વ્યથા થાય. વળી કેટલાક માણસોને એવી જ ટેવ હોય છે કે પોતાનું ગમે તે કામ હોય તોપણ જો તે બીજા કરી આપવાની હા પાડતા હોય તો ત્હેમને જ સોંપી દે અને પછી તે ,કામ બગડે ત્ય્હારે બબડવા બેસે. મ્હારે અને સ્નેહવદનને પણ આ જાતની તકરારનું કારણ એક વખત થયું હતું. ત્હેને આજે ઘણો સમય થઇ ગયો તેમ છતાં હજી પણ જ્ય્હારે જ્ય્હારે ત્હેમને એ વાત યાદ

આવે છે ત્યહારે ત્યહારે ત્હેમની મુખમુદ્રા એકદમ ગમ્ભીર થઇ જાય છે અને જાણે મ્હેં કેમ ત્હેમના કોઇ સ્નેહીનું ખૂન કર્યું હોય તેમ મ્હારા તરફ તિરસ્કારવૃત્તિથી જોઇ રહે છે. અલબત્ત, હું તે પ્રસંગે મૌન જ ધારણ કરૂં છું. એમ કર્યા સિવાય બીજો રસ્તો પણ શો? આપણો વાંક નહિં હોય તોપણ જ્યહારે માણસો એમ ન્હીડવાતાં ફરે ત્યહારે આપણે બીજું શું કરી શકીએ?

તકરાર નજીવા કારણને લઇને ઉભી થયેલી. હમે બન્ને તે વખતે મુંબાઇમાં એક જ ચાલમાં પાસે પાસેની ઓરડીમાં રહેતા હતા. એક વખત થોડા વખતને માટે સ્નેહવદનને સુરત જવું પડયુ હતું–સુરત જવું પડયું હતું કે બોરપાડ કે કામળેજ કે વડોદરા જવું પડયું હતું તે મ્હને બરાબર યાદ નથી પણ તે પ્રશ્ન બહુ મહત્વનો નથી. જતી વખતે મ્હને કહી ગયા કે "ન્હાનાભાઇ, જરા આટલું મ્હારૂં એક રોપાનું કુંડું છે ત્હેને દરરોજ જરૂર, જરૂર પાણી પાયા કરજો. રોપો બહુ કિમતી છે માટે પાણી પાવાનું ભૂલશો નહિ."

તકરારનું કારણ આટલું જ હતું પણ એમાં પાછા આવીને ત્હેમણે એ વિષે જે મનની ન્હાનમ બતાવી હતી તે જો કોઇએ પણ સાંભળી હોય તો ત્હેને ત્હેમને વિષે બહુ જ હલકો અભિપ્રાય બંધાય.

મ્હારે કાંઇ કુંડાંને પાણી પાવાનું એક જ કામ નહતું અને આખો દિવસ એ જ કામ કરવા હું બંધાયલો ન હતો; અને જો કે હું કબૂલ કરૂં છું કે મ્હેં કુંડાંમાં કોઇ દિવસ પાણી રેડયું નહતું પણ મ્હારે ત્હેની સાથે એટલું પણ કહેવું જોઇએ કે જાણી જોઇને મ્હારે ન જ રેડવું એવો મ્હારો વિચાર હતો જ નહિં. પણ શાંત રીતે સ્હામા માણસનો બચાવ સાંભળવો અને પછી અમુક વિષય ઉપર નિર્ણય ઉપર આવવું એ ટેવ બહુ જ થોડા માણસોને હોય છે, ત્હેમાં સ્નેહવદનને તો એ ટેવ નથી જ એટલે લાચાર !

એમાં ભૂલ્ય એટલી થઈ કે સ્નેહવદન એ કુંડાંમાં પાણી રેડવાનું કામ ધારીને ન સોંપતા ગયા. એટલું ખરૂં કે મ્હેં દરરોજ પાણી રેડવાનું વચન આપ્યું હતું પણ તે વખતે સ્નેહવદને મ્હને એવો છેતર્યો કે પાણી રેડવાનું કામ જાણે રમતની વાત ન હોય ! ફક્ત એટલું જ કે એમણે મ્હારા ભલા સ્વભાવનો પૂરેપૂરો લાભ લીધો.

સ્નેહવદન પાસે એ કુંડું ઘણા માસ થયાં હતું અને તે દરમ્યાન તે એને દરરોજ પાણી પાતા એટલે જાણીજોઇને મ્હને પોતે જૂઠું સ્હમજાવ્યું એમાં વાંક કોનો ? ત્હેમનું કહેવું એમ હતું કે એક વખત આપણને ટેવ પડી જાય એટલે એ કામ એવું સ્હેલું થઇ પડે છે કે ખાવાનું ભૂલીયે તો

કુંડામાં પાણી રેડવાનું ભૂલીયે! હવે આ ત્હેમને સિદ્ધાન્ત તદ્દન જ ખોટો હતો એમ ગમે તે માણસ જાણી શકે. હું ત્હેમની ગેરહાજરીમાં કોઇપણ દિવસ ખાવાનું ભૂલી ગયો નહતો પણ પાણી રેડવાનું કામ એકપણ દિવસ કરી શકયો નહતો ત્હેનું કેમ? હજી જો મ્હને ત્હેમણે તે કુંડું મ્હારી [1]રૂમમાં મૂકવા દીધું હોત તો હું જરૂર પાણી રેડત પણ જ્યહારે મ્હેં ત્હેમને તેમ કરવાનું કહ્યું ત્યહારે ત્હેમણે ચોખ્ખી ના પાડી. શા માટે ભાઇ? વળી એ કિંમતી રોપાનું કુંડું સ્નેહવદને કયહાંથી મેળવ્યું અને શી રીતે મેળવ્યું તે જાણવાની મ્હારી આકાંક્ષા નહતી પણ જ્યહારે તે કુંડાંને પાણી પાવાનું કામ મ્હને સોંપ્યું ત્યહારે વિવેકની ખાતર પણ ત્હેમણે તે રોપાની સાચી હકીકત મ્હને કહી દેવી જોઇતી હતી. એક માણસને, રોજ ઝાડને પાણી પાવા જેવું વિકટ કાર્ય સોંપવું અને ત્હેનો કાંઇ પણ ઇતિહાસ કહેવો નહિ એના જેવી ધૃષ્ટતા મ્હેં હજીસુધી જોઇ નથી. મ્હારો મત એમ છે અને કનૈયાલાલ અને ભાનુશંકર પણ એ મ્હારા મતને ટેકો આપતા હતા કે એ કુંડું એમણે કોઇ માળીને બે ચાર આના આપીને કોઇ શેઠીયાના બંગલામાંથી તફડાવ્યું હતું-અલબત્ત, આમ ફકત મ્હારૂં ધારવું જ હતું; ત્હેને વિષે મ્હારી કને

---

1. રૂમ—ઓરડી

પૂરાવા ન હતા—અને પોતે એમ કહેતા હતા કે કોઇએ એમને ખાસ ભેટ આપ્યું હતું ! હું આ વાત બિલકુલ માની શકતો નથી. સ્નેહવદનને કિંમતી ફુલઝાડનું કુંડું ભેટ તરીકે કોણ આપે ? સ્નેહવદન-નામાં એવા શા ગુણ છે કે સ્હામું માણસ એમના ઉપર મોહી પડે ?

સ્નેહવદન એમ કહે છે કે મ્હારો પાણી રેડવાનો ઇરાદો જ ન હતો. આમ કહેવું એ એકલું ભૂલ ભરેલું જ નહિ પણ તદ્દન ગેરવ્યાજબી હતું. મ્હારો વિચાર એમ હતો કે રાતના વાળુ કર્યા પછી રોજ કુંડાંમાં પાણી રેડવું. પરન્તુ એક યા બીજા કારણને લઈને એ કામ થઇ શક્યું નહિં. કૉલેજમાં ક્લાસમાં બેઠો હોઉં ત્હારે મ્હને ઘણી વાર યાદ આવતું પણ એવો વિચાર તો સ્નેહવદનને પણ નહિં હોય કે મ્હારે તેનાં કુંડાંને માટે કૉલેજના ક્લાસીસ છોડીને અને પરિણામે મ્હારૂં આખું જીવન બગાડીને ઘેર આવવું અને પાણી રેડવું ! સાંઝે ઘેર આવતો ત્હારે હું એટલો થાકીને લોથપોથ થઇ ગયેલો હોઉં કે પાણી રેડી શકાય જ નહિં. પછી કાં તો હું બ્હાર ફરવા જાઉં કે કાં તો કનૈયાલાલ અને ભાનુશંકર ગપ્પાં મારવા આવે. હવે તે વખતે મિત્રોને છોડીને એક ફુલના કુંડાંને પાણીપાવા કેમ જવાય ? પછી મ્હારે બીજું કામ ન હોય તો હું જરા પુસ્તક લઇને બેસતો. કોઇ નવલકથાનું અરધું

પ્રકરણ વાંચ્યું હોય તે વખતે સહસા સ્નેહવદનનું કુંડું નજર આગળ "પાણી, પાણી" ની ચીસ પાડતું તરી આવતું. સ્નેહવદન આ વાત માનતા નથી પણ ખરેખર તે સત્ય જ છે. હવે જો તે જ વખતે હું એક ટમ્બલર ભરીને પાણી લઇને જતો હોત અને પાણી પાતો હોત તો બધું સાંગોપાંગ ઉતરત પણ તે વખતે હું સ્હેજ આળસ કરી જતો. મ્હને એમ કે આટલું પ્રકરણ પૂરૂં થાય એટલે ઉઠું. એ પ્રકરણ પૂરૂં પણ થાય અને સ્નેહવદનનું કુંડું મ્હારી દૃષ્ટિ આગળથી અદૃશ્ય પણ થઈ જાય. આમાં મ્હારા હૃદયની કાંઇ નિર્બલતા તો ખરી જ પણ ત્હમે એમ વિચાર કરો કે મ્હારે સાહિત્ય જેવા દિવ્ય પ્રદેશમાં વિચરવાનું છોડી દઇને ઝાડના કુંડાંને પાણી પાવા જેવું ક્ષુદ્ર કામ કરવા જવું ? અને એવી રીતે કોઇ પણ માણસને પોતાની રૂમને વિક્ટોરિયા ગાર્ડન્સ બનાવવાનો શો હક છે !

ત્રણ અઠવાડીયાં સ્નેહવદન મુંબાઇની બ્હાર રહ્યા તેટલામાં કાંઇ નહિં તો ત્રણસો કાગળો ત્હેમણે ત્હેમના પેલા ક્ષુદ્ર રોપાને પાણી પાવા વિષે લખ્યા હશે ! જે માણસ આપણો મિત્ર હોવાનો દાવો કરે ત્હેને આપણા ઉપર આટલો વિશ્વાસ નહિ ? મ્હેં વચન આપ્યું હતું અને મિત્રો વચ્ચેનું વચન એટલે જ બસ—પછી વધુ એમને શું જોઇતું હતું ! પણ સ્નેહવદનને એમ વચનથી સંતોષ થાય એમ નથી. આખરે તો હું ત્હેમના

અક્ષર જોઇને ઉન્માદ જેવો થઇ જવા લાગ્યો. વળી કાગળ ફક્ત એમના કુંડાંને પાણી રેડવાનું યાદ કરાવવાને જ લખતા એમ પોતે ચોખ્ખું જણાવી પણ દેતા ન હતા પણ જૂદી જૂદી રીતે હલકી યુક્તિઓથી એ વિષયને દાખલ કરતા એથી મ્હને વધુ તિરસ્કાર ઉપજ્યો હતો. તાજે કલમમાં "ત્હમે પાણી બરાબર નાખો છો ?" અથવા તો "હવે તો રોપો બહુ ફાલી ગયો હશે જ" અથવા "હવે પાણી પાવાની તો ત્હમને ટેવ પડી ગઇ હશે !" વગેરે વાક્યો પોને ઘુસાવી દેતા. સ્નેહવદન એમ કહે છે કે આવા એક કાગળના જવાબમાં મ્હેં એમ પણ લખ્યું હતું કે "હું હમેશાંજ કુંડાંમાં પાણી નાખું છું." આ વાત સદન્તર જૂઠી છે. મ્હારી માન્યતા એવી છે કે મ્હેં તેમ લખ્યું જ ન હતું અને વખતે હોય તો એવી ધારણા રાખીને જ લખ્યું હશે કે કાગળ પૂરો કરીને હું તરત પાણી નાંખીશ (અત્રે મ્હારે એ પણ જણાવી દેવું જોઇએ કે મ્હારો એ કાગળ સ્નેહવદન મ્હને બતાવી શકયા નથી. પોતે એમ કહે છે કે એમણે એ કાગળ ફાડી નાંખ્યો હતો. આ વાત માનવા જેવી લાગે છે ? મ્હારો ગુનોહ સાબીત થતો હોય એવો કાગળ જાણી જોઇને પોતે શા માટે ફાડી નાંખે ?) વળી કેટલાક કાગળોમાં ફક્ત એ લીટી જ પોતે લખી હોય અને ત્હેમાં "કુંડાંની શી સ્થિતિ છે। તરત જવાબ લખજો

" અને " Why don't you write anything about my flower pot ! Do reply at once. " એ પ્રમાણે વાક્યો હોય ! આપણે સ્હવારે આશાભર્યા બેઠા હોઇએ, પુસ્તકોમાં મન ચોટતું ન હોય, આઘેથી ટપાલવાળાના પગનો અવાજ સંભળાય-ધીમે ધીમે આવતો જાય અને આખરે આપણી રૂમના બારણા ઉપર ટકોરો થાય; આપણે પુસ્તકને હાથમાંથી ઉડાવી દઇએ, (અને તેમ કરતાં તે પુસ્તક કોઇ કાચની વસ્તુ ઉપર પડે તો નુકશાન થાય તે જૂદું,) હાંફળા ફાંફળા ઉઠીને બારણું ઉઘાડીએ અને ત્વરાથી ટપાલવાળાના હાથમાંથી કાગળ લઇને જોઇએ તો જણાય કે તે તો પેલા પેલાં ડર્ટી,[1] કચરા જેવાં ફ્લાવર પૉટને માટેનો સ્નેહવદનનો બે લીટીનો કાગળ છે તો તે વખતે મ્હારાં મનની શી સ્થિતિ થાય તે સહુ કોઇ જાણી શકે તેમ છે. હું આવી વખતે એક જ લીટીમાં જવાબ પતાવતો કે " કુંડું બરાબર છે. "

સ્નેહવદનનો મ્હીડીયો સ્વભાવ હું બરાબર જાણતો હતો અને પાછા આવીને જો એમણે કુંડાંની ખરાબ સ્થિતિ જોઇ તો ઓછામાં ઓછું પન્દર દિવસ રૂસણું ચાલશે એવી મ્હારી ખાત્રી હતી તેથી જેમ જેમ ત્હેમને આવવાના દિવસ પાસે આવતા ગયા તેમ તેમ

1. ડર્ટી—ગંદાં.

ત્હેમાં પાણી પાવાના પ્રયાસમાં હું વધારે ઉત્સાહી બનતો ગયો. એક વખત તો મ્હેં ઘાટી પાસે પાણી મંગાવ્યું હતું. હવે તે વખતે જ જો મ્હેં અગમચેતી વાપરીને તે પાણી સ્નેહવદનને બતાવવાને માટે રાખી મૂક્યું હોત તો કાંઇ ચિન્તા ન હતી પણ મ્હને તે વખતે કાંઈ ધ્યાન રહ્યું નહિં અને ન્હાવાને માટે પાણી મંગાવ્યું હશે એમ ધારીને મ્હેં ન્હાવામાં જ એ પાણી વાપરી નાખ્યું. એક વખત ખાસ કરીને પાણી રેડવાના ઇરાદાથી હું સ્નેહવદનની રૂમ સુધી ગયો પણ ત્હાં ચાલીનો ભૈયાજી મ્હને સ્હામો મળી ગયો એટલે ત્હેની સાથે વાત કરીને હું પાછો મ્હારી રૂમમાં જ ચાલ્યો ગયો. પાણી રેડવાની મ્હારી કેવી તીવ્રેચ્છા હતી તે સાબીત કરવાને એટલું જ કહેવું બસ થશે કે રાતના પણ કેટલીક વખત મ્હને ત્હેના સ્વપ્ના આવતાં અને હું જાગી ઉઠતો. આવી વખતે, સ્હવારે બરાબર યાદ રહે ત્હેને માટે હું તરેહવાર યુક્તિઓ કરતો. ધોતીયાને છેડે અને ચાદરને છેડે મ્હોટા ગાંઠ મારતો, ખુરશીને ઉંધી મુકતો, ચાર જોડી બૂટને એકેકની સાથે દોરીથી બાંધતો પણ સઘળું વૃથા. ઉલટું સ્હવારે એ બધું શા માટે મ્હેં કર્યું હશે એ શોધવામાં મ્હારા નકામા બેથી ત્રણ કલાક જતા અને આખરે નિરાશ થઇને હું તે યત્ન છોડી દેતો. આ સર્વ મહેનતના બદલામાં સ્નેહવદન મ્હને એમ કહે છે કે "આવા

ઉલ્લુના અખતરા (ઉલ્લુના અખતરા!) કરવા કરવાં તે જ ઘડીએ પાણી પાવા કેમ નહિં જવાયું!” જૂઓ એમની વાત! રાતે ઉઠીને આખી ચાલના નિર્દોષ મનુષ્યોની નિદ્રાનો ભંગ કરીને મ્હારે પાણી પાવા જવું જોઇતું જતું! અને એમાં કદાચ મ્હને ઠંડી લાગીને ન્યુમોનિયા થયો તો? ફકત એક ઠેંઠ પુલના ઝાડના કુંડાંને માટે મ્હારે આપઘાત કરવો? આપણે વાતોમાં વાંચીએ છીએ કે પુલવંતીને પરણવાને એક રાજકુમારે અનેક કષ્ટો વેઠયાં હતાં અને પોતાની હૃદય દેવી-પ્રિયાઓના મનામણાંને માટે અનેક પ્રેમી યુવકોએ એક પુષ્પથી પણ નજીવી વસ્તુને માટે પોતાના દેહનાં બલિદાન આપ્યાં હતાં; પણ એ વાત ક્ય્હાં અને આ વાત ક્ય્હાં? અહિં વસ્તુસ્થિતિ જૂદી જ હતી એમ સહુ કોઇ જાણી ગયું હશે. સ્નેહવદનના એક પાંચ પૈસાનાં (અને ધારો કે પચીસ રૂપીઆના હોય તોપણ શું?) ઝાડના કુંડાને માટે મ્હારે ન્યુમોનિયાથી પીડાવું અને પરિણામે કદાચ પ્રાણ ખોવો એ કોણે કહ્યું હતું?

હવે જે દિવસે સ્નેહવદન આવવાના હતા તે દિવસની હકીકત કહું. હું કૉલેજ પહોંચ્યો એટલે મ્હને એ વાત યાદ આવી. મ્હને લાગ્યું કે આજેએ હું પાણી રેડીશ તોપણ મ્હારાથી એટલું તો કહેવાશે કે હું તો રોજ પાણી રેડતો હતો. આમ ધારીને હું

ટ્રામમાં ચ્હડી બેઠો અને એકદમ ઘેર જઇ પહોંચ્યો. જતાંની વેંત એક બાલદી ભરીને પાણી લઇને હું સ્નેહવદનની રૂમ આગળ ગયો. રૂમનું બારણું ઉઘાડયું ને હું અન્દર જઇને જોઉં છું તો કુંડું જ નહિં મળે! મ્હેં એકદમ ઘાટીને બોલાવ્યો અને પૂછયું. "અલ્યા, ઝાડનું કુંડું ક્યહાં?" ત્હમે શું ધારો છો? ઘાટીએ શો ઉત્તર વાળ્યો હશે? એણે મ્હને થરે પેટે કહ્યું કે "શેઠ, કુંડામાંનું ઝાડ તો તદ્દન સુકાઇ ગયું હતું તે આજે દશ દિવસ થયાં મ્હેં ઝાડ અને કુંડું ફેંકી દીધાં!"

હું આખો દિવસ ઘુમરાયલો બેશી રહ્યો અને રાતે સ્નેહવદન પાછા આવે તે પહેલાં નાટક જોવા ઉપડી ગયો. બીજે દિવસે ગમે તેમ કરીને મ્હેં સ્નેહવદનને મ્હોં જ બતાવ્યું નહિં. પછી બે ત્રણ દિવસ સૂધી હું અને સ્નેહવદન દાદર ઉપર કૉલેજમાં સાથે થઇ જતા ત્યહારે સ્હેજસ્હાજ ઓળખાણ હોય તેમ ફક્ત સલામ થતી. મ્હેં તે પ્રમાણે ચાલવા દીધું. આખરે છ દિવસ પછી સ્નેહવદન એક દિવસ રાતે મ્હારી રૂમમાં આવ્યા અને ત્હમે માનશો?—ત્હેમણે બરાબર સ્હાડા ત્રણ કલાક એમના પેલાં અમૂલ્ય (!) ઝાડના કુંડાને માટે ભાષણ આપ્યું. મ્હેં એક શબ્દ પણ સ્હામો કહ્યો નહિં પણ એ ભાષણ પૂરૂં કરી રહ્યા તેટલા વખતમાં મ્હેં સારી જેવી ઉંઘ કહાડી લીધી.

બીજું શું કરૂં? આપણે પાણી પાવા જઇએ તે પહેલાં ધાડાધાડ કરીને ચાકરો ઝાડનાં કુંડાં ફેંકી દે તો આપણે શું કરવું? આપણાથી કાંઇ ચાકરને થોડો ફાંસીએ દેવાયો? કે જેલમાં નંખાયો? સ્નેહવદનની સુખમય ઝિંદગીમાં મ્હેં જાણે કેમ હળાહળ વિષ રેડ્યું હોય તેમ લગભગ બે માસ સૂધી, નાટકમાં કોઇ રાજા મરી જાય તે વખતે ત્હેના વઝીર અને સેનાપતી આપણું પેટ બાળી નાખે તેવો ચ્હેરો કરે છે તેવી જાતનો ચ્હેરો કરીને સ્નેહવદને ફર્યાં કર્યું! આપણે તો જાણે ત્હેમના ચ્હેરામાં કાંઇ ફેરફાર થયો જ નહિં હોય તે પ્રમાણે વર્તવાનું રાખેલું. થયું એટલું કે એ ઉપરથી મ્હેં શિખામણ એટલી લીધી કે એવા અપકારી મનુષ્યોના કામ કાંઇ હાથમાં જ નહિં લેવાં.

# કુતરાંઓ—

તાર સમ્બન્ધે કેટલુંક.

## વાર્તા પંદરમી.

---

# કુતરાંઓઃ—

### તત્સમ્બન્ધે કેટલુંક.

અંધારી રાત હોય, ઓરડામાં ન્હાનો ઝીણો દિવો બળતો હોય અને આપણે ભરનિદ્રામાં હુઇએ. અચાનક કાંઇક અવાજથી આપણે જાગી ઉઠીએ, અંધારી રાતને ભેદીને કોઇ મનુષ્ય અતિશય દુઃખથી રડતું હોય તેવો અવાજ આપણે કાને પડે તે વખતે આપણી સ્થિતિ કેવી દયાજનક થઇ પડે છે! જરા વિચાર કરતાં આપણને જણાય છે કે તે રૂદન કોઇ મનુષ્યનું નથી પણ શેરીનું કુતરૂં રડે છે. પણ તેમ છતાં દુઃખી વાતાવરણ આપણને ઘેરી લેછે, આપણે અનિચ્છાએ ભૂતકાળમાં કરેલાં પાપાચરણોનું સ્મરણ કરીએ છીએ, ભવિષ્યમાં કોઇ મહાત્માના જેવું જીવન ગુજારવું એવી પ્રતિજ્ઞા મનમાં લઇએ છીએ, કોઇ મિત્રને આપણે એકાદ બે દિવસ ઉપર ઑફીસમાં મૂર્ખ બનાવ્યો હોય તો જો ત્હેની છબી આપણા ઘરમાં ટાંગી હોય તો તે છબી અંધારામાં જ હાથમાં લઇને તે મિત્રની માફી માગવાનો પ્રયત્ન કરીએ છીએ, (અત્રે એટલું કહી દેવું આવશ્યક લાગે છે કે આ પ્રમાણે અંધારામાં કોઇ છબીને કોઇ અમૂક મનુ-

ચ્યની છબી ધારીને કાંઇક કાર્ય કરવામાં કેટલું જોખમ છે તે ઘણું ખરૂં ઘણા મનુષ્યો જાણતાં નથી; એક મ્હારા મિત્રને આ પ્રકારની ટેવ હતી એટલે ત્હેમણે એ પ્રમાણે કોઇ કારણથી રાતના ત્હેમનાં પત્નીના દેખતાં આવી રીતે એક છબી લઇને ત્હેની માફી માગી. પત્નીને તે છબી જોતાં માલૂમ પડયું કે તે છબી કોઇ મિત્રની ન હતી પણ કોઇ અંગ્રેજી એકટ્રસની* હતી. (પરિણામ શું થયું હશે તે પરણેલા પુરૂષો સારી રીતે સમજી શકે તેમ છે એટલે તે વિશે લંબાણ કરવું યોગ્ય નથી) અને તે દરમ્યાન શેરીમાંનું કુતરાંનું દયામણું બિહામણું અને ત્રાસ ઉપજાવનારૂં રૂદન ચાલુ જ હોય છે.

*  *  *  *

અને-પણ આ સ્થળે હું કુતરાંઓની આવા પ્રકારની ખાશીયત વિષે વર્ણન કરવા માગતો નથી; હું તો ત્હેમની હાસ્યરસની વૃત્તિ કેવા પ્રકારની હોય છે તે વિષે બે ત્રણ દૃષ્ટાંત આપવા માગું છું.

એક વખત હમે ટ્રેનમાં જતા હતા; ટ્રેન એક ન્હાના સ્ટેશને ઉભી રહી હતી અને મુસાફરો અર્ધ નિદ્રાવશ સ્થિતિમાં બારીઓમાંથી બ્હાર જોતા હતા. સ્ટેશનો પાસે ન્હાનાં ન્હાનાં ઘરો હતાં. હમે જોતા હતા તે વખતે

---

* એક્ટ્રેસ—નટી.

એક ન્હાના ઘર આગળ એક બકરી આમ તેમ ફરતી ચારો ચરતી હતી અને એને ગળે એક મ્હોટું દોરડું બાંધ્યું હતું ત્હેનો છેડો જમીન ઉપર બકરી પાછળ ઘસડાયા કરતો હતો. અચાનક ઘરમાંથી એક ન્હાનો છોકરો બ્હાર દોડી આવ્યો અને દોરડાંનો છેડો પકડીને બકરીને પકડવા જતાં દોરડાંની આંટીમાં પોતે જ આવી ગયો અને ગબડી પડયો. ત્હેની ચીસ સાંભળીને એક જાડી બૈરી તે જ ઘરમાંથી દોડતી આવી. છોકરા ભણી દ્રષ્ટિ રાખીને દોડવાથી ત્હેને પણ દોરડાંએ ફસાવી અને ધબાક કરતી જમીન ઉપર ફસડાઇ પડી. તરત જ એક બુઢ્ઢા જેવો પુરૂષ જાણે બકરીનું ખૂન કરવા ધસતો હોય તેમ હાથમાં ડાંગ લઇને ધસી આવ્યો પણ ત્હેના વયોવૃદ્ધ શરીર કરતાં બકરીના શરીરમાં ચાલાકી વધુ હતી એટલે અરધી મીનીટમાં તે બુઢ્ઢો પુરૂષ પણ પેલા છોકરા અને ત્હેની માની સ્થિતિએ પહોંચી ગયો. હમે બધા પણ આ દેખાવ જોઇને ફિરકેરાઇ ગયા અને બકરીને વિવિધ પ્રકારની ગાળો દેતા જોતા ઉભા થઇ ગયા. એટલામાં ઘરમાંથી એક કુતરો અતિશય ભસતો બ્હાર પડયો અને જમીન ઉપર ઘસડાતાં દોરડાંનો છેડો ત્હેણે પોતાના દાંતમાં પકડી લીધો. આગળ બકરી, વચમાં દોરડું અને બીજે છેડે કુતરો એ પ્રમાણે તે ત્રિપુટિ આમથી તેમ દોડવા લાગી. દોરડું જમીનથી આસરે છ ઇંચ ઉંચું

રહ્યું હતું. ન્હાનાં ગામડાંના શાન્ત જીવન ગાળનારા રહેવાશીઓ બિચારા આને માટે તૈયાર ન હતા. અસલના વખતમાં જેમ શૂરા રજપૂતોના હુમલા સ્હામે શત્રુઓ ટકી શકતા ન હતા તેમ આ વેગવાળી ત્રિપુટિના હુમલા સ્હામે તે મનુષ્યો ટકી શકયા નહિં. હમારી ટ્રેનને ઉપડવાનો વખત થયો એટલામાં હમારી ગણત્રી પ્રમાણે ચોદ મનુષ્યો રસ્તા ઉપર બેઠાં બેઠાં જેમ આવે તેમ બિભત્સ શબ્દોનો ઉચ્ચાર કર્યા જતાં હતાં. ત્હેમાંના આઠ બકરીને, ચાર કુતરાને અને બે મનુષ્યો તે બકરી અને કુતરાના માલિક પેલા વૃદ્ધ પુરૂષને ગાળો દેતાં હતાં. પણ આ ગાળોથી પેલી ત્રિપુટિને કાંઇ અસર થતી હોય તેમ જણાતું ન હતું. એક પછી એક નવો શિકાર ત્હેમના હાથમાં સપડાતો જતો હતો. બીજી જ ક્ષણે ધબાક્ કરીને અવાજ અને પછી અતિશય મ્હોટે અવાજે ગાલિપ્રદાન; આ પ્રમાણે શરૂ થયેલા પ્રયોગનો શો અન્ત આવ્યો હશે? હમે કેટલાકે ગાર્ડને અને એન્જીન ડ્રાઇવરને ગાડી જરા ઉભી રાખવાનું કહ્યું પણ તે ત્હેમણે માન્યુ નહિં. તેમ છતાં હમારાથી જ્યહાંસૂધી સાંભળી શકાય ત્યહાંસૂધી તો ‘ ધબાક્, ધબાક્ ’ અવાજો અને પછી તરત જ ગાલીપ્રદાનના શબ્દોનો ઘોષ હમે સાંભળ્યા કર્યો.

આ પ્રયોગમાં ભાગ ભજવી ગયેલા કુતરાન

હૃદયમાં તે વખતે શા શા વિચારો આવ્યા હશે ? ત્હેણે આ પ્રમાણે જાણી જોઇને કર્યું હશે કે સંજોગોને લઇને ત્હેને આમ કરવું પડયું હશે ?

કુતરાઓ સાથેનો મ્હારો બીજો પ્રસંગ કાંઇક વિચિત્ર રીતે જ થયો હતો. હું અને કનૈયાલાલ હમારા મિત્ર સ્નેહવદનને ત્ય્હાં એક શનિવારે રાત્રે ગયા. રાતના ત્ય્હાં સૂવાનો વિચાર કરીને ગયા હતા એટલે રાતના બારેક વાગ્યા સુધી પાનાં રમ્યા અને પછી આઘેથી હમને સ્નેહવદને હમારો સુવાનો ઓરડો બતાવ્યોઃ ત્ય્હાં હું અને કનૈયાલાલ ગયા. ત્ય્હાં એક ન્હાનો ઝાંખો દિવો બળતો હતો. હમે થાકી ગયા હતા એટલે આસપાસ નજર નહિં નાખતાં ઓરડાનું બારણું બંધ કર્યું અને સૂવાની તૈયારી કરી. એટલામાં કનૈયાલાલની દ્રષ્ટિ એક ખુણામાં પડી. જાણે હમારા આવવાની રાહ જોઇને જ બેઠો હોય તેમ એક બહુ જ વિકાળ મ્હોરાવાળો બુલ ડૉગ તે ખુણામાં લપાઇને બેઠો હતો. હમને જોતાં જ ત્હેણે ભયાનક હાસ્ય કર્યું અને હમારો બ્હાર નીકળવાનો માર્ગ ઘેરી લેતો હોય તેમ બારણા પાસે જઇને તે ઉભો. હું અને કનૈયાલાલ બન્ને એકેકની સ્હામા જોઇ રહ્યા અન પછી "ગુડ ડૉગ—ૉબી, કમ હીઅર !" કરીને તે વિકાળ પ્રાણીને મનાવી લેવાના ઇરાદાથી તે કુતરા પ્રત્યે બોલ્યા. કુતરો આથી આકર્ષાયો હશે

---

૧૦. ભલા કુતરા, બોબી, આમ આવ.

કે કોણ જાણે શાથી પણ ત્ય્હાંથી ઉઠીને કનૈયાલાલ સ્હામે આવ્યો અને ત્હેમના પગો તપાસવા મંડયો. કનૈયાલાલને કુતરાની આ ક્રિયા પસંદ નહિ પડી. ત્હેમણે પોતાના પગો ખુરશી ઉપર ખેંચી લીધા. ખુરશી નીચી હોવાથી કુતરાએ ત્ય્હાં જવાનો પ્રયત્ન કર્યો એટલે કનૈયાલાલ કાંઇક ત્વરાથી વચમાં જે ગોળ ટેબલ મૂક્યું હતું તે ઉપર ચ્હડી બેઠા. આ પ્રમાણે કનૈયાલાલ રૂપી ભક્ષ નહિં મળવાથી કુતરો નિરાશ થતો, વિકટ હાસ્ય હસતો મ્હારા તરફ આવ્યો. હું ન્હાનો હતો ત્ય્હારે ઉંચે કુદવામાં બહુ હોંશિયાર ગણાતો એટલે તે બાબતમાં મ્હને બિલ્કૂલ હરકત પડી નહિં. હું પણ એક છલંગ મારીને જ્ય્હાં કનૈયાલાલ બેઠા હતા ત્ય્હાં જઇને બેઠો.

રાતના બાર વાગ્યે કકડતી ટ્હાડમાં ન્હાનાં ગોળ ટેબલ ઉપર બે પુરૂષોએ ટુંટિયાં વાળીને બેસવું એ બહુ સ્હેલું કાર્ય નથી. હમે સ્નેહવદનને બૂમ મારવાનો વિચાર કર્યો પણ પછી માંડી વાળ્યો. ત્રાહિત મનુષ્યોને આવી જાતનો દેખાવ જોઇને ત્હેની ખરી સ્થિતિનું ભાન થવાને બદલે કાંઇક અન્દર હસવાનું હોય તેમ લાગે એ સ્વાભાવિક છે અને હમે સંજોગોને લઇને એવી કફોડી સ્થિતિમાં આવી પડયા હતા કે તે વખતે હમારી આત્મપ્રતિષ્ઠા જાળવી શકીએ તેમ નહોતું.

આ પ્રમાણે અરધા કલાક સુધી ચાલ્યું હશે. કુતરો સ્હામી એક ખુરશી ઉપર બેઠો હતો અને હમે કાંઇક પણ નીચે ઉતરવાની હીલચાલ કરતા એટલે પોતાનું તેજ ભયંકર હાસ્ય કરતો. અરધા કલાક પછી મ્હેં કનૈયાલાલને પૂછયું. “ કનૈયાલાલ, આપણે નીચે ઉતરવાનું જોખમ ખેડશું ? ” કનૈયાલાલ બોલ્યા “ ના, નહિં જ; એમાં હિંમત નથી પણ ફકત ઉછાંછળાપણું જ છે. હિંમત એ પુરૂષત્વનું ડહાપણ છે અને ઉછાંછળાપણું એ જુવાનીનો તોર છે. ”

કનૈયાલાલના આવા શબ્દોથી હમે બેશી રહેવાનું પસંદ કર્યું અને બીજો અડધો કલાક પણ વહી ગયો. રાતનો એક વાગવા આવ્યો હતો અને એવી જ રીતે કાંઇ આખી રાતની રાત પસાર કરી શકાય તેમ નહતું કારણકે વખતે હમારા બેમાંથી કોઇને ઝોકું આવ્યું અને ટેબલ ઉપરથી નીચે ખશી પડ્યા તો ઉલટી સ્થિતિ વધુ ખરાબ થાય. આથી આખરે હમે જોખમ જ ખેડવાનો નિશ્ચય કર્યો. ટેબલ ઉપર પાથરેલું ટેબલ કલૉથ[1] કુતરા ઉપર નાંખતા હમે ત્વરાથી બારણા પાસે જઈ પહોંચ્યા અને કુતરો તે ટેબલકલૉથમાંથી છૂટો થઇને હમને પકડે તે પહેલાં તો હમે બારણું ઉઘાડીને બ્હાર ગેલેરીમાં નીકળી પણ ગયા.

---

૧. ટેબલ કલૉથ—ટેબલ ઉપર પાથરવાનો કકડો.

બીજે દિવસે સ્હવારમાં હમે સ્નેહવદન અને ત્હેમનાં પત્નીને હમારો રાતનો અનુભવ કાંઇક અંશે સત્યનો ભોગ આપીને વર્ણવ્યો પણ હમે કહેવું પુરૂં કરી રહ્યા તે પહેલાં તો તે બેજણ હસી પડયાં. આવી વાતમાં જેનાં મનુષ્યોનો જીવ જાય તેવું હતું ત્હેમાં સ્હામા મનુષ્યોને હસવું આવે તેવું શું હતું તે હમે સ્હમજી શકયા નહિં. મ્હેં કાંઇક તપી જઇને સ્નેહવદનને કહ્યું, "અજાણ્યા માણસોને આગ્રહ કરીને ઘેર સૂવાડવા અને પછી આવો જંગલી કુતરો છૂટો મૂકીને ત્હેમના ઓરડામાં સંતાડી રાખવો એમાં મ્હને હસવા જેવું કાંઇ જ જણાતું નથી."

સ્નેહવદન અને ત્હેમનાં પત્ની આ સાંભળીને વધારે હસવા મંડયાં અને બોલ્યાં, "અરે, જાઓ મ્હારા સાહેબ! આવા બે પહેલવાન જેવા પુરૂષ થઇને હમારા ઘરડા ડાગીથી બ્હીન્યા? ત્હેના મ્હોંમાં દાંત જ ક્ય્હાં છે કે ત્હમને કરડે? બિચારાને પડોશની બિલાડીઓ અને કુકડાંઓ પણ હેરાન કરે છે, અને ત્હેનાથી ત્હમે બ્હીન્યા? તમારી મરદાની ઉપર આફ્રીન! આફ્રીન!"

મ્હારી તો ખાત્રી છે કે હું એકલો હોત તો આ પ્રમાણે બ્હીત નહિં પણ હશે; હવે ત્હેનો ઉપાય શો?

હમે આવા વૃદ્ધ કુતરાથી ગભરાઇને રાતના એક વાગ્યા સૂધી ગોળ ટેબલ ઉપર ટુંટીયાં વાળીને બેઠા હઈશું તે વખતે તે કુતરાને શા વિચારો આવ્યા હશે?

તે હાસ્ય કરતો હતો તે શું હમારી સ્થિતિનો વિચાર કરીને જ કરતો હશે ?

આપણે એ વિષયમાં શું જાણી શકીએ ? કોઇ વિદ્વાન પુરૂષ કુવરાંઓ વિષે વધુ બારીકાઇથી નિરીક્ષણ કરે અને તે વિષે ઉંડો અભ્યાસ કરીને ત્હેના અવયવોનું જૂદું જૂદું પૃથક્કરણ કરે તો એના ઉપર કાંઇક વિશેષ પ્રકાશ પડી શકે ખરો. કે કોઇ વિદ્વાન કવિવર એકાદ કવિતાનો છંદ ચિતરી કહાડે તો સ્હમજાવી શકે ખરો. પણ આજકાલ ડાહ્યા અને અનુભવી મનુષ્યોના બોલવા ઉપર કોણ ધ્યાન આપે તેમ છે ?

## વાર્તા ૧૯ મી.

---

# કનૈયાલાલનો ભાઇ.

"ત્હમે બધા ગમે તેમ બોલો પણ મ્હને તો એમ લાગે છે કે કોઇક વખત સ્હેજ જૂઠું બોલી દેવાથી આપણે ઘણી જંજાળમાંથી છુટી જઇએ છીએ." સ્નેહવદન બોલ્યા.

"ત્હમે ભુલો છો." ભાનુશંકરે કહ્યું. "એક વખત અસત્ય બોલવાથી અસત્યની એવી પરંપરા ચલાવવી પડે છે કે પ્રથમ જૂઠું ન જ બોલ્યા હત તો ઠીક થાત એમ આપણને થાય છે."

"આપણે આ વાદવિવાદમાં માથું મારવા માગતા જ નથી." હું બગાસું ખાતાં બોલ્યો. "કારણ કે જેવો પ્રસંગ તેવી વાત થાય; એમ આગળથી અમુક બાબતમાં નિર્ણય કરી શકાય જ નહિં."

"ભાનુશંકરે જે કહ્યું તે મ્હને તો બરાબર જ લાગે છે. કારણકે મ્હારે પોતાને પણ આવું વીત્યું છે." કનૈયાલાલે કહ્યું.

"ત્હમને કયી બાબતમાં વીત્યું નથી?" સ્નેહવદને ટકોર કરી.

"ત્હમે સાંભળો, હું ખોટું કહેતો હોઉં તો!" કનૈયાલાલે કહ્યું. ત્હમને બધાને બીજું કોઇ ખાસ કામ

વહી જતું ન હતું એટલે વખત વીતાડવા હમે ચાર જણ બોલીએ કે હમારામાંનો એક જ જણ બોલે એ બધુંય હમારે મન સરખું જ હતું તેથી કનૈયાલાલની વાત સાંભળવામાં હમે વાંધો દર્શાવ્યો નહિ

કનૈયાલાલે શરૂ કર્યું; "ખરૂં જોતાં મ્હારે દમનલાલ કરીને ભાઇ હતો જ નહિ. કાંઇક વિચિત્ર સંજોગોને લઇને તે હસ્તીમાં આવ્યો અને થોડા સમય પછી પાછો તેવી જ રીતે તે અદૃશ્ય થઇ ગયો. એક વખત હું રમણલાલને ત્હાં ગયો હતો ત્હાં ત્હેણે વાતમાંને વાતમાં મ્હને કહ્યું કે એક માણસ ત્હમારા ભાઇ દમનલાલના ખબર પૂછતો હતો. મ્હારે દમનલાલ કરીને ભાઇ હતો જ નહિં એટલે મ્હેં ત્હેને કહ્યું કે વખતે પેલા માણસે નામમાં ભૂલ્ય કરી હશે અને મ્હારા મ્હોટાભાઇ મગનલાલને ધાર્યા હશે, તે ઉપરથી રમણે કહ્યું ! ના, એણે મગનલાલનું નામ પણ દીધું હતું. આ ઉપરથી ગુંચવાઇને મ્હેં પેલા માણસનું નામ પુછ્યું. તે ઉપરથી જણાયું કે એનું નામ શ્યામલાલ હતું અને મુંબાઇમાં હાઇસ્કુલમાં મગનલાલ અને દમનલાલ જોડે એ ભણતો હતો. વિચાર કરતાં મ્હને જણાયું કે શ્યામલાલ કરીને એક છોકરો મ્હારી અને મગનલાલની જોડે ભણતો હતો ખરો અને તે વખતે પણ મ્હને કનૈયાલાલને બદલે દમનલાલ કહીને જ બોલાવતો.

આ હકીકત મ્હેં રમણને કહી અને એ વાત ત્ય્હાંથી જ અટકી પણ દમનલાલના નામે મ્હારો પીછો છોડયો નહિ.

ત્ય્હાર પછી થોડે થોડે સમયે મ્હેં ઘણા માણસો પાસેથી સાંભળ્યું કે શ્યામલાલ મ્હારા ભાઇ દમન-લાલના ખબરઅંતર પુછવાને મ્હને મળવા માગે છે. આખરે એક વખત હું અને શ્યામલાલ ભેગા થઇ ગયા એટલે તરત જ ત્હેણે 'હમણા દમનલાલ ક્ય્હાં છે ?' એમ પૂછ્યું. આ પ્રશ્ન એ મ્હને પુછશે જ એવી મ્હારી આગળથી ખાત્રી જ હતી તેથી હું ગભરાયાં કરતો હતો. હવે મ્હારો ચહેરો જ એવો છે કે હું હમેશા છોકરા જેવો લાગું છું. મુંબાઇમાં એવા થોડા જ માણસો હશે કે જેમનો ચહેરો મ્હારા જેવા બાળકને બાળકના જેવો જ લાગ્યાં કરે.

"બાળકના જેવો એટલે નાદાન-મૂર્ખ જેવો જને !" સ્નેહવદને પુછ્યું.

"હું વાત કરતો હઉં તે વખતે વચમાં ડાફાં ના માર્યાં કરો," કનૈયાલાલ જરા દમથી બોલ્યા. ઉત્તરમાં સ્નેહવદને અટ્ટહાસ્ય કર્યું.

"ત્હમારા ચહેરા સાથે ત્હમારી બુદ્ધિ પણ તેવા જ રહી ગઇ છે ?" ભાનુશંકરે પ્રશ્ન પૂછ્યો.

કનૈયાલાલે આ પ્રશ્ન પૂછાયો જ નથી એમ ધારી લઇને આગળ ચલાવ્યું.

"એકે મ્હને હમણાં લગભગ ત્રીશ વર્ષ થવા આવ્યાં છે તેમ છતાં પણ મને બધા વીશ વર્ષનો જ ધારે છે. હજી પણ ત્રેનમાં હું બીડી પીતો હોઉં છું તો ઘણા ઘરડા માણસો મ્હારા ઉપર ચીડવાય છે અને તેઓ નાનપણથી છોકરાઓએ બીડી પીવી નહિં જોઇએ એવી શિખામણ મ્હને આપે છે. હવે જો તે જ વખતે મ્હેં પેલા શ્યામલાલને ખરી હકીકત કહી દીધી હોત તો તો કાંઈ જ નહતું પણ મ્હારી પ્રકૃતિ જ એવી છે કે કોઇ સાથે મારે વાદવિવાદમાં ઉતરવું નહિં. ઘણીક વાર હું ઘેર આરામખુરશી ઉપર પડયો હોઉં તે વખતે પાનસોપારી માગું અને જો સુંદર પાણી લાવે તો હું એને એમ ન કહું કે મ્હારે પાણી નહોતું જોઇતું. તેવી જ રીતે હું પાણી માંગું ને જો એ ધોબીના હીસાબની ચોપડી લાવે તો તે પણ હું મુંગે મ્હોંએ લઇ લઉં. વળી તે વખતે મ્હને એમ જ લાગ્યું કે હું ખરી હકીકત કહું ત્હેના કરતાં સ્હેજ જૂઠું બોલીશ તો વાતનો તરત નિકાલ આવી જશે એટલે દુર્ભાગ્યે મ્હેં ત્હેને એમ જ કહ્યું કે દમનલાલ તો મદ્રાસ ગયેલ છે અને મઝામાં છે. અમે છૂટા પડયા ત્યારે શ્યામલાલ કહેતો ગયો કે 'દમનલાલને કાગળ લખો તો જરૂર મ્હારી સલામ લખજો.'

થોડાં અઠવાડિયાં પછી મ્હને શ્યામલાલ કોર્ટમાં મળ્યો. "કાં, કાંઈ દમનલાલ તરફથી કાગળબાગળ

આવ્યો છે ?" ત્હેણે પુછ્યું.

"હા, એએક દિવસ ઉપર જ આવ્યો હતો," મ્હેં કહ્યું. "કાંઇ ખાસ છે ?" ત્હેણે પૂછ્યું.

"હવે તે વખતે મ્હને એમ જ લાગ્યું કે એમ કહેવું કે કાગળમાં કાંઇ ખાસ નથી એમ બોલવું એ તો ઠીક નહિં, તેથી મ્હેં એમ જ પધરાવ્યું કે ત્હેને કાંઇ બેરી જોડે ખટપટ ચાલ્યાં કરે છે."

"અરરરર !. ગરીબ બીચારો દમનલાલ ?" શ્યામલાલ બોલ્યો, "અને છોકરાઓનું કેમ ?"

"છોકરાંઓ સુરત જવાનાં છે." વાત વધતી હતી એટલે હું ગભરાતો જતો હતો તેમ છતાં મ્હેં જવાબ આપ્યો.

"મગનલાલને ત્યહાં જ કેની ?" શ્યામલાલે આતુરતાથી પુછ્યું.

"હાસ્તો, આવતે મહિને આવવાના છે, એમ સાંભળ્યું છે," હું બોલ્યો.

"ચાલો, નસીબ, આપણે શું કરવાના હતા ?" આટલું બોલીને તેણે રૂખસત લીધી.

મહિના પછી પાછો શ્યામલાલ મળ્યો "કેમ, દમન ક્યાં છે ?"

"દમન મદ્રાસથી પાછો આવવાનો જ નથી." હું બોલ્યો.

"માફ કરજો કૅનયાલાલ; મેં આપણા મિત્ર રમ-

ણુલાલને કહી દીધું છે કે દમનની વહુ એને પીયર ન્હાશી ગઇ છે. હું એને કહેત તો નહિં પણ રમણને મ્હોડે મેં સ્હેજ દમનની વાત કરી એટલે એણે તો એમ જ કહ્યું કે કનૈયાલાલને દમન કરીને કોઇ ભાઇ છે જ નહિ. મેં કહ્યું કે 'ભાઇ, હમે એને વિષે વાત પણ કરી હતી ને શું ?' આ ઉપરથી રમણને ત્હમે ત્હમારા ભાઇ વિષે વાત જ નહિ કરી હતી તેથી ખોટું લાગ્યું હોય એમ જણાયું. આથી મ્હેં ત્હને સમજણ પાડી કે દમનની બૈરી ન્હાશી ગઇ છે અને દમન રઝળી ગયો છે તેથી કનૈયાલાલને એને વિષે વાત કરવી ગમતી જ નહિ હોય. કેમ, કનૈયાલાલ, ઠીક કર્યું ને ?" શ્યામલાલે પુછ્યું.

આના ઉત્તરમાં હું શું બોલું ? મ્હેં એનો ઘણો ઉપકાર માન્યો અને સાહેબજી કરીને મ્હારો રસ્તો લીધો; પણ જો તે વખતે મ્હારૂં ચાલ્યું હોત તો હું એનું ખૂન કરત એવો કાળ મ્હને ત્હેના ઉપર ચ્હડયો હતો.

શ્યામલાલને તે પછી મ્હેં ઘણા વખત સુધી જોયો નહિ. કારણ કે જેમ બને તેમ હું ત્હેનાથી દૂર જ રહેતો હતો; પણ પછી પાછી મ્હને બાતમી મળવા માંડી. મ્હને શ્યામલાલ તરફથી એક કાગળ મળ્યો જેમાં એમ હતું કે એનો ભત્રીજો મદ્રાસ જવાનો છે ત્હેને મ્હારા ભાઇ દમનલાલ ઉપર ચીઠ્ઠી જોઇએ

છીએ અને ત્હેને માટે જરૂર મ્હારે ત્હેને અને ત્હેના ભત્રીજાને મળવું. અલબત હું મળવા તો ગયો જ નહિં પણ દમનલાલ ઉપર એક સારો કાગળ લખી આપ્યો. થોડા વખત પછી મ્હને રમણલાલદ્વારા ખબર મળી કે શ્યામલાલ સૂરત ગયો છે અને ત્હાં મગનલાલને ઘેર જઈને જરૂર દમનલાલના છોકરાંઓને જોવા જવાનો છે. આ ઉપરથી હું બહુ જ ગભરાયો અને મ્હારૂં ગભરામણ તરત જ ખરૂં પડ્યું, કારણ કે મગનલાલનો મ્હારા ઉપર કાગળ આવી પહોંચ્યો જેમાં પૂછાવ્યું હતું કે શ્યામલાલ નામના કોઈ માણસને હું ઓળખું છું કે નહિં ત્હેનો વળતી ટપાલે જવાબ લખી મોકલવો. મ્હને બહુ મન થયું કે સાચેસાચું લખી દઉં પણ તેમ કરવાની હિંમત ચાલી નહિ એટલે મ્હેં જવાબ લખી વાળ્યો કે શ્યામલાલ નામના માણસને હું જરા પણ ઓળખતો નથી.

આ પછી બે માસ પછી મ્હને એક દિવસ શ્યામલાલ રસ્તામાં મળ્યો તે વખતે તે ફક્ત મ્હારી સ્હામા ડોળા કકડાવીને ઘુરકયો. મ્હને અનેક જગ્યાએથી ખબર પડવા માંડી કે શ્યામલાલ જેને મળતો ત્હેને 'દમન અને ત્હેની વહુનો કજીયો, ત્હેના છોકરાંઓની ખરાબ સ્થિતિ, મ્હારી અને મગનભાઇની હમારા ન્હાનાભાઇ પ્રત્યેની ઘાતકી વર્તણુક' વગેરે બાબતો કહેતો ફરતો. એટલામાં એક મિત્રે મ્હને પૂછાવ્યું કે મગનભાઈ

કાંઇ ખાસ ખાનગી કામ માટે મદ્રાસ જાય છે એ વાત ખરી છે ? એ પ્રશ્નનો ખુલાસો કરૂં તે પહેલાં તો મગનભાઇ ઉપર બીજા આઠ કે નવ કાગળો આવી પહોંચ્યા જેમાં પૂછાવ્યું હતું કે કનૈયાલાલ કાંઇ ખાસ કામ માટે મદ્રાસ જાય છે એ વાત ખરી છે? મ્હારા ઉપર પણ બીજા પાંચ છ કાગળો આવ્યા અને મગનભાઇ મદ્રાસ ગયા કે નહિં એ પ્રશ્ને બહુ મ્હોટું રૂપ ધારણ કરી દીધું. આ પ્રમાણે ક્યાં સુધી ચાલત એ કહી શકવું બહુ મુશ્કીલ છે. મ્હને તો એટલે સુધી ધાસ્તી લાગી કે વખતે પોલીસને કહીને શ્યામલાલ મ્હને અને મગનલાલને દમનલાલના ખૂનને માટે પકડાવશે કે શું ! એટલે આખરે એક દિવસ મ્હેં રમણને કહ્યું કે દમન તાવની બિમારીથી ગુજરી ગયો છે એમ વાત જરૂર શ્યામલાલને કહેજે કારણ કે એ બિચારો એને માટે બહુ કાળજી રાખતો હતો. આ વાતની ખબર પડતાં શ્યામલાલે દમનના છોકરાઓ માટે વધુ ચોકસાઇ કરવા માંડી એટલે એક વખત મ્હેં પાછું રમણને કહ્યું કે બિચારાં બધાં છોકરાં દ્વારિકાની જાત્રા કરવા એમની માશી જોડે જતાં હતાં ત્હોં વહાણ ડુબી જવાથી ડુબી ગયાં છે ! આ પછી મ્હારે કાંઇક નિરાંત થઇ. તેમ છતાં હજી પણ શ્યામલાલ જેને મળે ?? ત્હેને કહેતો ફરે છે કે, કનૈયાલાલ અને મગનલાલ જેવા ઘાતકી ભાઇઓ મ્હેં કદી

જોયા નથી અને ઇશ્વર કદી એવા કોઇને જોવડાવે પણ નહિં-કેમ ! મ્હારો આ અનુભવ ત્હમને કેવો લાગ્યો ? "

હમે ત્રણે જણાએ આ વાત માનવાની સદંતર ઘસીને ના પાડી અને એ ફકત એમના વિશાળ ભેજા-માંથી ઉઠાવેલો એક તુક્કો જ છે એમ કહ્યું. એ ઉપરથી કનૈયાલાલ ઘણા જ ચ્હીડવાઇ ગયા અને અંગ્રે-જીમાં હમને સખત તતડાવતા ઘેર ઉપડી ગયા.

## વાર્તા ૧૭ મી.

---

# કનૈયાલાલની સિગાર.

આ જગતમાં સર્વ મનુષ્યો સાધુ નથી હોતા–હોય તો જગતનું તંત્ર ચાલે જ નહિં. અહિં વર્ણવેલી હકીકતથી કેટલાંક મનુષ્યોનાં હૈયાં ચોંકી ઉઠશે પણ ત્હેનો કાંઇ ઉપાય નથી. સનમની શોધમાં ફરનારા, કાળી અંધારી રાતે બિયાબાનોમાં ભટકનારા, રીબાતાં,–થાકેલાં–છુંદાયેલાં–ઝુરતાં–ચગદાયેલાં-હૈયાંવાળા અને કામદેવનાં બાણથી ઝખમી થયેલા કુંવારા પુરૂષોને આ હકીકતમાં કાંઇક અત્યાચાર જેવું લાગશે–કનૈયાલાલનો ગુનોહ બહુ કરપીણ લાગશે; પણ જે મનુષ્યો આ જગતમાં બનતા બનાવો ઉપરથી અનુભવ લઇને જ્ઞાની થયેલા છે, જેમને પેનસીલ ઘડતાં ચપ્પુથી અથવા હજામત કરતી વખતે અસ્ત્રાથી જે ઝખમ થાય તે સિવાય અન્ય ઝખમોના દર્દથી જેઓ પીડિત નથી ત્હેમને આ હકીકત સ્વાભાવિક જ લાગશે. દુનિયાના અનુભવથી ઘડાયેલા વિચાર ને બીનઅનુભવી, અજ્ઞાન મનુષ્યોને વિચિત્ર લાગે તો ત્હેમાં કાંઇ નવાઇ જેવું નથી. બાકી ઑફિસમાં હોટેલમાંથી ખાવાનું મંગાવીને પેટ ભરીને ખાવું અને ઘેર ધર્માનુરાગી પત્નીને " આજે તબીયત ઠીક નથી

તેથી મ્હારાથી આજે ઓછું જમાશે," એમ કહેવું એ આજ કાલ બહુ સાધારણ થઇ પડ્યું છે. ઑફિસ-માંથી બ્હારોબ્હાર સીનેમેટોગ્રાફ જોવા જઇ આવવું અને ઘેર, ઑફિસમાં વધતા જતા કામ વિષે બબડવું એ માર્ગ પણ પરણેલા પુરૂષવર્ગમાં બહુ જાણીતો છે. વળી રોજની એક બે સિગારેટની પેટીઓ ખાલી કરવાની ટેવ પડી ગઇ હોય તેમ છતાં સગાં વ્હાલાં-ઓના દેખતાં બીડી કેમ પકડવી અને કેમ સળગાવવી એ વિષેની અજ્ઞાનતા બતાવવી એ યુક્તિ તો એકલા પરણેલા જ નહિં, પણ ત્હેમની સાથે જાને ગયેલા પુરૂષોમાં પણ બહુ પ્રિય થઇ પડી છે.

રાત હતી. મેહુલો ઝરમર ઝરમર ઝરતો પૃથ્વીને પલાળતો હતો. કોક કોક વખત કારમી વીજળી હૈયાં થડકાવતી, આસપાસની જગ્યાને ઉજ્જવલ બનાવી દેતી, પુનઃ પ્રસરી રહેતા ગાઢ અંધકારને વધુ ગાઢ અને ભયાનક બનાવતી હતી. દેડકાઓ તીવ્ર અવાજે પોતાનું સંગીત અંધકારમાં જતા આવતા મનુષ્યોને ત્હેમની અનિચ્છાએ સંભળાવતા હતા. અને રસ્તે જતા મનુષ્યોના પગ નીચે આવી જઇને ત્હેમને કાદવમાં નાંખી દેવાની નીચ યુક્તિઓ આદરતા હતા. આવે સમયે હું ઘેર જતો હતો. વચમાં કનૈયાલાલનું ઘર આવ્યું. આટલી રાતે બૂમ પાડીને નાહક સર્વને હેરાન કરવાં એ મ્હને ઠીક

નહિ લાગ્યું તેથી હું નીચું જોઇને આગળ જ ચાલ્યો એટલામાં અચાનક બારી ઉઘડી, સરરર કરતો અવાજ કાને આવ્યો અને હેની સાથે જ મ્હારા માથા ઉપર કાંઇક ભારે વસ્તુ પડી. એટલામાં જ વીજળી થઇ અને હેના પ્રકાશમાં મ્હને જણાયું કે એ વસ્તુ એક કાગળમાં વીંટાયેલું સિગારનું પડીકું હતું. રાતે કામકાજ પરવારીને કોઇ માણસ સ્વગૃહે જતું હોય હેના મ્હોં ઉપર આબાદ વાગે તેવી રીતે આમ પડીકું ફેંકવું (પછી ભલે તે સિગારનું હોય તોપણ શું ?) એ કયા પ્રકારની રીત ? હું તરત કનૈયાલાલના ઘરમાં ગયો. કનૈયાલાલને પડીકું ફેંકવાં જ એમ જણાયેલું કે એ પડીકું કોઇ માણસના માથા સાથે અફળાયેલું હોવું જોઇએ એટલે પરિણામની રાહ જોતા તૈયાર થઇને ઉભા જ રહેલા: એટલે મ્હેં બૂમ મારી કે તરત જ પોતે નીચે દોડી આવ્યા અને મ્હને ઓળખીને કોઇ મ્હોટા ભયમાંથી ઉગર્યા હોય તેમ છૂટકારાનો દમ ખેંચીને મ્હને ધીમેથી કહેવા લાગ્યા, "ન્હાનાભાઇ, એ સિગારનું પડીકું મ્હેં જ ફેંક્યું હતું, પણ કૃપા કરીને અત્યારે કાંઇ બોલશો નહિ હું કાલે બધી હકીકત કહીશ."

બીજે દિવસે હમારી "ધી સાહિત્ય અને સંગીતોત્તેજક કલબ"ના મકાનમાં હું અને કનૈયાલાલ

મળ્યા. ગંભીર મુખાકૃતિ રાખીને કનૈયાલાલે પોતાના ગત જીવનનો અહેવાલ કહેવો શરૂ કર્યો.

"આજ કેટલાંક વર્ષો ઉપર મ્હેં 'મહારાજા સિગાર' પીવામાં ઘણી સારી છે એમ મ્હારી વાઇફને કહેલું ત્હેનું આ પરિણામ." કનૈયાલાલ બોલ્યા: "તે વખતે જ જો મ્હેં સાચેસાચું કહી દીધું હોત તો આ પરિણામ આવત નહિં, પરંતુ હવે તેમ થઇ શકે તેમ નથી. લાચાર! મ્હેં એક વખત ઘરમાં કહેલું કે પાંચ રૂપીએ સો સિગાર ઉપર મ્હને કંટાળો આવવા લાગ્યો છે. હવે આમ કહેવામાં મ્હારો ઇરાદો એમ જ હતો કે મ્હારે સાત રૂપીએ સોવાળી સિગાર લઇ આવવી. પણ સ્ત્રીઓ સિગારની વાતમાં શું સ્હમજે એટલે મ્હારી વાઇફે એનો જૂદો જ અર્થ લીધો. એક વખત હું જમીને બેઠો હતો તે વખતે ત્હેણે આવીને સિગારની વાત ઉપાડી. મ્હેં થોડા ઉડાવનારા જવાબ આપ્યા એટલામાં તો ત્હેણે એક ન્હાનું સરખું સિગારનું પડીકું કહાડ્યું. પડીકામાં ત્રણ સિગાર હતી; અને પડીકા ઉપર 'સેંપલ-મહારાજા સિગાર' એમ લખ્યું હતું. ન્હને ત્હેણે તે આપ્યું અને કહ્યું કે 'લ્યો પી જૂઓ-કેવી લાગે છે?'. હું તે વખતે કાંઇ બોલ્યો નહિં. ફક્ત તે પડીકું લઇને મ્હેં ગજવામાં મૂક્યું. હું કબૂલ કરૂં છું કે એમ કરવામાં મ્હેં મ્હારી મનની નિબલતા બતાવી

હશે. પરન્તુ એવા ન્હાના ગુનાહને માટે મ્હેં ઘણી સખત સજા ભોગવી છે, અને હજી ભોગવું છું, એટલે એ વિષે હવે વાદવિવાદ કરવામાં કાંઇ માલ નથી. મ્હેં ગજવામાં પડીકું મૂકયું તેથી સુન્દરને બહુ ખોટું લાગ્યું હોય તેમ જણાયું. ત્હેણે કહ્યું:– 'હમણાં જ એક પી જૂઓને!' મ્હેં ગજવામાં હાથ ઘાલ્યો. તે જખતે આગળથી આ ગુનોહ કરવાનો મ્હારો વિચાર જ હતો નહિ પણ તે ઘડીએ મ્હારો હાથ ગજવામાં રહેતી મ્હારી પોતાની પાંચ રૂપીએ સોવાળી સિગાર ઉપર પડયો. મ્હારૂં મન ચલિત થઇ ગયું–આવી લાલચ હોય તો કોનાં મન દૃઢ રહી શકે! મ્હેં મ્હારી સિગારમાંથી એક સિગાર કહાડી અને સુન્દરના દેખતાં સળગાવી. સુન્દર હું પીતો હતો તે જોઇ રહી અને પછી બોલી, 'કેમ કેવી લાગે છે?'

"હું મ્હારી જ સિગાર પીતો હતો એટલે મ્હેં સત્ય જ ઉત્તર વાળ્યો કે, 'સારી લાગે છે.' હું એટલેથી જ અટકયો નહિં પણ વાળી વાળીને બેત્રણ વાર બોલ્યો કે, 'આ સિગાર તો ખરે બહુ જ ગ્રાન્ડ લાગે છે!'. આથી સુન્દરને બહુ આનન્દ થયો અને તરત બોલી. ઉઠી, "ત્હમે એની કિંમત શી ધારો છો?"

"આશરે સાત આઠ રૂપીઆ સોના હશે?" હું જાણતો હતો કે સુન્દરે આપેલી સિગાર રૂપીએ સવા

રૂપીઆ સોથી વધુ નહિં હોય અને તદ્દન ધૂળ જેવી જ હશે, પણ તે વખતે હું બીજું શું કહી શકું ? મ્હારો જવાબ સાંભળતાં જ સુન્દરે લગભગ અર્ધ કલાકનું ભાષણ તે સંબંધે આપ્યું; ફક્ત કિંમત ઉપરથી ગુણપરિક્ષા કરનારા માણસો કેવા બેવકુફ હોય છે વગેરે વગેરે. પાછળથી ત્હેણે કહ્યું કે ખરી કિંમત સોના એક રૂપીઆ અને બે આના છે. હું કિંમત સાંભળીને આભો જ બની ગયો અને મ્હેં તે સિગાર પીધી હોત તો મ્હારા મ્હોંની શી દશા થાત ત્હેનો વિચાર કરતો બેશી રહ્યો. પાછળથી પેલી ત્રણ સિગાર, મ્હને એક માણસ સાથે કાંઇક અદાવત જેવું હતું ત્હેને મ્હેં ભેટ આપી દીધી. આ બનાવ બન્યાંને આજે ત્રણ વર્ષ થઇ ગયાં છે.

"ત્યહારથી દર મહીને 'મહારાજા સિગાર' કિં. ૧–૨–૦ ની એક પેટી આવાને મ્હારા ટેબલ ઉપર પડે છે. હું તરત તે પેટી ઉંચકીને મ્હારા પેલા ન્હાના કબાટમાં મૂકી દઇને તાળુ મારી દઉં છું. મ્હેં પ્રથમથી ફક્ત મ્હારી ભલાઇને લઇને અને સુન્દરને સારૂં લગાડવાના હેતુથી જ આ પગલું ભર્યું હતું એમ સહુ કોઇ જાણી શકશે, અને તે જ પ્રમાણે હવે હું પેલું કબાટ એકદમ ઉઘાડીને ત્હેમાંની ઢગલો 'મહારાજા સિગાર' ત્હેના તરફ નાંખું તો શું પરિણામ આવે તેથી પણ કોઇ ડાહ્યો માણસ અજ્ઞાત નહિં જ હોય. પરિ-

ણામ એ આવ્યું કે હવે હું પહેલાંના કરતાં કાંઇક ઓછી સિગાર પીતો થયો છું; કારણ કે સિગારની જૂદી પેટી તો ઘરમાં લવાય જ નહિં. વળી એવી રીતે ખરીદવા જતાં પકડાઇ જવાનો સંભવ વધારે. મ્હારે હવે એક સામટી છ છ લઇ આવવી પડે છે અને તે પણ સ્હાડા ત્રણ કે ચાર રૂપીઆ વાળી જ; કારણ કે હું જે પાંચ રૂપીઆ વાળી પીતો તે 'મહારાજા સિગાર' જેવી લાગતી નથી અને હવે સુન્દર એવી રીતે ઓળખી જતાં શીખી ગઇ છે એટલે એના જેવી લાગતી સિગાર જ મ્હારાથી લઇ આવી શકાય છે. 'મહારાજા સિગાર' ને દરેકને સુનેરી કાગળની રીંગ હોય છે એટલે એક વખત સુન્દરને એ વિષે શક પણ ગયો હતો; એથી હવે હું શું કરૂં છું કે 'મહારાજા સિગાર' ની પેટીમાંથી ઉપલો થર ક્હાડીને પેલા કબાટમાં મૂકી દઉં છું અને ત્હેની રીંગ ક્હાડીને મ્હારી સિગાર ઉપર ચડાવીને 'મહારાજા સિગાર' ની પેટીમાં મૂકી દઉં છું. ઉપલો એક થર ખલાસ થાય તો નીચેથી 'મહારાજા સિગાર' નીકળે પણ તેમ હું કદી થવા દેતો જ નથી.

"આ પ્રમાણે કામ ચાલ્યા કરત અને દુનિયામાં બીજા કોઇને પણ આ વાતની ખબર નહિં પડત. પણ કેટલાક ડહાપણ ડાહ્યા માણસોને લીધે એમ બની શક્યું નહિં અને મ્હારે ત્રણેક જણને એ વાત કહેવી પડી.

બન્યું એમ કે જ્યહારે જ્યહારે એ બે ત્રણ મિત્રો મ્હારે ત્યહાં આવતા ત્યહારે હું પેલી ‘ મહારાજા સિગાર ’ ની પેટી ત્હેમની આગળ ધરતો. હવે મુંગા મુંગા ત્હેમણે પહેલા થરમાંથી સિગાર ઉંચકીને પીવા માંડી હત તો હરકત ન હતી, પણ ત્હેમણે તે સિગારનું નામ ઠામ પૂછવા માંડયું. એટલામાં સુન્દર આવી પહોંચી અને ત્હેણે કહ્યું કે ‘ એ તો મહારાજા સિગાર છે.’ આ ઉપરથી ત્હેણે તે પેટી પાછી ધકેલી દીધી અને કહ્યું કે, ‘ ના ના, હમને તો સિગારેટ જ પીવાની ટેવ છે ! ’ આ ઉપરથી ત્હેમને ખોટું નહિં લાગે અને જગતમાં મ્હારૂં નામ હલકું નહિં પડે તેથી સુન્દરની ગેરહાજરીમાં મ્હેં બધો ખુલાસો કર્યો અને ત્હેમને કહી મૂકયું કે પેટીમાંથી પહેલા થરમાંથી જ સિગાર ઉપાડીને સળગાવશો તો કાંઇ વાંધો આવશે નહિં. ત્હમે તો જ્યહારે જ્યહારે આવતા ત્યહારે મુંગે મ્હોંએ પહેલા થરમાંથી જ ઉપાડીને પીતા એટલે ત્હમને ખુલાસો આપવાની જરૂર પડી જ નહતી. આમાં ફક્ત મ્હારે એક મિત્ર સાથે જ લગાર વાંકું થયું છે.’ સ્નેહવદનની વાઇફ શોભનાને સુન્દરે આ ‘ મહારાજા સિગાર ’ વિષે વાત કરી હશે અને કિંમત પણ કહી હશે એટલે સ્નેહવદનના ઘરમાં પણ હવેથી ‘ મહારાજા સિગારની ’ જ પેટીઓ હમેશાં આવ્યે જાય છે. આથી વેર રાખીને સ્નેહવદન, જ્યહારે જ્યહારે હું ત્હેમને ત્યહાં જાઉં છું ત્યહારે

ત્યહારે મ્હને પેલી ' મહારાજા સિગાર ' જ આપે છે. અલબત્ત મ્હારે તે પીવી જ પડે છે; કારણ કે હું કાંઇ બોલવા જાઉં તો શોભના સુન્દરને કહી દે અને પરિણામે મ્હારો ભેદ ખુલી જાય. "

કનૈયાલાલને પોતાની વાત પુરી કરીને દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો હું પણ એકરાર સાંભળીને અને કનૈયાલાલની સ્થિતિ જાણીને ખિન્ન થઇ ગયો. થોડી વાર મુંગા બેશી રહ્યા પછી હમે બન્ને છૂટા પડયા.

હજી પણ જય્હારે જય્હારે અંધારી રાત હોય છે, મેહુલો ઝરમર ઝરમર ઝરતો પૃથ્વીને પલાળતો હોય છે. અને કારમી વીજળી હૈયાં થડકાવતી આસપાસની જગ્યાને ઉજ્જ્વલ બનાવી દેતી પુનઃ પ્રસરી રહેલા ગાઢ અન્ધકારને વધુ ગાઢ અને ભયાનક બનાવી દેતી હોય છે. તે વખતે મ્હને કનૈયાલાલનું ત્હેમની પત્નીનો સિગારથી ભરેલું કબાટ, અને અંધારી રાતે રસ્તામાં જોરથી ફેંકાતાં સિગારનાં પડીકાં વગેરે સાંભરી આવે છે, અને પરિણામે લગ્ન, સત્ય, પતિપત્નીનો સમ્બન્ધ વગેરે મહત્વના વિષયોમાં હું લીન થઇ જાઉં છું, અને એ લીનતામાં એટલો ઉંડો ઉતરી જાઉં છું કે જેને ક્ષુદ્ર મનુષ્યો ' ઘોરવાની સ્થિતિ ' કહે છે કે તે દિવ્ય નિદ્રાવશ સ્થિતિમાં આવી જાઉં છું.

## વાર્તા ૧૮ મી.

---

# અહા! પેલું મુખ!

ધી સાહિત્ય અને સંગીતોત્તેજક કલબના રૂમમાં હું, સ્નેહવદન અને ભાનુશંકર બેઠા હતા; સાધારણ રીતે ગમે તે વિષય ઉપર ગપ્પાં મારતા હતા. સ્નેહવદન મ્હોંમાંથી મોટી ચીરૂટના ધુમાડા કહાડતા એક આરામ ખુરશી ઉપર પડયા હતા. ભાનુશંકર એક રોકિંગ ચેર ઉપર ઝોલાં ખાતો હતો, અને હું એક સોફા ઉપર આડો પડયો હતો.

વાત એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર બદલાતી ગઇ. ક્રિકેટની દુનિયામાં જામસાહેબનું સ્થાન, મુંબઇમાં હમણાં સૌથી સરસ તેમ જ સસ્તી વૉશિંગ કંપની કયી, સર રવિન્દ્રનાથ અને અન્ય બંગ કવિઓ, ગુજરાતના હમણાંના હાસ્યરસના લેખકો, અમદાવાદના પાણીના કુંજાઓ, ગોધરામાં મક્કાઇ ભુઠ્ઠાની સીઝન ક્યારે, વગેરે જાતના વિવિધ પ્રકારના વિષયો ઉપર એક પછી એક હમે વાદવિવાદ કરતા ગયા. છેવટે સુંદરતા–સૌન્દર્ય ઉપર રસાકસીથી વાત ચાલી.

" સ્નેહવદન, માફ કરજો, પણ મ્હમારે મન તો એમ જ છે કે આપણી નાતમાં પણ દુનિયાની સૌથી

સુંદર સ્ત્રીઓ મળી શકે તેમ છે! આ વિચારથી એમ જ જણાય છે કે ત્હમને ખરી સુંદરતા વિષે કશું ભાન જ નથી.” ભાનુશંકર બોલ્યો.

“બાપુ, હજી તું કુંવારો છે; પરણ્યા પછી ત્રણ ચાર વર્ષ કેડે સૌન્દર્ય વિષે તું કેવા ઉત્સાહથી વાતો કરી શકે છે તે જોયા પછી હું મ્હારો વિચાર બદલીશ.” સ્નેહવર્દ્ધને ધુમાડા સામે જોતાં ધીમેથી કહ્યું અને પછી કાંઇક અટ્ટહાસ્ય જેવો અવાજ કર્યો.

“ભાનુશંકર, એટલું તો ખરૂં કે સૌન્દર્યની ખરી પીછાણ ઘણા જુજ મનુષ્યોને જ હશે. ઘણું ખરૂં એમ બને છે કે અમુક મનુષ્યોની આસપાસ વિંટળાયલા આપણા વિચારો અમુક જાતનાં અનુપમ સૌન્દર્યને જન્મ આપે છે, અને પરિણામે આપણા તે મનુષ્યો પ્રત્યેના સ્નેહના વાતાવરણમાં આપણે તે મનુષ્યોની એવી સ્વરૂપવાન મૂર્ત્તિ ઘડીએ છીએ, કે સૌથી સુંદર મનુષ્યોની સાથે પણ તે મનુષ્યોને સરખાવતાં આપણે અચકાતા નથી. હું એમ કહેવા માગતો નથી કે આપણે જાણી જોઇને જગતને જૂઠું મનાવવાનો યત્ન કરીએ છીએ; આપણે આપણા મનથી પણ એમ જ માનીએ છીએ કે આપણા તે મનુષ્યો–સ્નેહીઓ ખરેખર બહુ જ સુંદર છે. સૌન્દર્ય એવી વસ્તુ નથી કે જેને માટે આપણે સર્વ મનુષ્યોને લાગુ પાડી શકાય તેવા કાયદાઓ બાંધી શકીએ; અને—”

"હા હા હા હા ! શી કચુંબર કરવા માંડી ?" કૌરવોની સભામાં કૃષ્ણ ભગવાને મુખમાં બ્રહ્માંડ બતાવ્યું તે વખત તેમણે જેવડું મ્હોં પહોળું કર્યું હશે તેવડું મ્હોં પહોળું કરીને હસતા હસતાં કનૈયાલાલ ઓરડામાં દાખલ થયા. આખી દુનિયામાં સાહિત્ય અને સંગીતના વિષયોમાં ફક્ત કનૈયાલાલ જ માથું મારી શકે એવી માન્યતા કનૈયાલાલના હૃદયમાં એવી સજ્જડ ચોંટી ગઇ છે, કે કેમે કરીને તે ઉખડી શકે તેમ નથી, એટલે અમે તેમની આવી ટીકાઓ ઉપર ઝાઝું ધ્યાન આપતા જ નથી. અમે કોઇએ ઉત્તર આપ્યો નહિં એટલે બગલમાંથી ચોપડીનો ચોડો કહાડીને તેમણે ટેબલ ઉપર મૂકયો.

"ઓહો ? ચોપડીઓ હતી કે શું ! મેં તો જાણ્યું કે ધોબીને ત્હાંનાં કપડાં હશે !" ભાનુશંકર બોલ્યો.

"અંહંહં હં હં ! એ સું કરી મરે છ ? જોજે ભાઇ, એને નહીં અડકતો "! હું ઉઠીને એ ચોપડીઓ જોવા જતો હતો એટલે સ્નેહવદને એકદમ કહ્યું. "એ જાતનું સાહિત્ય આપણે માટે બહુ ઉંચું પડી જાય. આપણે એમાં સહમજીએ જ નહીં, સ્હમજ્યો ?"

હું કાંઇક હસ્યો. સ્નેહવદને અજાણતાં પગ લાંબો થઇ ગયો એમ બતાવીને ટેબલ ઉપર પગ લંબાવીને બધી ચોપડીઓ નીચે નાખી દીધી.

કનૈયાલાલે તે બધી પાછી ટેબલ ઉપર મૂકી

અને પોતાને માટે એક ખુરશી ખેંચી. તે ઉપર એસીને તેમણે કહ્યું. "બાજી બધી વાત જવા દ્યો ન્હાનાભાઇ. છેલ્લા તમે શું બોલતા હતા?" મ્હેં એમને કહ્યું એટલે જરા વિચાર કરીને એ પાછા બોલ્યા. "ત્હમે કહો છો તે બરાબર છે. કેટલીક વાર એમ બને છે કે પ્રથમ દર્શને આપણે અમુક વ્યક્તિને જોઇએ છીએ, અને તે ઉપરથી આપણા હૃદયમાં વિચારો ઉત્પન્ન થાય છે. આ વિચારો એક જાતની સુંદર મૂર્તિ આપણી આંખ આગળ ઉભી કરે છે. થોડા વખત પછી આપણે જ્યહારે તે વ્યક્તિને બરાબર ઓળખતા થઇએ છીએ, ત્યહારે આપણા વિચારોએ ઉભી કરેલી તે સુંદર મૂર્તિ અદૃશ્ય થઇ જાય છે; અને પાછળથી આપણને જ એમ લાગે છે કે આ મૂર્તિમાં આપણે સૌન્દર્ય શી રીતે જોયું? તાત્પર્ય એ કે ઘણીવાર મૂળ વસ્તુ પોતે જ સુંદર હોતી નથી, પણ આપણે આપણા વિચારોથી જ ત્હેને અમૂક સુંદર પરિધાનો પહેરાવીને સુંદર અને આકર્ષક બનાવીએ છીએ. આ ઉપરથી મ્હને મ્હારો એક અનુભવ યાદ આવે છે—મરજી હોય તો સંભળાવું."

હમે ત્રણ જણાએ ખાસ મરજી નહીં બતાવી તેમ છતાં પણ હમારી મરજી છે એમ ધારી લઇને કનૈયાલાલે શરૂ કર્યું.

"ત્હમે જાણતા તો હશો જ કે જ્યહારે હું કૉલેજમાં

હતો, ત્ય્હારે રમણુલાલ કરીને મ્હારો એક ખાસ મિત્ર હતો. એક વખત હું રમણુલાલને ત્ય્હાં ગયો, તે વખતે મ્હને ખબર પડી કે કાંઇ કામ પ્રસંગે રમણુલાલ કલકત્તે ગયો હતો. ઘરમાં રમણુલાલના બાપ એકલા જ હતા, એટલે આડાતેડા વિષયો ઉપર વાત કરતાં કરતાં રમણુ-લાલના બાપે મ્હને કહ્યું; "કનૈયાલાલ, ત્હમે હમણાં, રમણુલાલને જોયો નથી. શરીર બહુ સુધરી ગયું છે હોં ?"

"આ ઉપરથી રમણુલાલની છબી મ્હને બતા-વવાને માટે એના ઓરડામાં જઇને એક ફોટો આલ્બમ લઇ આવ્યા, અને રમણુલાલની છબી મ્હને બતાવી. રમણુના શરીરમાં ખરેખર બહુ ફેર પડી ગયો હતો. પાછળથી આલ્બમના પાનાં ફેરવતાં મ્હેં અંદર એક બહુ જ સુંદર સ્રીની છબી જોઇ."

"હું હું ! ઠીક, પછી ?" સ્નેહવદને આરામ ખુરશીમાં એકદમ ટટાર થઇ જઇને કહ્યું.

"આ તો સુંદરબેનને કહેવા જેવી હકીકત છે !" ભાનુશંકર બોલ્યો.

"તમે લોકો વાત પુરેપુરી સાંભળશો કે પહેલેથી-જ મૂર્ખાઇ ભરેલાં ટાહેલાં કરશો ? હું એ છબી જોઇને કાંઇ દીવાનો નહોતો બની ગયો, પણ એ સ્રીને મ્હેં ક્ય્હાંક જોઇ હતી એમ મ્હને લાગ્યું, એટલે મ્હેં એ

છબીને ધારી ધારીને જોવા માંડી. એ છબીમાંની સ્ત્રી બહુ જ સ્વરૂપવાન હતી ત્હેમાં કશો જ શક ન હતો. રમણલાલના બાપને પૂછવાથી જણાવ્યું કે રમણલાલ જ્હારે કૉલેજમાં હતો, ત્હારની એ છબી એની પાસે છે, પણ એથી વધુ બાતમી મળી શકી નહીં. હવે કૉલેજમાં તો હું અને રમણલાલ સાથે જ હતા એટલે એ સ્ત્રી કોણ હશે? ગુજરાતી હિંદુ સ્ત્રી, આટલી સુંદર હમારી સાથે કૉલેજમાં તો ન હતી. રમણલાલની નાતની હોય તો તેમ પણ જણાતું ન હતું. ત્હારે એ કોણ? પારસી ડ્રેસની સઘળી સુંદરતા સાથે હિંદુ સ્ત્રીનાં વિનય અને નમ્રતા, અર્વાચીન કેળવણીથી પ્રાપ્ત થયેલાં સ્વાતંત્ર્યની સાથે પ્રાચીન સુસંસ્કારોની મુખ ઉપર સચોટ છાપ, આંખમાંનાં અગાધ ઉંડાણ, ઓષ્ઠ ઉપરની મૃદુતા અને દૃઢતા, એ હસ્તમાંની, છબીમાં પણ ઉભરાઈ જતી કોમળતા, મોહકતા અને સ્નેહભરી ઉર્મિઓ—આહ! તે મુખ! ખરેખર, મને તે વખતે એમ જ લાગ્યું કે આવું સ્ત્રી રત્ન આપણા ગુજરાતમાં હતું—છે, અને રમણલાલની ઓળખાણમાંની જ તે સ્ત્રી, અને મ્હને ત્હેની ખબર પણ નહીં!"

"અયિ સનમ! કહાં છુપાયી છે?" સ્નેહવદને ઉદ્ગાર ક્હાડયા.

કનૈયાલાલે આ વાક્ય સાંભળ્યું જ નથી એમ બતાવીને આગળ ચલાવ્યું.

"પરંતુ આ બાબત મ્હેં રમણુલાલના બાપને પૂછવાનું દુરસ્ત ધાર્યું નહિં; કારણ કે આ સ્નેહવદનની માફક એમણે પણ મ્હારી અણઘટતી મશ્કરી જ કરવા માંડી."

"તે દિવસથી એ મુખ મ્હારી દૃષ્ટિ આગળ વારંવાર ખડું થયા કર્યું. બીજી સર્વ વસ્તુઓને ઢાંકી દઇને મ્હારી આંખ આગળ એકલું એ જ તર્યાં કરતું હતું એમ મ્હારી કહેવાનો મતલબ નથી, પણ થોડે થોડે સમયને અંતરે સાદ્દસ તે મુખ મ્હારી આંખ આગળ તરી આવતું, અને તે ઘડિકાએ હું સર્વ કામ છોડી દઇને તે મુખ કોનું હશે એ વિચારમાં જ ડુબી જતો. હું અને રમણુલાલ જે જે સ્ત્રીઓને ઓળખતા તે તે સ્ત્રીઓનાં નામ હું ગણી ગયો અને મનમાં ત્હેમની છબીઓ પણ જોઇ ગયો, પણ કોઇની સાથે આ અદ્દભુત સૌન્દર્યવાળી સુંદરીની છબી મળતી આવી નહિં. કૉલેજમાં હમારી સાથે ભણતી એક ગુજરાતી સ્ત્રીની આકૃતિ મ્હેં યાદ કરી જોઇ પણ તે સ્ત્રી તો લગાર શામળી ને પાતળી હતી એમ લાગ્યું. એક વખત માથેરાનમાં હમે બન્ને સાથે ફરવા ગયા હતા ત્યહાં એક સ્ત્રીને જોઇ હતી પણ વિચાર કરી જોતાં જણાયું કે માથેરાનવાળી સ્ત્રીની સુંદરતા એવી ખાસ આકર્ષક હતી જ નહિં. મસ્તક સહેજ એક તરફ નમાવેલું, હસ્તની અંગુલિઓની અમૂક સ્થિતિ-આહ! આ

૧૫

આકૃતિને હું બરાબર પીછાણતો ત્યહારે મ્હને યાદ કેમ નહોતું આવતું ? પણ તે વખતે હું યાદ ન જ કરી શકયો.

" છબી પાછી જોવાનો પ્રસંગ આવતાં એક માસ વીતી ગયો. ગમે તેમ કરીને એ છબી કોની છે તે તો મ્હારે શોધવું જ જોઇએ, અને એ અવર્ણનીય સુંદરતાનાં મ્હારે દર્શન કરવાં જ જોઇએ એ મ્હારો નિશ્ચય હતો, એટલે છબી પાડનારનું નામ શોધીને તે ઉપરથી મ્હારે તે સ્ત્રીનું નામ શોધી કહાડવું એમ મ્હેં ઠરાવ કર્યો. મ્હારે રમણલાલના બાપ આગળ ફરીથી આ વાત ઉપાડવી ન હતી, એટલે એક વખત લાગ જોઇને જ્યહારે ત્હેમનું ધ્યાન બીજી તરફ હતું, ત્યારે મ્હેં તે આલ્બમ ઉઘાડયું. હું તે છબી લઇને જોઉં છું એટલામાં ત્હેમનું ધ્યાન મ્હારી તરફ ખેંચાયું હોય એમ મ્હને લાગ્યું, તેથી ગભરામણમાં મ્હેં તે છબી આલ્બમમાં મૂકવાને બદલે મ્હારા ગજવામાં જ મૂકી દીધી. આથી કરીને અનિચ્છાએ એ છબી મ્હને મળી."

" અનિચ્છાએ ? વાહ, કનૈયાલાલ વાહ !" ભાનુશંકર બોલ્યો.

" હમે સુંદરબ્હેન નથી કે સ્હમજી જઇએ ! હશે, ગો ઓન, ગો ઓન પછી પછી !" સ્નેહવદન ખુંખારો મારતાં મારતાં બોલ્યા.

" પ્રથમ પુરેપુરૂં સાંભળી લ્યો અને પછી ટીકા કરો." કનૈયાલાલ કાંઇક ચ્હીડવાઇને બોલ્યા.

" હા, હા, ત્હમે ત્હમારે બોલોને, એ લોકો છો બોલતા." હું બોલ્યો.

" પરંતુ એ છબી મળ્યાથી મ્હને કાંઇ ફાયદો થયો નહિં; કારણ કે છબી ઉપર જે ફોટોગ્રાફરનું નામ હતું તે ફોટોગ્રાફરની તપાસ કરતાં જણાયું કે એ તો દેવાળું કહાડીને ક્યહાંક ઉપડી ગયો છે. પછી મ્હારી સાથેના કૉલેજમાંના બીજા છોકરાઓને પુછવા માંડયું, પણ એમાં તો ત્હમે જાણો છે; ત્રણ ચાર જણ તો એમ જ ધારીને બેઠા કે ખોટું બહાનું કહાડીને હું મ્હારી બૈરીની જ છબી બધાને બતાવતો હતો. કોઇએ મ્હને કહ્યું કે 'એ તો જાણીતી એકટ્રેસ હતી પણ પાછળથી આપઘાત કરીને મરી ગઇ'તી!' બીજાએ કહ્યું; 'આને નથી ઓળખતા? બહુ અજાયબ જેવું! એ તો એક અમેરિકન થિઓસોફિસ્ટ હતી–કૈસરે હિંદનો ગોલ્ડ મેડલ પણ એને મળ્યો હતો, પણ પાછળથી થિઓસોફિવાળા જોડે વઢવાડ થવાથી એ પાછી અમેરિકા ચાલી ગઇ હતી!' ત્રીજાએ કહ્યું; અરે આ સ્ત્રીની છબી વળી ત્હમે ક્યહાંથી આણી? માંડી વાળોને; એનું નામ તો આખી મુંબાઇની દેવડીએ ચડયું હતું–જબરો ગોટાળો હતો–એ વાતમાં

કાંઇ સાર નથી !' મ્હેં આ ઉપરથી એ બધાને સાથે મેળવ્યા અને ત્હેમના એકેકની સાથેના સજડ વાદ-વિવાદથી હું એટલું તો જાણી શકયો કે એ લોકો ફક્ત અસત્ય અનુમાન જ કરતા હતા. સ્નેહવદન ! ત્હમે ઉંઘી તો નથી ગયા ? આ તે કંઇ વાત સાંભળવાની રીત કહેવાય ?"

મ્હને એમ જણાયું કે રમણ જ્યહાં સુધી કલકત્તેથી પાછો આવે નહીં, ત્યહાં સુધી એ ભેદ પણ કાંઇ ખુલે નહીં. એ ઉપરથી થોડા વખત પછી જ્યહારે રમણ પાછો આવ્યો અને મ્હને ત્હેના તરફથી ચીઠ્ઠી મળી કે 'આજે મ્હારી ઑફિસમાં ચ્હા પીવા આવશો ? ત્યહાં આપણો એક સહાધ્યાયી અને મિત્ર પુરૂષોત્તમ સુંદરજી પણ આવવાનો છે,' ત્યહારે મ્હેં ઉત્સાહથી તે આમત્રંણ સ્વીકાર્યું. હું રમણની ઑફીસમાં ગયો. રમણને મ્હેં સાહેબજી કરી એટલામાં મ્હારી નજર ત્હેની પાસે બેઠેલા એક જાડા, બડબુચા જેવા ગોળમટોળ, માથું એક તરફ નમાવીને અને હાથની આંગળીઓ કાંઇક વિચિત્ર સ્થિતિમાં રાખીને બેઠેલા માણસ ઉપર પડી. મ્હને લાગે છે કે હું ક્ષણભર સ્તબ્ધ થઇ ગયો. તરત-જ રમણલાલે કહ્યું. 'કેમ, કેમ, કનૈયાલાલ. આય ગૃહસ્થને ત્હમે નથી ઓળખતા ?! આપણી સાથેના કૉલેજમાં સ્ત્રીનો પાર્ટ લેવામાં એક્સપર્ટ મિ. પુરૂષો-ત્તમ ! મ્હને લાગે છે કે મ્હારે ઘેર આલ્બમમાં સ્ત્રી વેષે

પડાવેલી એમની છબી પણ છે. તેમના હાથના આંગળા રાખવાની અને માથું નમાવવાની અમુક ટેવ ઉપરથી એમને ગમે ત્હાં અને ગમે તે ડ્રેસમાં પણ આપણે ઓળખી શકીએ. કેમ ખરૂંને ! મ્હેં જેમ તેમ મ્હોં ઉપર હસવું બતાવ્યું અને થોડોક વખત ગપ્પાં મારીને હું ઘેર ગયો. હવે ત્હમે વિચાર કરો કે આવા એક ફૂટબોલ જેવા અને ઢોલ જેવા પોલા ભાટીઆ ગૃહસ્થને મ્હેં એક અનુપમ લાવણ્યમયી સ્ત્રી તરિકે શાથી ધાર્યો ? શા ઉપરથી હું એવા બેહુદા અનુમાન ઉપર આવ્યો હઈશ ? ઘેર જઈને મ્હેં જ્યહારે તે છબી પાછી જોઇ, ત્યહારે મ્હને એ છબીને લાત મારીને ગટરમાં ફેંકી દેવાનું મન થયું. એ છબીમાં કોઇ પણ જાતના સૌંદર્યનાં ચિહ્ન જણાતાં ન હતાં. ત્યહારે હું છેતરાયો શાથી ? મ્હાર. અમુક જાતના વિચારોથી ઉત્પન્ન થયેલા વાતાવરણમાં હું જે સૌંદર્ય નીરખી શકયો-પીછાણી શકયો, તે સૌંદર્ય તે વાતાવરણ નષ્ટ થતાં મ્હારી આંખ આગળથી અદૃશ્ય થઈ ગયું. તે ઉપરથી તત્વજ્ઞાનની દૃષ્ટિથી જોતાં— ”

આટલું બોલીને કનૈયાલાલ અટકી ગયા, કારણ કે સ્નેહવદન અને ભાનુશંકર ઘસઘસાટ ઉંઘી ગયા હતા, અને હું ઉંઘવાની તૈયારીમાં હતો. આગળ બોલત તો જગતને કાંઇ ઓર જ ફાયદો થાત એવી માન્યતા મ્હારી ન હતી એટલે મ્હેં કનૈયાલાલને આગળ બોલવાનો આગ્રહ પણ ન કર્યો.

## વાર્તા ૨૯મી.

---

# પરોપકારવૃત્તિ.

પરોપકારવૃત્તિ; આ શબ્દ કયા સંસ્કૃત ધાતુ ઉપરથી નિકળ્યો છે, મનુષ્યની જુદા જુદા પ્રકારની વૃત્તિઓમાં આ વૃત્તિનું કેવું સ્થાન છે, આ વૃત્તિથી જગતમાં શો ફાયદો થાય છે, શું નુકસાન થાય છે, આ વૃત્તિ સદ્‌ગુણ છે કે દુર્ગુણ છે, આ વૃત્તિથી રાંક, દીન મનુષ્યોના કુમળાં જીવનમાં શો અનેરો પ્રકાશ પડે છે, સ્નેહી હૈયાંઓ આ વૃત્તિથી કેવાં ધબકે છે વગેરે શાસ્ત્રીય, ગૂઢ પ્રશ્નોનું નિરાકરણ આ લેખમાં જોવામાં આવશે નહિં. માત્ર આ વૃત્તિથી વ્યાવહારિક દૃષ્ટિયે જોતાં જગતમાં સાધારણ રીતે શાં પરિણામ દીઠાંમાં આવ્યાં છે તેનું જ અહિં નિરૂપણ કરવાનો આશય છે.

કોઈપણ સદ્‌ગુણ ગમે તેટલા પ્રમાણમાં, ગમે તે સ્થાને, ગમે તે સંજોગોમાં, ગમે તે મનુષ્ય વાપરે તો પરિણામ શુભ જ આવે એવું કહેનારને "ઉપપત્તિ અને વ્યવહાર" વચ્ચેના અંતરની ખબર નથી એમ કહીએ તોપણ ચાલે. હમારી ઓળખાણના એક મહાપુરૂષે (દ્રવ્યથી, શરિરની આકૃતિથી, વજનથી વગેરે.) હમને એક વખતે કહ્યુ હતું કે "જો આપણા

પૈસા નહિં ખર્ચતા હોય અને આપણને કોઈ પણ પ્રકારનું દુઃખ કે અગવડ નહિં પડતાં હોય તો બેલાશક પરોપકાર કરવો." આ વાકય ધાર્મિક વૃત્તિવાળાં મનુષ્યોને રૂચતું નહિં આવે, પરંતુ એમાં પણ કાંઇક સત્ય રહેલું છે ખરૂં. અલબત્ત, આ વાકયમાં પણ અમુક દોષ છે જ—પણ એમ તો દોષ કે ખામી શેમાં નથી હોતાં? પરોપકાર કરવાથી પરિણામે પરોપકાર કરનારને અને જેના પ્રત્યે પરોપકાર કર્યો હોય તે મનુષ્યને સુખ જ થાય છે અને પરોપકાર કરનાર તરફ બધાંને માનવૃત્તિ જ ઉત્પન્ન થાય છે એ અનુમાન જ અનુભવથી ઉલટું છે.

બાલ્યાવસ્થાનો જ દાખલો લ્યો. નાનપણમાં ઇસ્કોલમાં ભણતા હોઇએ તે વખતે આ વૃત્તિ આપણામાં બહુ પ્રબળ હોય છે. ગજવામાં પેનના આઠ નવ કકડા —લાંબામાં લાંબા દોઢથી બે ઇંચના—પડયા હોય, આ કકડા આગલે જ દિવસે માતપિતા તરફથી કરગરીને કઢાવેલ એકપૈ કે પૈસો લઇને લઇ આવેલ આખી પેનમાંથી આપણા ઉદ્યમથી આપણે બનાવ્યા હોય; આ કકડા કોઇપણ છોકરો માગે કે તરત જ આપણે ક્હાડી આપીએ, પરિણામે બદલા તરીકે કદાચ ખાટાં બોર કે આમલી કે ફાટી ગયેલાં વર્તમાનપત્રનું એકાદ ફાટી ગએલું ચિત્ર મળે અને તે વખતે નહિં પણ મળે. આ પ્રમાણેની પરોપકારવૃત્તિ આપણે બતાવીએ

અને શાંત ચિત્તે, વિશુદ્ધ હૃદયે અને દયા અને પરોપકારના કાર્યના ઉત્પન્ન થએલા આનંદથી ઉભરાતાં હૃદયે આપણે બીજે દિવસે માતપિતા પાસે પેન માટે પૈ કે પૈસો માગીએ! સામાન્ય રીતે એમ અનુમાન બંધાય કે આપણી હકીકત જાણીને આપણા માબાપ આપણને સ્નેહભર્યાં ચુમ્બનોથી વધાવી લે અને એકને બદલે એક ડઝન પેન આપણને આણી આપે; જીવનમાં એવું બનવાને બદલે ઘણીવાર પેટ ભરીને ખાસડાં અને એકાદ બે ધપ્પા હોય છે અને તે યોગ્ય પ્રસંગે આપણને મળે છે જ! આ પ્રસંગે મ્હને એક વાત યાદ આવે છે; મ્હારો એક ન.નો ગોઠીઓ એક વખત ચણી બોર ખાવાને માટે બહુ ઉત્સુક થઇ રહ્યો હતો. પરંતુ ઘરમાંથી એની અનેક નમ્ર વિનંતિ છતાં પૈ મળી નહિં. સુભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો પણ અચાનક એને ઘરમાંથી એક પાવલી જડી. મ્હારો મિત્ર તે વખતે જગતના વ્યવહારથી અજાણ્યો હતો, પરોપકાર, સ્નેહ, મમતા, મિત્રતા વગેરે સદ્‌ગુણોના મોહથી અંજાઇ રહેલો હતો, એટલે તેણે એ આખી પાવલી હોઇયાં નહિ કરી જતાં ત્હેમાંથી એક પૈસો ખરચીને પેટ ભરીને બોર ખાધાં. તસ્કર પરિષદમાં હાજર રહેવા જેટલી યોગ્યતા ત્હેનામાં ન હતી એટલે ત્હેણે ઘેર આવીને પોતાના સમવયી સગાંવહાલાંમાં પંદર પૈસા વહેંચી આપ્યા. આ સદ્‌ગુણના પરિણામ

વિષે તેના કુમળાં અને અપરિપકવ હૈયામાં કોણ જાણે શા વિચાર આવ્યા હશે ! ખરૂં જોતાં, આ કરણ રાજાના જેવી ઉદારતાથી એમનું વર્તન તરત વડીલોની આંખમાં આવ્યું અને આખરે એમને કમ્મરે દોરડું વીંટાળી કુવામાં પધરાવી દેવાની ધમકી અપાઇ ત્યારે પાવલીની ખરી હકીકત બહાર પડી; અને તે પણ એમને મ્હોંએ એમ વાત કહેવી પડી કે એ પાવલી એમણે કોઇના ગજવામાંથી ઉપાડી લીધી હતી ! પરોપકારવૃત્તિ બતાવવા જતાં માનભ્રષ્ટ થયા એટલું જ નહિ પણ ચોરીનું આળ પણ માથે વ્યર્થ ચડાવી લેવું પડ્યું.

આવું જ એક બીજું દૃષ્ટાંત નજર આગળ તરી આવે છે: ઇટોલાનો અકસ્માત તરત જ બની ગયો હતો. મ્હારા એક મિત્ર ટ્રેનમાં મુસાફરી કરતા હતા, સ્હવારના સાડા પાંચનો સુમાર હતો, ટ્રેન ધમધમાટ ચાલી જતી હતી; એટલામાં આઘેથી એક ન્હાનું સ્ટેશન દેખાયું. સહસા મ્હારા મિત્રને ઇટોલાનો અકસ્માત યાદ આવ્યો. પોતે ઉઠીને બારી આગળ બેઠા હતા તે ઉભા થઇને નીચા વળીને સ્ટેશન જોવા ડિકેરાયા. બારીમાંથી બહાર જુએ છે તો સડક "સિંગલ" લાઇનની દીઠી અને સ્ટેશન ઉપર એક ટ્રેન ઉભેલી જોઇ. ટ્રેન સપાટાભેર જતી હતી અને અનેક ઉતારૂઓમાંથી કોઇને પણ આ બનાવની ખબર ન હતી. આથી ચિંતામાં પડી જઇને મ્હારા મિત્રે

પળવારમાં એક ગંભીર નિશ્ચય કર્યો. પોતાના જાનના જોખમે પણ આખી ટ્રેનના ઉતારૂઓને બચાવવાનો યત્ન આદરવા હૃદય ઉત્સુક બન્યું. છલંગ મારીને સાંકળ ખેંચી, સાંકળ ખેંચતાં, ખેંચતાં રહ્વારના રહાડાપાંચ વાગ્યે, શાંત વાતાવરણમાં "ન્હાસો કુદો, જીંદગી બચાવો, મરી ગયા, આગળ ટ્રેન છે" વગેરે શબ્દોથી બનેલી કારમી ચીસો અર્ધનિદ્રાવશ ઉતારૂઓને જાગૃત કરવા લાગી. ટ્રેન ધડ્ડ્ડ્ડ કરતી ઉભી રહી. બધાં મનુષ્યો છલંગ મારીને નીચે ઉતરવાં લાગ્યાં, ઉતરતાં ગભરાટથી અનેક પડયાં, અનેક છુંદાયાં, અનેક કચરાયાં; ત્હેમને ગભરાટથી કુદતાં જોઇને બીજા ડબ્બાઓમાંથી ત્હેમનું અનુકરણ થયું, અલ્પ સમયમાં આખી ટ્રેનના ઉતારૂઓ ઉતરી પડીને શૂન્ય હૃદયે, અર્થરહીત ભૂમે. પાટતાં રસ્તા ઉપર ઉભાં રહ્યાં. કોઇ કારણ જાણતું નહતું અને કોઇને કારણ જાણવાની ઉત્કંઠા પણ જણાતી નહતી. આખરે પોણા-એક કલાકની મહેનત પછી ગાર્ડે મ્હારા મિત્રને શોધી કહાડયો, ત્યહારે સર્વ મનુષ્યોએ ખરૂં કારણ જાણ્યું. એ ટ્રેન "સાઇડીંગ" માં થઇને જ જવાની હતી એ વાત મ્હારા મિત્રના જાણવામાં આવતાં એમના હૃદયમાં શા વિચાર ઉદ્ભવ્યા હશે ત્હેની હવે અટકળ કરવી એ જરા મુશ્કેલ છે. તે વખતે તો ત્હેમને વિચાર ઉત્પન્ન કરવા માટે વખત આપવામાં આવ્યો જ નહિં. જે અનેક ઉતારૂઓની ઝીંદગી બચાવવાનો એમણે પ્રયાસ કર્યો તે જ ઉતારૂઓ તરફથી એમને

જે જે વિશેષણો સાંભળવાં પડયાં ત્હેમનું સ્મરણ માત્ર થતાં આજ પણ મ્હારા મિત્ર ઉદાસ બની જાય છે, મનુષ્યોમાંનાં કૃતઘ્નિપણાં પ્રત્યે ત્હેમને તિરસ્કાર ઉપજે છે અને પરોપકારવૃતિ એ એક પ્રકારનો દુર્ગુણ છે એવી દૃઢ માન્યતા ન્હેમના હ્રદયમાં થઇ આવે છે. અસ્તુ.

મુંબઇ શહેરમાં આ વૃતિ ઘણી જોવામાં આવે છે. જ્યહાં જુઓ ત્યહાં, રસ્તે ચાલતાં, ટ્રામમાં, ટ્રેનમાં, સ્ટેશન ઉપર આ વૃત્તિથી ઉભરાઇ જતાં મનુષ્યો મળી આવે છે. ટ્રેનમાંથી ઉતરતાં કોઇ સ્ત્રી સ્હેજ પડી જાય એ બીજા કોઇપણ શહેરમાં મોટી વાત ગણાતી હોય એમ જણાતું નથી. સ્ત્રી ઉઠીને ઉભી થાય અને પોતાના પતિ સાથે, જાણે કાંઇ બન્યું જ નથી એમ માનીને અને બનાવીને ચાલી જાય. મુંબાઇમાં એમ કોઇ થવા દે જ નહિં. સ્ત્રી પડી હોય અને હજી તે ઉઠવાનો યત્ન કરતી હોય, ને ત્હેનો પતિ આવીને ઉઠાડ-વામાં મદદ કરવા તત્પર થતો હોય એટલામાં તો આશરે દશ વૃદ્ધ ગૃહસ્થો કોણ જાણે ક્યહાંથી નીકળી આવે, પેલી સ્ત્રીને ઘેરી લે અને ઉઠાડે. પાસેના બાંક ઉપર બેસાડે અને પછી જાણે પેલા પતિએ જાણી જોઇને પોતાની સ્ત્રીનું ખૂન કરવાનો યત્ન કર્યો હોય એમ એના ઉપર તૂટી પડે। “ માસ્તર, ત્હમે શું ઉંઘતા હતા ? બૈરી સચવાતી નથી તો પરણી લાવ્યા શું કરવા ? નવાબની માફક

ચાલ્યા જતા'તા તે જરા પાછળ જોવું તો હતું." આ જાતના શબ્દપ્રહારથી પેલા પતિને છિન્નભિન્ન કરી નાંખી આ પરોપકારી વૃદ્ધા પોતાને માર્ગે પડે અને આ વૃત્તાંતને "કાગના વાઘ" માફક રૂપ અપાય. આ જ પ્રમાણે કોઇ માણસ સાઇકલ ઉપરથી પડી જાય, સ્ટેશન ઉપર ટ્રેનમાં સામાન મુકવાનો રહી જાય, છોકરૂં ભૂલું પડે વગેરે સામાન્ય બનાવોમાં પણ પરોપકારી મનુષ્યો ઓળખાણ પાળખાણની રાહ જોયા વિના ઝંપલાવી પડે છે અને આસપાસના સર્વ મનુષ્યોના જીવન દુઃખમય બનાવી દે છે.

પોતાને કોઇપણ જાતનો વગવસીલો નહિં હોય તેમ છતાં આઘે ના ગામથી કોઇને ભાર મુકીને કે પત્ર લખીને તેડાવવો, ત્હેને પોતાને ત્હાં બે ત્રણ માસ રાખીને નોકરીની શોધ પોતે કર્યાં કરવી અને પરિણામે નોકરી નહિં મળે એટલે પેલા માણસની તથા ત્હેના સગાંવહાલાંની સાથે દુષ્મનાવટ બાંધવા જેવું થાય: આ જાતની હકીકત અને આ જાતના પરોપકારી મનુષ્યો સર્વની ઓળખાણમાં હોયછે જ. ચાકરો શોધી આપી, તે ચાકરો ચોરી કરીને ચાલ્યા જાય ત્હારે જેને ત્હાં ચાકર રખાવી આપ્યો હોય ત્હેમના મહેણાં સાંભળવાં, કોઇને કન્યા શોધી આપી જન્મભરનો ઠપકો ખાવો, કોઇને વર્ષ દિવસનું કઠોળ ભરી અપાવવાનું માથે લઇને ઠપકો સાંભળ્યાં કરવો વગેરે જાતના અનેક દૃષ્ટાંતો

આપણી આંખ આગળ તર્યા કરે છે. તેમ છતાં પણ પરોપકારવૃત્તિ મનુષ્યોમાંથી ચાલી જતી નથી એ આપણે ખુશી થવા જેવું છે!

આવા જ પ્રકારની પરોપકારવૃત્તિથી એક વખત કનૈયાલાલ મહા વિટંબણામાં આવી પડયા હતા અને સ્નેહવદને ઉગારી લીધા નહિ હોત તો ત્હેમની મહા ભયાનક સ્થિતિ થાત. એક વખત હું, સ્નેહવદન અને કનૈયાલાલ સાઇકલ ઉપર બેસીને મુંબાઇના એક ઓછી વસ્તીવાળા (હું ભુલતો નહિ હોઉં તો ઘણું કરીને મહાલક્ષ્મી માતા જવાના રસ્તા ઉપર) રસ્તા ઉપર જતા હતા. રસ્તાની બન્ને બાજુ વૃક્ષોની હાર હતી. હમારી આગળ એક અંગ્રેજ યુવતી સાઇકલ ઉપર ચાલી જતી હતી. થોડેક છેટે હમે ધીમા ધીમા ગયા એટલે ચાર પાંચ રસ્તા સામટા મળતા હતા તેવી જગ્યા ઉપર આવી પ્હોંચ્યા. ત્હાં એક માણસે વચમાં ઉભા રહીને પાણીની સુંઢ નળને ભેરવીને પાણીનો નળ ઉઘાડયો.

"આપણા સુરત કરતાં આ રીત કેવી સારી છે!" સુરતમાં હજી પાણીની સુંઢ દાખલ થઇ ન હતી એટલે કનૈયાલાલ બોલી ઉઠયા. કનૈયાલાલને સુરતનું એટલું બધું જ નઠારૂં અને મુંબાઇનું એટલું બધું જ સારૂં લાગતું હતું. જરા જરાવારમાં "આપણા સુરતમાં આમ થાય ખરૂં કે! કર્યા આપણા સુરતે!"

વગેરે વાકયો એમનાં મ્હોંમાંથી નીકળી પડતાં; પરંતુ આથી ઉલટું સ્નેહવદનને તો સુરવનું એટલું સોનાનું જ ! કનૈયાલાલનું વાકય સાંભળીને સ્નેહવદનથી રહેવાયું નહિં. "કેમ, ભાઇ શાથી ?" ત્હેમણે પૂછયું.

"કેટલી સાદી, ઝડપી ચોખ્ખી રીત ! આપણી બાળદની ગાલ્લી પુરૂરૂરૂ. પુરૂરૂરૂ કરતી અર્ધો કલાકમાં જેટલો રસ્તો પલાળે તેટલો રસ્તો વધારે સારી રીતે આ માણસ પાંચ મીનીટમાં પાણીથી છાંટી શકે." કનૈયાલાલ બોલ્યા.

"હા, અને જો એ માણસ સ્હેજ બેદરકાર રહે તો પાંચ સેકન્ડમાં પાંચસો માણસોને સ્નાન પણ કરાવી દે ! એના કરતાં હમારી ગાલ્લી સારી, " સ્નેહવદને તરત કહ્યું.

"હું છટ !" કનૈયાલાલે ઉદ્દગાર કર્યો.

"દેખાવમાં એ ખરાબ લાગતી હશે એ હું કબુલ કરૂં છું અને તે સિવાય બીજા કેટલાક અવગુણ પણ એનામાં હશે, પણ આખરે તે પલાળી પલાળીને આપણા પગ ભીના કરે; અને તે પણ આપણાથી સ્હેજ યત્ને બચાવી શકાય. પણ આ સુંઢ તો ધારે તો ત્હમારી પાછળ ખુણે ખુણે ફરે અને ત્હમારા ઘરમાં પણ ત્હેની ધાર આવે !!"

"મ્હને તો એ લોકો મુંઢથી પાણી છાંટતા હોય છે તે વખતે જોવું બહુ ગમે છે." કવિહૃદયી કનૈયાલાલ જરા જરામાં કવિતામય થઇ જાય છે તે બોલી ઉઠયા. "હું એક માણસને જોતો હતો; ને એવો પોતાના કાર્યમાં કુશળ હતો કે ફલૅારલ ફાઉન્ટન આગળ સેંકડો માણસ જતાં હોય અને તે પાણી છાંટતો હોય, પણ કોઇ એક માણસની બુટની દોરી પણ ભીની થાય નહિં. આપણે ચાલતા હોઇએ ત્યહારે ને માણુસ છેક આપણા અંગુઠા સુધી પાણીની સેર લાવે અને ક્ષણવારમાં આપણા માથા ઉપર થઇને આપણા પગની પાની સુધી લઇ આવે. ખરેખર—"

'ભાઇઓ, જરા ઉભા રહેજો," સ્નેહવદન બોલી ઉઠયા.

"કેમ? કેમ?" મ્હેં અને કનૈયાલાલે પૂછયું.

"હું તો સાઇકલ ઉપરથી ઉતરીને, આ ઝાડ પાછળ ઉભો રહીને તમાશો જોવા માગું છું. આપણા કનૈયાલાલભાઇ કહે છે તેમ એમના કાર્યમાં એવા પણ કોઇ નિપુણ, વિદ્વાન, અદ્દભૂત શક્તિવાળા મહાત્માઓ નીકળી આવતા હશે; પરંતુ આ માણુસની શક્તિમાં મ્હને કાંઇક ન્યૂનતા લાગે છે. હમણાં ત્હેણે એક કુતરાને છાંટી નાંખ્યો અને હવે તે એક ઘોડાના પગ ધોવામાં રોકાયો છે; માટે આપણે તો ઝાડ આગળ ઉભા રહીએ છીએ."

"હમેય શું 'નૉનસન્સ' જેવી વાત કરો છો! એ હમને પલાળવાનો નથી." કનૈયાલાલે કહ્યું.

"એ વાત નક્કી કરવા તો હું ઝાડની પાછળ ઉભો રહેવા માગું છું." આટલું બોલીને સ્નેહવદન તો ઉતરી પડયા અને ઝાડને ટેકવીને સાઇકલ ઉભી રાખીને, સીગરેટ સળગાવવા મંડયા.

મ્હને પણ એ વાતમાં કાંઇ સત્યતા લાગી એટલે મ્હેં પણ એ જ માર્ગ લીધો. કનૈયાલાલ આગી ચ્હીડવાયા અને પોતે ઉતરી નહિં પડતાં સાઇકલ આગળ ચલાવવા માંડી.

અલ્પ સમયમાં હમે એક સ્ત્રીની દુઃખભરી બૂમ સાંભળી. ઝાડના થડને ઓથેથી જોતાં જણાયું કે જે અંગ્રેજ યુવતી હમારી આગળ સાઇકલ ઉપર જતી હતી તે બૂમ પાડતી હતી. પાણીની સુંઢના ઝપાટામાં તે બરાબર આવી ગઇ હતી તેમ છતાં તે સાઇકલ ચલાવી જતી હતી. દરક્ષણે તે વધારે પલળતી જતી હતી અને પાણી છાંટનાર એકદમ અંધ બની ગયો હતો કે દિવાનો બની ગયો હતો કે શું પણ બરાબર પેલી યુવતીના ઉપર જ પાણીની સેર નાંખ્યો જતો હતો. આશરે બાર પંદર અવાજ જુદી જુદી દિશામાંથી પેલા પાણી છાંટનારને શાલ પામરી એક સરખી રીતે ઓરાડયા જતા હતા પણ ત્હેની એને થોડી જ દરકાર જણાતી હતી.

કનૈયાલાલ પરોપકારી પુરૂષ છે, સ્ત્રીઓ પ્રત્યે અસાધારણ સન્માન ધરાવે છે, એટલે જે પગલું તે ક્ષણે ભરવું જ જોઇએ તે જ પગલું ત્હેમણે ભર્યું. પરંતુ જે સમયસૂચકતા અને જે બુદ્ધિ ત્હેમણે તે વખતે વાપરી તે જો ઠેઠ સુધી એમણે વાપરી હોત તો કનૈયાલાલ એક મહાવીરની પદવી પ્રાપ્ત કરી શક્યા હોત! પરન્તુ નસીબ ઉલટું હતું એટલે પરિણામે સખ્ત વાગ્બાણના પ્રહારોથી નાસીને ત્હેમને રણભૂમિમાંથી નાશી જવું પડ્યું. એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના ત્હેમણે સાઇકલ પેલા પાણી છાંટનાર તરફ હાંકી મુકી અને ત્હાં જઇને સાઇકલ ઉપરથી કુદીને પેલી પાણીની સુંઢ પેલા પાણી છાંટનાર માણસ પાસેથી ઝુંટવી લેવાનું કર્યું.

પરંતુ તે વખતે જે હરકોઇ ડાહ્યો પુરૂષ કરે અને જે એમણે કરવું જોઇતું હતું તે એ જ હતું કે એમણે ત્હાં જઇને ચાવી બંધ કરી દેવી હતી. પછી જોઇએ તો એમણે પેલા પાણી છાંટનાર સાથે મલ્લકુસ્તિ, કે પટાબાજી કે બોક્સિંગ કે કોઇપણ પ્રકારનું દ્વંદ્વ યુદ્ધ કરવું હતું; એટલે જે પચીશ ત્રીશ મનુષ્યો ત્હેમને મદદ કરવા દોડતાં હતાં તે ત્હેમને મદદ પણ કરત અને તેમનું શૌર્ય જોઇને ત્હેમને આનંદથી તાળીઓ પાડીને વધાવી પણ લેત. પણ ત્હેમણે જેમ હમને પાછળથી સમજાવ્યું તેમ એ પાણીની

સુંઢ પેલાના હાથમાંથી લઇને એને જ પાણીથી સારી રીતે સ્નાન કરાવવું એવો વિચાર કનૈયાલાલનો હતો. પરંતુ પાણી છાંટનારનો પણ એ જ આશય હતો— પાણીની સુંઢ શસ્ત્ર તરીકે વાપરી કનૈયાલાલને મહાત કરવા ! આથી પરિણામ એ જ આવ્યું કે એ બે જણાએ મળીને પચાસ વારમાં ઊભેલાં અને જતાં આવતાં મનુષ્યો, અન્ય પ્રાણીઓ અને વસ્તુઓને તરબોળ કરી નાખ્યાં–માત્ર પોતે બે જણ કોરા રહી ગયા ! એક પુરૂષ માથાંથી તે પગ સુધી ભીંજાઇ ગયો એટલે મરણીઓ થઇને આગળ ધસ્યો અને પેલા બેની સાથે પોતે પણ પાણીની સુંઢનો કબજો મેળવવાનો યત્ન કરવા લાગ્યો. આ ત્રણ માણસોએ પછી આસપાસની જગ્યાની બરાબર ખબર લેવા માંડી. પાણીની સુંઢ આકાશભણી રાખીને તેમણે માણસોને પ્રચણ્ડ વરસાદના તોફાનનો અનુભવ કરાવ્યો. પાણીની સુંઢને જમીન તરફ રાખીને ત્હેમણે મનુષ્યોને પાણીની રેલનો સાક્ષાત ચમત્કાર બતાવ્યો. આ રેલ અને વરસાદના તોફાનમાં અનેક મનુષ્યો ગબડી ગયાં અને ગબડતાં ગબડતાં પણ વરસાદના તોફાન અને પાણીની રેલનો અદ્ભુત અને અસાધારણ અનુભવ કરવા લાગ્યાં.

ત્રણમાંથી કોઇએ પણ સુંઢ છોડી નહિં; અને કોઇને પણ પાણીની ચાવી બંધ કરવાનું સૂઝયું નહિં. જાણે કોઇ કુદરતની અનિવાર્ય શક્તિની સ્હામે આ

અદ્વિતીય, અજેય ત્રિપુટિએ ભીષણ યુદ્ધ આદર્યું હોયને! આશરે પીસતાલીશ સેકન્ડમાં—સ્નેહવદન ઘડિયાળમાં જોઇ રહ્યા હતા એમના કહેવા પ્રમાણે—આખા ચોકમાં એક પણ કોરી વસ્તુ એમણે રહેવા દીધી નહિં કે એક મનુષ્યને એમણે ત્ય્હાં ઉભું રહેવા દીધું નહિં; માત્ર એક ન્હાનો, નિર્બળ દેખાતો કુતરો પાણીના જોરથી ઘડી ઘડીએ જમીન ઉપર ગુલાંટ ખાઇ જતો હતો અને પાછો ઉભો થઇને દોડવા જતો હતો; પણ પાછો આ પ્રચણ્ડ તોફાનમાં સપડાઇ જમીનદોસ્ત થઇ જતો હતો; તેમ છતાં અડગ હિમ્મતથી, દૃઢ આત્મશ્રદ્ધાથી તે પોતાના યત્નનો ત્યાગ કરતો ન હતો અને મ્હોંમાંથી યથાશક્તિ ભસવાના અવાજથી આ જગતના પ્રલયકાળના સમયે પોતાનું ધર્મયુદ્ધ ચલાવી રહ્યા હતો!

રસ્તે ચાલનાર મનુષ્યો દરેક ઝાડને ઓથે ભરાઇ ગયાં અને ત્ય્હાં ઉભાં ઉભાં, તરબોળ થઇ ગએલાં માથાં બહાર કહાડીને આ વિચિત્ર પ્રકારનો દેખાવ ક્રોધ-નિરાશા-તિરસ્કાર વગેરે વિવિધ વૃત્તિઓથી જોઇ રહ્યાં.

પરંતુ સર્વ કાર્યોનો આખરે અન્ત તો હોય છે જ. નેપોલિયનના મહા અને અનેક વિજયોનો પણ અન્ત આવ્યો હતો તો આ ત્રિપુટિના રણરંગની શી વિસાત! એક પુરૂષ બુદ્ધિશાળી જણાયો. પોતાને હવે વધારે

પલળવાનું તો અશકયજ હતું એટલે બધો ભય ત્યાગીને, પાણીની પરવાહ કર્યા વિના, કેસરીયાં કરીને આગળ ધસ્યો અને ત્હાં જઇને ચાવી બંધ કરી દીધી. બીજી જ ક્ષણે આશરે ચાળીશેક માણસો વૃક્ષના થડની છાયામાંથી ધીમે ધીમે જ્હાં કનૈયાલાલ, પાણી છાંટનાર અને એ બન્નેને મદદ કરનાર પેલો ત્રીજો પુરૂષ ઉભા હતા તે તરફ આવવા મંડયા.

આ દેખાવ જોઇને, કનૈયાલાલને લઇ જવા માટે રિક્ષાની જરૂર પડશે કે ડોળી જોઇશું કે ખાટલામાં લઇ જવા પડશે-આવા આવા વિચારો મ્હારા હૃદયમાં ઉભરાવા માંડયા. કનૈયાલાલ જેવો મિત્ર એક અર્ધ કલાકમાં હું ગુમાવી બેસીશ એવી ધાસ્તી મ્હને જણાવા લાગી; પરંતુ સ્નેહવદનની સમયસૂચકતાથી કનૈયાલાલ બચ્યા. બીજા બે માણસોની શી સ્થિતિ થઇ તે જોવા હમે ઉભા રહ્યા નહિ એટલે એ વિષે કાંઇ ખબર આપી શકાય તેમ નથી.

સ્નેહવદને કનૈયાલાલ આગળ સાઇકલ લઇ જઇને એકદમ કહ્યું:—"ચડીને દોડાવી મુકો. હમારી ફીકર કરતા નહિ. કદાચને માણસો પત્થરો મારશે માટે રસ્તામાં આડા અવળા દોડાવતા જજો."

વૉટરલુની રણભૂમિમાંથી સંધ્યાકાળે વીર નેપોલિયન ચાલ્યો ગયો એમ વીર કેશરી કનૈયાલાલ સાઇકલ

ઉપર બેશીને ચાલ્યા ગયા. એમનાથી સાઇકલ ક્વચિત જ સ્થિર રહેતી એટલે "આડાઅવળા" જવાની સુચના આપોઆપ જ અમલમાં મૂકાઇ. માણસો આવવા માંડ્યા. ત્રિપુટિમાંથી બાકી રહેલા બે પુરૂષો પણ એ જગ્યાનો ત્યાગ કરવા ઉત્સુક દેખાયા અને મહાવેગથી મનુષ્યોની દૃષ્ટિમર્યાદામાંથી અદૃષ્ય થવા યત્ન કરવા લાગ્યા. એમની પાછળ ઘણા માણસો પડ્યા. માણસો પકડાત તો પરિણામ શું આવત એ કળી શકવું મુશ્કેલ નથી; પરંતુ તે આપણને શા કામનું?

પાછળથી કનૈયાલાલ આ અનુભવની વાત કોઇને કહેત નહિં; કહેતા તો ફેરવીને કહેતા, માણસોની સંખ્યામાં ઘટાડો કરતા અને વાંક ઘણા પ્રમાણમાં મ્હારો અને સ્નેહવદનનો હતે. એમ કહેતા; પણ એથી શું? પરોપકારવૃત્તિથી નિપજેલા આવા અનુભવ ઘણા સ્મરણમાં છે પણ સર્વ લખ્યાથી શો ફાયદો? ધાર્મિક વૃત્તિના મનુષ્યો એમ જ કહેશે કે પરિણામ જોવાનું આપણું કામ નથી, સત્કાર્યો કરવાં એ જ આપણું તો કર્ત્તવ્ય છે. અનેક નહિં ઉકેલી શકાય તેવા ગૂઢ પ્રશ્નો આપણા આ ક્ષુદ્ર જીવનમાં અહિં તહિં પડેલા છે ત્હેમાં આ એકનો વધારો!

## વાર્તા ૨૦ મી.

---

# ઉપપત્તિ અને વ્યવહાર.

### એ વિષય પરત્વે કેટલુંક.

ઉપપત્તિ અને વ્યવહાર ! જ્યહારથી આ દુનિયા ગતિમાન થઇ છે ત્યહારથી મનુષ્યોએ અનેક સિદ્ધાંતોનો પ્રચાર કર્યો છે. અનેક ઉપપત્તિની શકયતા વાણીના વ્યાપારથી સિદ્ધ કરી આપી છે, પણ તેવા સિદ્ધાંતો અને તેવી ઉપપત્તિને વ્યવહાર સાથે કેટલો સમ્બન્ધ છે ત્હેનો કોઇએ વિચાર કર્યો છે? વિચાર કરી જોઇશું તો લાગશે કે ઉપપત્તિ અને વ્યવહાર વચ્ચે ઘણો જ થોડો સમ્બન્ધ છે. રસ્તામાં રીંછ મળ્યું હોય, વાઘ મળ્યો હોય, સાપ કરડયો હોય, ચોર મળ્યા હોય અને લુંટારા આવીને ત્હમને લૂંટી લેતા હોય તો શું કરવું તે વિષે કેવી કેવી સલાહ આપણને મળતી રહે છે! પણ ત્હેમાંની કેટલી વ્યવહારની કસોટીએ ચ્હડી શકે તેવી હોય છે? પગની ત્વરિત ગતિથી પલાયમાન થવાને બદલે વાઘને દિવાસળી સળગાવી બ્હીવડાવવાનો પ્રયોગ કયો પુરૂષ કરે છે? ચોરો ઘરમાં આવ્યા હોય તે વખતે નિદ્રામાં છીએ એમ બતાવવાને બદલે, ચોરને વાતમાં રાખીને બૈરીને પોલિસને બોલાવવા મોકલનાર પુરૂષનું નામ

ત્હમે કોઈએ સાંભળ્યું છે? તેમ છતાં પણ આપણે મનુષ્યો કોઇ કોઇ વખત વ્યવહારમાં ઉપપત્તિ ઉપર જ મુસ્તાક રહી કાર્ય કરીએ છીએ અને પરિણામે જગતની દૃષ્ટિએ અક્કલની સાથે અણબનાવ કરનાર મનુષ્યની પદવી પ્રાપ્ત કરીએ છીએ.

રસાયનશાસ્ત્રીઓ અને અન્ય વિદ્વાનો કહી ગયા છે અને કહે છે કે જો ઉકળતા પાણીથી ભરેલી ચાહદાની કોઇ મનુષ્ય પોતાની હથેલી ઉપર મૂકે તો એને કોઇપણ જાતની ઈજા થવાનો સંભવ નથી.

પરન્તુ જે વખતે આપણે એ પ્રમાણે ચાહદાનીને ઉચકવાનો પ્રયત્ન કરીએ તે વખતે પાણી બરાબર ઉકળતું હોય તો જ એ પ્રયોગ અજમાવવામાં ડહાપણ છે. નહિં તો પરિણામ બહુ વિપરિત આવી જાય. વળી ચાહદાનીની નીચે ભૂલ્યથી અંગારા ચ્હોંટી ગયા હોય તો પણ કઢંગી સ્થિતિ ઉત્પન્ન થઇ જાય; પણ જો આ બે વસ્તુઓ ધ્યાનમાં રાખી હોય તો આ જાતનો પ્રયોગ ત્હમે સારી રીતે કરી શકો ખરા. સાધારણ અક્કલના મનુષ્યના ધ્યાનમાં આ વાત નહિં ઉતરે પણ એવા સામાન્ય અક્કલના મનુષ્યોને તો દુનિયામાં બધું જ અશકય લાગે છે, અને બધી જ વાતમાં સન્દેહ પડે છે. મ્હેં કેટલાક એવા મનુષ્યો જોયા છે કે જે 'રૂસો-જેપનીઝ વૉર' થઇ જ ન હતી એમ

હજી પણ માને છે એટલે એવા મનુષ્યોને માટે વધુ ખુલાસાથી લખવું એ નિરર્થક છે.

તેમ છતાં પણ હું પોતે તો આ રસાયણી રીત કરતાં આહદાર્નીને એક ટુવાલથી પકડવાનું વધુ પસંદ કરૂં છું. એક વખત મ્હેં ઉપર કહેલો અખતરો અજમાવી જોયો હતો પણ પાછળથી હાથના બ્લીસ્ટરને મટાડવા ડાકટરને રૂા. ૨૦ આપવા પડયા એટલે મ્હેં પાછી જૂની જ રીત અમલમાં મૂકી છે.

એક વખત જ્યહારે મ્હને તરવાં શીખવાનો શોખ થઇ આવ્યો હતો ત્યહારે તરી જાણનાર ઉસ્તાદ મિત્રોના તરફથી મ્હને કહેવામાં આવ્યું કે જો આપણે પાણી ઉપર ચત્તા સૂઇ રહીએ તો આપણે કોઇપણ દિવસ ડૂબી જઇએ નહિં. ત્હેમના કહેવા પ્રમાણે તો હું જો એમ સૂઇ રહું તો કદાચ ભૂખમરાથી કે વૃદ્ધાવસ્થાને લઇને હું મૃત્યું પામું પણ એમને એમ તો "હું ધારૂં તોપણ" ("હું ધારૂં તોપણ" એ શબ્દ એમણે કેમ વાપર્યો હશે? મ્હારે ડૂબી જવાનું ધારવાની ઇચ્છા જ નહોતી.) હું ડૂબી શકું નહિં. આ પ્રયોગ ત્હેમણે મ્હને સ્લેટ ઉપર પણ ચીતરી બતાવ્યો અને એથી મ્હારા મનમાં પણ ખાત્રી થઇ ગઈ. હું એમના ઉપર વિશ્વાસ રાખીને પંદરેક દિવસ સૂધી દરિયે ગયો અને પાણી ઉપર સૂવાનો પ્રયત્ન અજમાવ્યો. મ્હારે ડૂબી જવાના ઇચ્છા ન હતી (જો કે તેમ હોત તો પણ મિત્રોના કહેવા

પ્રમાણે હું ડૂબત નહિં) તેમ છતાં પણ હું જેવો સૂવા જતો કે વરત જ માથાં તરફથી ડૂબકી મારીને સમુદ્રને તળીયે અનેરી વસ્તુઓનું નિરીક્ષણ કરવા ચાલ્યો જતો. એ તો ઠીક હતું કે આ પ્રયોગ હું ત્રણ જ ફીટ ઊંડા પાણીમાં અજમાવતો પણ મિત્રોનાં વચન ઉપર વિશ્વાસ મૂકીને જો મ્હેં ઊંડાં પાણીમાં અખતરો અજમાવ્યો હોત તો ? અસ્તુ.

* * *

બાઇસીકલ ઉપર બેસવાની ક્રિયા પણ આવી જ રીતે ઉપપત્તિ અને વ્યવહાર વચ્ચેનો તફાવત તાદૃશ્ય બતાવી આપે છે. ત્હમે કોઇ મિત્રને તે વિષે પૂછો તો ત્હમને વરત જ જવાબ મળશે કે "એમાં છે શું ? હૅન્ડલ સીધો રાખીને ઉપર ચ્હડી ગયો કે થયું. હું પોતે પાંચ મીનીટમાં શીખ્યો હતો !" ત્હમે કોઇએ આવા મિત્રોનાં વચનો ઉપર આધાર રાખીને પાંચ મીનીટમાં બાઇસીકલ શીખવાનો પ્રયોગ કરી જોયો છે ? હમારા મિત્ર કનૈયાલાલે આ જાતનો પ્રયોગ કરી જોયો હતો એટલે તે વિષે હું કાંઇક જાણું છું. હમે બધાએ મળીને કનૈયાલાલને બાઇસીકલ ઉપર બેસાડયા અને ગતિ આપી. ત્વરિત ગતિથી ચાલતી બાઇસીકલ ઉપર અને ઉપપત્તિમાં શ્રદ્ધા રાખનાર કનૈયાલાલ રસ્તા ઉપર લ્હેરીયાં પાડતા એક ક્ષણમાં

પાસેના કોઇ યુરોપીઅનના વિશાળ બંગલાના પ્રચંડ દરવાજાની અન્દર જઇને અદૃષ્ય થઇ ગયા. હમે ત્હેમની પાછળ પાછળ બંગલામાં જવાનો વિચાર રાખ્યો ન હતો એટલે અન્દર ખરેખરી હકીકત શી બની હતી તે અત્યારે કહેવું મુશ્કિલ છે, પણ કનૈયાલાલના પોતાનાં ત્રુટક ત્રુટક બોલવા ઉપરથી જણાય છે કે બાઇસીકલ એમને લઇને ઠેઠ સાહેબના બંગલાના ઓટલા સુધી પહોંચી ગઇ હતી. પરિણામે ત્હેમને યોગ્ય સત્કાર આપવા અર્થે એકાદ આયા, બેએક કુતરાઓ અને એક બે બટલરો ત્હાં આવી પહોંચ્યા, પણ કનૈયાલાલે સમયસૂચકતા વાપરીને, બાઇસીકલ ઉપર બેસીને જવાના ક્રમને ઉલટાવી પોતે જ બાઇસીકલને લઇને ત્વરાથી પાછા બ્હાર નીકળી આવવાનું યોગ્ય ધાર્યું એટલે બંગલામાં રહેનાર મનુષ્યોએ એમની પૂઠ પકડવાનું દુરૂસ્ત ધાર્યું નહિં. હમે બ્હાર ઉભા હતા એટલે હમે તો ફક્ત કનૈયાલાલને શરીરે લાગેલી ધુળ અને રેતી જ જોઇ શક્યા. ધુળ અને રેતી જેવી વસ્તુઓ બાઇસીકલ ઉપર જનાર મનુષ્યોને શાથી લાગે એ વિષે હમે કેટલાક પ્રશ્નો એમને પૂછયા હતા પણ તેવે સમયે તેવા પ્રશ્નોનું નિરાકરણ કોણ કરે?

વળી તે જ પ્રમાણે મનુષ્યની આંખનું તેજ શું શું કરી શકે છે તે વિષે આપણામાં અનેક કહેતીઓ

ચાલે છે. આફ્રિકાના અરણ્યમાં ફસાયેલા મુસાફરે એક સિંહને પોતાની આંખના તેજ વડે મ્હાત કરી દીધો હતો, અમેરિકાના જંગલમાં એક વટેમાર્ગુએ ૧૫૦ ફીટ લાંબા સાપને આંખના તેજ વડે ઠારી દીધો હતો અને ઉત્તર ધ્રુ આગળ એક પહેલવાને પોતાની આંખના પ્રભાવ વડે એક સપાટે આઠ રીંછને ન્હસાડી મૂક્યાં હતાં એવી અનેક કથાએ આપણે સાંભળીએ છીએ. હું પણ ત્હેમાં માનનાર હતો એટલે મ્હેં પણ તે ઉપપત્તિ વ્યવહારમાં મૂકી જોઇ હતી.

હમારા ઘરની પાસે જ એક મ્હોટું ખેતર હતું; તે ખેતર ઓળંગીને હું એક દિવસ જતો હતો તેવામાં અચાનક મ્હને જણાયું કે એક રૂષ્ટપુષ્ટ દેખાવના ગોધાની દૃષ્ટિ મ્હારા તરફ વળી રહી છે. પ્રથમ તો મ્હને લાગ્યું કે મ્હારા ભભકાભર્યા દેખાવની અસરથી ત્હેણે મ્હારા સદામુ જોયું હશે, પરન્તુ જ્યારે ત્હેણે માથું ઉંચક્યું અને પુંછડી ક્રોધથી અફાળવા માંડી ત્યારે મ્હને વ્હેમ ગયો કે કદાચ બીજું કારણ પણ હોય !

એટલામાં જ મ્હને સાંભર્યું કે આ ગોધાએ તો આખા ગામમાં ત્રાસ પેસાડી દીધો છે અને મ્હને પણ એનાથી ચેતતા રહેવાનું ઘણા મનુષ્ય તરફથી કહેવામાં આવ્યું છે.

હવે હું વિચારમાં પડી ગયો. મ્હારે કરવું શું ? વચમાં મ્હને વિચાર થઈ આવ્યો કે હું મૃત્યુ પામેલા મનુષ્યની માફક જમીન પર સૂઈ જાઉં તો વખતે બચું ખરો, કારણ કે મ્હેં ક્યહાંક વાંચ્યું હતું કે મૃત્યુ પામેલા મનુષ્યોને જંગલી પ્રાણીઓ હેરાન કરતાં નથી. ( પણ એમ શામાટે હશે ? શું એથી જંગલી જીવન ગાળતાં પ્રાણીયોને કાંઈક પશ્ચાત્તાપ થતો હશે ? ) હું સૂઈ જવાની તૈયારી કરતો હતો. એટલામાં મ્હને બીજો વિચાર આવ્યો. શું બધાં જ પ્રાણિઓ મૃત્યુ પામેલાં મનુષ્યોને અડકતાં નહિં હોય ? કોઈ મુસાફરને કોઈ ગોધાએ જતો કર્યો હોય એમ મ્હેં વાંચ્યું ન હતું એટલે હાથે કરીને એના મ્હોં આગળ સૂઈને એનો માર્ગ મોકળો કરી આપવામાં મ્હને કંઈ પણ લાગ્યું નહિં. વળી ધારો કે હું સૂતો તો પાછો ઉઠું શી રીતે ? કોઈ અરણ્ય હોય તો જાણું કે ગોધો બીજી જગ્યાએ ચાલ્યો જાય એટલે હું ન્હાસી શકું પણ આ તો આ ખેતરનો જ ગોધો હતો એટલે એ બીજે જાય પણ શું કરવા ? એટલે વખતે મ્હારે એકાદ અઠવાડીયું પણ મૃત્યુ પામેલાનો ઢોંગ કરીને સૂઈ રહેવું પડે !

નહિં, નહિં, એ બધાં કરતાં લોકો કહે છે તે પ્રમાણે મ્હારી આંખ્યોના તેજ વડે કરીને હું ત્હેના હૃદયમાં ત્રાસ પેસાડી શકું ખરો ! આવા વિચારથી જેમ શિવ પોતાનું ત્રીજું નયન ઉઘાડે છે તેમ મ્હેં પણ મ્હારી

જમણી આંખ્ય ઉઘાડીને તે દુર્ભાગી ગોધા તરફ તાકી; વખતે બન્ને આંખ્યો હું એકદમ ઉઘાડી દઉં અને ગોધો અચાનક બ્હીકથી જ મરી જાય તો નાહક મ્હારે માથે ખૂન કર્યાનો દોષ આવી પડે !

પરન્તુ ગોધાના હૃદયને કાંઇપણ ત્રાસ થયો હોય તેમ જણાયું નહિં. શિવનું ત્રીજું નયન ઉઘડતાં જે પ્રલયની આશા રાખી શકાય તેવો પ્રલય કાંઇ જોવામાં આવ્યો નહિં. અલબત્ત, એ વખતે હમારા બેમાંથી એકના હૃદયમાં ઉલ્કાપાત થતો હતો ખરો પણ એ ગોધાના હૃદયમાં તો નહોતો જ. મનુષ્યની આંખ્યના તેજની અસર તે ગોધા ઉપર થઇ ત્હેના કરતાં તે ગોધાની આંખ્યના તેજની અસર મ્હારા ઉપર વધારે થવા લાગી !

મ્હેં મ્હારી બીજી આંખ્ય ઉઘાડી અને મ્હારી બન્ને આંખ્યથી હું ત્હેની સ્હામું જોવા લાગ્યો પણ સઘળું વૃથા ગયું ! ત્હેને કાંઇ પણ અસર થતી હોય તેમ જણાયું નહિં, ઉલટું એક ભયાનક ગર્જના કરીને ત્હેણે મ્હારા સ્હામું ધસારો કરવાની તૈયારી કરી.

મ્હને ઉપપત્તિ અને વ્યવહાર વચ્ચેનો ફેર સાંભર્યો. મનુષ્યની આંખ્યના તેજની અદ્ભુત શક્તિ ઉપરનો વિશ્વાસ ઉડી ગયો, મનુષ્યના પગની અદ્‌ભુત શક્તિનો વિચાર મ્હારા હૃદયમાં સ્ફુરી આવ્યો અને

મહા વેગથી મ્હેં ત્હેના ઉપર જ વિશ્વાસ મૂકી ખેતર વટાવ્યું. હું ખેતરની વાડય ઉપરથી બીજી બાજૂએ કૂદ્યો અને તરત જ સેકન્ડના અર્ધ ભાગમાં તો ગોધાનાં શિંગડાં વાડયની બાજૂમાં અથડાયાં!

ત્ય્હારે આપણે શું માનવું?

ઉપપત્તિથી આપણી જીવન-નૌકા દોરવામાં ડહાપણ નથી. જય્હારે આપણે ન્હાના બાલક હોઇએ છીએ ત્ય્હારે આપણે જાણીએ છીએ કે ઉપપત્તિ આપણું સર્વસ્વ છે પણ જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ આપણને જણાતું જાય છે કે ઉપપત્તિ તો માત્ર સ્મશાનમાં થતા ભૂતના ભડકા જ છે.

# અભિનયકલાનું એક અંગ.

## ત્હેની શક્યાશક્યતા વિષે કાંઇક.



## વાર્તા ૨૧ મી.

# અભિનયકલાનું એક અંગ.

### ત્હેની શકયાશકયતા વિષે કાંઈક.

અભિનયકલાના અભ્યાસકો જાણતા હશે અથવા તો પોતે જાણે છે એમ બતાવવાનો પ્રયત્ન કરતા હશે કે અભિનયકલાકુશળ મનુષ્યો વાણીની સહાય્ય વિના ફકત મુખ ઉપર બદલાતા વિકારોથી પોતાને જે ભાવ બતાવવો હોય ને બતાવી શકે છે. સર હેન્રી ઇરવિંગ વિષે એમ કહેવાય છે કે શાઇલોકના પાત્રનો ભાવ બરાબર જાણી શકાય ત્હેને માટે જ્યહાં યાહુદી લોક રહેતા હતા ત્યહાં-સોહો સ્કવૅરમાં પંદર દિવસ છૂપો રહી આવ્યો હતો; અને આખરે જાણી જોઇને એક યાહુદીને પોતે ખીજવ્યો. યાહુદી કમરેથી છરી લઇને ત્હેને મારવા દોડયો એટલે ઈરવિંગ, યાહુદી જ્યહારે ખીજવાય છે ત્યહારે ત્હેના મુખ ઉપર કેવા ભાવ જણાય છે તે જાણી શકયો અને પાછળથી ત્હેણે તે પ્રમાણે તાદૃશ્ય રંગભૂમિ ઉપર રજૂ કર્યા. આ પ્રમાણે વખતે સોમાંથી તો શું પણ હઝારમાંથી એક મનુષ્ય ભાવ બતાવી શકતું હશે. બાકી અન્ય જો એમ ધારતા હોય કે અમે પણ બતાવી શકીએ તો તે ત્હેમની માન્યતા ભૂલભરેલી છે. સામાન્ય રીતે આપણામાં, આપણા જનસમાજમાં

એ જ ભાવ તાદૃશ્ય બતાવાય છે અને તે એ જ ભાવ સામાન્ય મનુષ્યો સ્હેલાઇથી જાણી પણ શકે છે. રૂદનનો–શોકરસનો ભાવ અને આનન્દનો–હાસ્યરસનો ભાવ સો વર્ષ થયાં ચાલતી આવેલી મશ્કરી પુનઃ કોઇએ કરી હોય અને તે વખતે તે પોતે જ લગભગ એક ફુટ પહોળું મ્હોં કરીને "હાહાહાહા!" કરીને ગાંગરે તે હાસ્યરસનો ભાવ અને માસ્તરના હાથના એકે સામટા ત્રણચાર તમાચા ખાધાથી પરિણામે એક બાળક આસપાસ અર્ધ માઇલ સૂધી સર્વ સાંભળી શકે તેવી રીતે રૂદન કરે તે શોકરસનો ભાવ!

કાંઇક આ જ જાતના એ જ ભાવ આપણી રંગભૂમિ ઉપર પણ જોવામાં આવે છે. "પ્રધાનજી, કચેરી બરખાસ્ત કરો!" એ જાતનું સામાન્ય વાકય બોલ-વામાં પણ આપણા કુશલ નટ ઉપર કહેલા બે જ ભાવમાંથી એક ભાવ કાંઇ ફેરફાર કરીને બતાવે છે તે સર્વથી અજાણ્યું નહિં હોય! તેમ ધારો કે આપણામાંથી કોઇક મનુષ્યનામાં ઇરવિંગના જેવી શકિત હોય તો તે વ્યવહારૂ દૃષ્ટિએ જોતાં નકામી જ છે, એમ મ્હારૂં માનવું છે, કારણ કે આપણે ભાવ બરાબર બતાવતા હઇએ પણ સ્હામા મનુષ્યો તે જાણી શકતાં ન હોય–જાણવાની શકિત ન ધરા-વતાં હોય તો તે શા કામનું? અને એ રીતે ભાવ યથાર્થ રીતે જાણવા તે પણ કાંઇ ખાવાનું કામ નથી.

કેટલીક વાર એવું બને છે કે આપણે જાણતા હઇએ કે અહિં આ પ્રમાણેનો ભાવ બતાવવાનો છે એટલે આપણે તરત કહીએ છીએ કે "વાહ, આ મનુષ્ય આ ભાવ કેવો ઉત્તમ રીતે બતાવે છે!" કોઇ ચિત્રપ્રદર્શનમાં આપણે ફરતા હઇએ અને ત્હાં "સિતાવિયોગ" નું ચિત્ર હોય તો તરત આપણે "આહ! રામના મુખ ઉપર શોક, વિરહાવસ્થાના ભાવ કેવા ચિતર્યા છે?!" એમ કહીએ છીએ; પરન્તુ તે જ ચિત્રનું નામ આપણા જાણવામાં નહિં હોય અને ફક્ત એક યુવાન એકલું ધોતીઉં પહેરીને એક ટેકરા ઉપર નીચું જોઇને બેઠો હોય છે અને પાસે બીજો યુવાન પણ ફક્ત ન્હાનીશી પોતડી પહેરીને ઊભો હોય છે એટલું જ આપણે જોતા હઇએ તો આપણામાંથી કેટલા જણ જાણી શકે કે એ ચિત્ર હૃદયની વિરહાવસ્થા બતાવનારૂં છે, વિયોગની દશાનું ભાન કરાવનારૂં છે? વખતે આપણે એટલું પણ જાણીએ કે આ ચિત્ર રામ અને લક્ષ્મણનું છે તોપણ તે ઉપરથી આપણે સત્ય જ અનુમાન બાંધીએ એ કાંઇ કહી શકાય નહિં; વખતે એમ પણ ધારી લઇએ કે વસિષ્ઠના આશ્રમમાંથી ફ્રેંચ લીવ-પ્રુટીસ-પોલ-ટીસ મારીને આ બે ભાઇઓ બોરાં ખાવા ન્હાશી છૂટયા હશે તે હવે પાછા ઘેર જતાં ગભરાતા હશે! વખતે ત્હમને આ વિચાર અતિશયોક્તિ ભર્યો લાગતો

હશે પણ તેવું કાંઇ નથી. એ તો આપણે આગળથી વસ્તુસ્થિતિ જાણીએ એટલે તે પ્રમાણેના ભાવ કલ્પના કરીને ગોઠવી દઇએ છીએ.

અમેરિકામાં બનેલી એક હકીકત આ પ્રશ્ન ઉપર સારો પ્રકાશ પાડે છે. એક થીએટરમાં ઇટાલીયન નાટક ભજવાતો હતો અને રંગભૂમિ ઉપર નાયક અને નાયિકા શોકથી ભરપૂર પ્રેમગીત ગાતાં હતાં એટલામાં નાયિકાની દૃષ્ટિ સહસા નાયકનાં પાટલુન ઉપર પડી. નાયકે ઉતાવળમાં એ પહેર્યું હશે એટલે પહેરતાં પહેરતાં પાછળથી ચીરાઇ ગયું હતું એ વાત એના ધ્યાનમાં ન હતી. આથી વખતે અભિનય-કળાના આવેશમાં નાયક ઑડીયન્સ ભણી પૂઠ કરી બેસે તો જગતમાં ત્હેમની બહુ જ હાંસી થાય એમ ધારીને નાયિકાએ ગીત વડે કરીને જ આ વાતની ખબર નાયકને આપવા વિચાર કર્યો; કારણ કે બીજી કોઇપણ રીતે ત્હેને એની ખબર તે વખતે આપી શકાય તેમ ન હતું. આ ઉપરથી જે પ્રેમગીત તે ગાતી હતી તે ગીતના રાહમાં જ એણે ઇટાલીયન ભાષામાં ગાયું કે:—

"રખે દેખાડતો પૂઠ તું ઑડીયન્સને ઓ નાયક શૂરા !
ચીરાઇ ગઇ છે આખી પાટલૂન ત્હારી, ભોગ મળશે પૂરા !"

આખું ઑડીયન્સ તો ઇટાલીયન ભાષાથી અજ્ઞાત હતું એટલે તે તો શોક રસમાં જ ડૂબીને વાહવાહ,

વાહવાહ કર્યા કરતું હતું પરન્તુ. તે જ ઑડીયન્સમા ત્રણ ઇટાલીયન હતા ત્હેમનાથી રહેવાયું નહિં; તેઓ મ્હોટેથી અટ્ટહાસ્ય કરી ઉઠયા. લોકો આથી પેલા ઇટાલીયનો ઉપર બહુ ગુસ્સે થઇ ગયા અને ડોર-કીપર તરત પેલા ત્રણ પુરૂષો પાસે આવ્યો અને ત્હેમને આવી બેઅદબીભરી વર્તણુક ચલાવવાને માટે ઠપકો દેવા લાગ્યો. ત્રણ જણાએ એ ઉપરથી બ્હાર જઇને બધી વાતનો ખુલાસો કર્યો !

પ્રથમ મ્હારી પણ એવી માન્યતા હતી કે વાણી વિના આપણે ફકત મુખ ઉપર જ એવા ભાવ બતાવી શકીએ કે તેથી સ્હામા મનુષ્યો તરત આપણા હૃદયની સ્થિતિ જાણી શકે એટલું જ નહિં પણ આપણને વાકયોનો ઉચ્ચાર કરીને સ્હમજાવવાની તસ્દી લેવી જ પડે નહિં; અને મ્હેં જો પ્રેકટીસ ચાલુ રાખી હત તો હું સ્હેલાઇથી તેવા ભાવ બતાવી શકત, પણ ઉત્તેજનના અભાવને લીધે એ પરિણામ હું પ્રાપ્ત કરી શકયો નહિં. ઘરમાં સરલા જ જ્યહારે એ ભાવ નહિં જાણી શકી ત્યહારે અન્યનું તો શું જ ગજું એમ ધારીને મ્હેં એ દિશામાં મ્હારો પ્રયાસ છોડી દીધો.

એક વખત એક એમેચ્યોર નાટકમાં ભાગ લેવાનો મ્હેં ઠરાવ કર્યો હતો અને તેથી કરીને ઘેર નવરાશને વખતે એકલો એકલો મુખ ઉપરના ભાવ બરાબર બતાવી શકાય એવી હું ટેવ પાડતો હતો.

જ્યહારે મ્હને લાગ્યું કે મ્હેં સંપૂર્ણ પ્રવિણતા પ્રાપ્ત કરી છે ત્યહારે મ્હેં ત્હેને કસોટીએ ચ્હડાવવાનો વિચાર કર્યો.

સ્હવારે ચ્હા પીવાઇ રહી એટલે મ્હેં અચાનક ભયાનક રસ બતાવાય એવી ભાવના સહસા મુખ ઉપર ધારણ કરીને સરલા સ્હામી દૃષ્ટિ કરી. સરલા ઉપર અસર તો થઇ પણ ધારેલી દિશામાં નહિં થઇ. સરલાએ અચાનક ગભરાઇને પૂછયું: "કેમ કેમ? મ્હોં આમ કેમ થઇ ગયું? ચ્હામાં માખી તો નથી આવી?" મ્હેં ધારણ કરેલી ભાવનાને યોગ્ય અવાજે કહ્યું. "નહિં, સરલા નહિં; માખી નથી આવી."

"પણ ત્યહારે હમણા ઉલટી થઇ જશે એવું મ્હોં કરવામાં શો ફાયદો?" સરલાએ પૂછયું.

"એ તો મ્હેં મુખ ઉપર ભયાનક રસનો ભાવ બતાવ્યો હતો તેટલું પણ તું નહિ સ્હમજી? જો હવે બીજો ભાવ બતાવું છું તે કહી આપજે." આટલું કહીને મ્હેં શાન્તરસ બતાવતી મુખમુદ્રા કરી. દયા, જગતના મનુષ્યોના પાપાચરણથી કંટાળીને સંસાર ઉપર વૈરાગવૃત્તિ, સ્નેહ વગેરે ભાવ તાદૃશ્ય (મ્હારા અનુમાન પ્રમાણે) મુખ ઉપર તરવરી નીકળ્યા.

"ઓહો! આ તો હું તરત સ્હમજી!" સરલા બોલી.

" શું ? "

" ત્હમને ઉંઘ બહુ જ આવતી હોય અને તેમ છતાં પરિક્ષા પાસે આવી હોય એટલે વાંચવું તો પડે જ એવી ખાત્રી હોય તે વખતે ત્હમે જેવું મ્હોં કરો તેવું આ મ્હોં છે. " સરલા ઉત્સાહથી બોલી.

" શું ધુળ સ્હમજી !? આ તો મ્હેં શાન્તરસ બતાવી આપ્યો હતો. મ્હારાં મુખ ઉપર દયા, સ્નેહ, ત્યાગ, કાંઇક નિરાશા વગેરે ભાવ જણાતા હતા." હું કાંઇક ચ્હીડવાઇને બોલ્યો.

" પણ તે તો તેનું તે જ થયું ને ! દયા તો પરિક્ષકો ઉપર આવતી હોય કારણ કે ત્હમારા જેવાના ભેજામાંથી નીકળેલા ઉત્તરો એને બિચારાને વાંચવા પડેને ! સ્નેહ નિદ્રાદેવી પ્રત્યે દાખવતા હો અને ત્યાગ તો ત્હેને ત્યાગવી પડતી હોય ત્હેને માટે અને પરિક્ષાનું પરિણામ આગળથી કાંઇક જણાતું હોય એટલે નિરાશા ! " ગંભીર વદને સરલા બોલી.

હું તેમ છતાં હિંમત હાર્યો નહિં અને જુલીયને " એક ચુમ્બન વધુ પ્રિયે ! એક છેલ્લું ચુમ્બન ! " વાક્ય સંબોધતો મહા પ્રેમી રોમિયો નિસરણી નીચે ઉતરતો હોય તે વખતનો રોમિયો જેવો ભાવ બતાવે તેવો ભાવ મ્હેં બતાવ્યો.

જવાબમાં ઉત્તર મળ્યો કે " હં, એમાં શું ? ત્હમે જ્યહારે ક્રિકેટમાં મીડું મૂકાવીને અને ચાર

કલાક બૉલ પકડવાને માટે ખરે તડકે મેદાનમાં દોડી આવ્યા હો તે વખતે ત્હમે આવુંજ મ્હોં કરો છો."

આથી નિરાશ થઇને મ્હેં તે પ્રવૃત્તિ છોડી દીધી.

એક વખત કનૈયાલાલને પણ જરા કડવો અનુભવ થયો હતો. એક વખતે જ્યારે કનૈયાલાલ કલકત્તે રહેતા હતા ત્યારે સાંઝે ફરતા ફરતા દૂર એક ગામડામાં જઇ પહોંચ્યા. ત્યાં એક ન્હાના ઘરમાં કાંઇક ઉજાણી હશે એટલે તે ઘરના લોકોએ કનૈયાલાલને થાક્યા પાક્યા જોઇને ઘરમાં બોલાવ્યા અને ઉજાણીમાં ભાગ લેવાનો આગ્રહ કર્યો. કનૈયાલાલ બહુ આગ્રહમાં માનનારા નથી એટલે ત્યાં જમવા બેશી ગયા. બધાં જમ્યાં અને પાછળથી જૂદી જૂદી જાતના શરબતો પીધાં ત્યાં સૂધીનો સર્વ વ્યવહાર વાણીથી નહિં પણ હાથના એક્ટીંગથી જ ચાલ્યો હતો, કારણ કે કનૈયાલાલ જે બંગાળી ભાષા બોલતા હતા તે ભાષા કોઇ બંગાળી જાણી શકે તેમ હતું નહિં અને પેલા ગામડીયાઓને સ્વાભાવિક રીતે પોતાની માતૃભાષા સિવાય અન્ય ભાષા આવડતી ન હતી. સુભાગ્યે ત્યાં સૂધી વાણીની એવી ખાસ આવશ્યકતા જણાઇ પણ નહતી; પણ પછી કનૈયાલાલને લાગ્યું કે આ લોકોએ મ્હારી આટલી આગતાસ્વાગતા કરી છે તો મ્હારે કોઇપણ રીતે આભાર વૃત્તિ જણાવવી જોઇએ.

આ ઉપરથી કનૈયાલાલે પોતાના ઍકટીંગ ઉપર વિશ્વાસ મુકીને ઉપકારની લાગણી દર્શાવવાનો યત્ન કર્યો. પોતે ઉભા થયા અને જ્યહાં જમવાની થાળીઓ હતી તે દિશા તરફ આંગળી કરી, મ્હોં ઉઘાડ્યું અને ગળું બતાવ્યું; પછી પોતાના ઉદર ઉપર હાથ ફેરવ્યો અને મીઠા મધ જેવું સ્મિત કર્યું.

હવે કનૈયાલાલના આ સ્મિત સમ્બન્ધે પણ જૂદા જૂદા મત પ્રચલિત છે. કનૈયાલાલને પોતાના આ સ્મિત માટે ઘણો ઉંચો મત છે પરન્તુ એમનાં સ્નેહીઓનો એથી જૂદો જ મત છે. હમે અને એમના સગાંવ્હાલાંઓ કોઈ છોકરૂં રડતું હોય ત્યહારે કનૈયાલાલના આ સ્મિતદર્શન ત્હેને કરાવીએ છીએ એથી છોકરૂં બ્હીને તરત રડતું બંધ થઇ જાય છે!

આ સ્મિત જોઇને અને આ ઍકટીંગ નિરખીને પેલાં લોકોમાં બહુ અજાયબી અને ગભરાટ ઉત્પન્ન થયાં. તેઓ એકેકની સ્હામા જોવા લાગ્યાં. કનૈયાલાલને લાગ્યું કે હજી તેઓ બરાબર સ્હમજ્યાં હોય તેમ લાગતું નથી એટલે એમણે પાછી સર્વ ક્રિયાઓ વધુ લાગણીથી કરી બતાવી અને પોતાનું સ્મિત પાછું ફરકાવ્યું. આ જોઇને આખરે એક માણસને કાંઇક સૂઝ્યું અને વ્હેલો વ્હેલો દોડતો જઇને એક કબાટમાંથી એક શીશી લઇ આવ્યો.

"આહ! હવે બિચારા મ્હારા કહેવાનો અર્થ સ્હમજ્યાં હોય એમ લાગે છે," કનૈયાલાલે વિચાર કર્યો "મ્હારી ઉપકારની લાગણી જોઇને એ લોક મ્હને કોઇક ઉમદા શરબત ચખાડવા માગે છે."

પેલા માણસે પેલી બાટલીમાંથી થોડુંક એક પ્યાલામાં રેડયું અને અન્દર થોડું પાણી ઉમેર્યું. કનૈયાલાલે તે પ્યાલો હાથમાં લીધો અને પશ્ચિમના રિવાજને અનુસરીને એક ન્હાનું સરખું ભાષણ ત્હેમની પોતાની ચુનન્દી બંગાળીમાં આપ્યું. અલબત્ત આ બંગાળી ભાષા બંગાળી, મરાઠી, ઉર્દૂ, ગુજરાતી અને અંગ્રેજીના અનિયમિત મિશ્રણથી તયાર થઇ હોવાથી પેલાં લોક એક અક્ષર પણ સ્હમજ્યાં નહિ પણ એથી કનૈયાલાલને પોતાને બહુ ઠીક લાગ્યું, ભાષણ પૂરૂં કરતાં જ પેલો પ્યાલો પોતાનાં ન્હોંમાં ત્હેમણે ઊંધો વાળ્યો. પીતાં વ્હેંત જ પેલું સ્મિત, પેલી આભારવૃત્તિ વગેરે સર્વ સ્નેહભાવ કનૈયાલાલના મુખ ઉપરથી ઉડી ગયા કારણ કે એ શરબત ન હતું પણ પેઇનકીલર જેવું જ પેટમાં દુ:ખવાના રોગ ઉપર લેવાનું બહુ અકસીર ઔષધ હતું. પેલાં બિચારાંઓએ કનૈયાલાલની અભિનયકલા જોઇને એમ અનુમાન કર્યું હતું કે અજાણ્યો ખોરાક ખાવાથી એકાએક ત્હેમના પેટમાં સખ્ત દર્દ ઉપડયું હશે!

આ પ્રમાણે કદાચ આપણામાં આ જાતની ભાવ બતાવનારી શક્તિ હોય તો પણ જ્યહાં સૂધી સ્હાંમા

મનુષ્યોમાં પણ એ સ્હમજવાની શક્તિ નથી ત્ય્હાં સૂધી એ શક્તિ વ્યવહારમાં મૂકી શકાય તેવી નથી એમ હું ધારૂં છું પણ તેમ છતાં મ્હારા વિચાર અસત્ય અને ભૂલ્ય ભરેલા છે એમ કોઇ સાબિત કરી આપે તો હું તે ફેરવવા તૈયાર છું.

## વાર્તા ૨૨ મી.

# મુસાફરી.

### તે વિષે મ્હારા વિચાર–અભિપ્રાય–અનુભવ.

૧

### મુસાફર થવાની મ્હારી આકાંક્ષા અને અભિલાષા.

મ્હને બાલ્યાવસ્થાથી મુસાફર ગણાવાનો અને થવાનો ઘણો શોખ છે. યુરોપ, અમેરિકા, ચીન, જપાન અને બીજા વિવિધ દેશોમાં ફરી આવીને ત્ય્હાંની વાતો કરવી એ મ્હારૂં દિવ્ય સ્વપ્ન છે. મ્હને ઘણીવાર એવી ઇચ્છા થઇ આવે છે કે હું કોઇએક લેખમાં નીચે પ્રમાણે લખી શકું:—

"મ્હેં પુરાણા માડ્રિડ શહેરમાંની જીર્ણ શેરીમાં બેસીને 'હેવાના' સિગાર પીધી છે, હિમાલયની તળેટીમાં મહર્ષિઓના મઠમાં રહીને ચલમનો દમ માર્યો છે, અને અમેરિકાના જંગલોમાં અમેરિકન ઇન્ડીઅનની સાથે બેઠાં બેઠાં કલૂમતનો સ્વાદ પણ લીધો છે. વિશાળ અરણ્યમાં, બ્હાર તમ્બુની પાસે ઉંટ ગાંગરતું હોય તે વખતે તમ્બુની અંદર કૉફી પીધી છે અને ઉત્તરના મધ્ય રાત્રિના પ્રકાશમાં સ્નાન કરતી ઝુંપડીમાં બેસીને કડક મદિરાનું સેવન પણ કર્યું છે. કૉન્સ્ટૅન્ટીનોપલની ગલીઓમાં બુરખાવાળી સુન્દરીનાં નયનકટાક્ષ મ્હેં

અનુભવ્યાં છે, જાપાનની પીત્તવર્ણી સ્ત્રીઓનાં ન્હાનાં પગલાં પારખ્યાં છે, જેહોની કાળી રાત્રિશી આંખોવાળી લલનાઓનું લાલિત્ય નિરખ્યું છે અને અનેક વિદેશીય મુસાફરોને આશ્રર્યચકિત કરી નાંખનાર કાશ્મિરની કામિનીઓ મ્હારા સન્મુખ આવી ગઇ છે.

"જે પુલ ઉપરથી મહાકવિ ડેન્ટીએ દિવ્ય સુન્દરી બીએટ્રીસને જોઇ હતી તે પુલ ઉપર હું ઉભો રહી આવ્યો છું; જે પાણીના પટ ઉપર રાણી કિલઓપેટ્રાની કિસ્તિ ઉછળી હતી તે પાણીનો સ્પર્શ મ્હેં કર્યો છે; જે જગ્યાએ મહાન સીઝર કટારીના ઝખમથી પડયો તે જગ્યાએ હું જઇ આવ્યો છું અને જે ધૂળમાં શૂરવીર પ્રતાપે અસંખ્ય યવનોને ધૂળ ચાટતા કર્યા હતા તે ધૂળમાં હું ચાલી આવ્યો છું; આફ્રિકાના અરણ્યનો તડકો અને ગ્રીનલેન્ડની ઠંડી આ શરીરે અનુભવ્યાં છે, ઇત્યાદિ, ઇત્યાદિ." પરંતુ એ કહ્યાંથી બને ! હમણાં તો હું કદાચ એમ લખી શકું કેઃ—

"મ્હેં પુરાણા ભરૂચ શાહેરની શેરીઓમાં સારા ગુજરાતમાં વખણાયલી ભરૂચી બીડીઓ પીધી છે; ઘોડાસરના ટેકરાની તળેટી આગળ બેસીને ચલમનો દમ માર્યો છે અને સરખેજનાં ઉંડા જંગલમાં પેશીને હુકકો પણ ગગડાવ્યો છે; જે પુલની નીચે વિશાળ અને ગંભીર સાબરમતી નદી પોતાના પ્રચણ્ડ તરંગોથી અમદાવાદની સુકોમળ સુન્દરીઓને સ્નાન કરાવે છે

તે પુલ ઉપર મ્હેં આંટા માર્યા છે; જે વિશાળ પાણીના પટમાં મોહમયી નગરીના ધનાઢય ગૃહસ્થોના અશ્વો નૃત્ય કરે છે તે ચોપાટીના સમુદ્રમાં મ્હેં સ્નાન કર્યું છે; જે સ્થળે શૂરવીર સુરતી બાળકો હોળીના પવિત્ર ઉત્સવ નિમિત્તે બાફેલાં વેંગણને શસ્ત્ર ગણી લઇને અત્યંત બિભત્સ શબ્દોનાં ઉચ્ચારણથી પાણીપતશું યુદ્ધ મચાવે છે, તે સ્થળે હું ઉભો રહ્યા આવ્યો છું," ઇત્યાદિ.

પણ તે શા કામનું ?

૨

## મુસાફરી વખતે કઇ કઇ વસ્તુઓ સાથે લેવી ?

આપણે મુસાફરી કરવા નીકળીએ તે વખતે શી શી વસ્તુઓ ખપમાં આવશે અને કઇ કઇ વસ્તુઓ નકામી પડશે એ બહુ વિચાર કરવા લાયક પ્રશ્ન છે. અમસ્થા દરરોજ પણ એમ કેટલીકવાર બને છે કે ધોધો વરસાદ આવતો હોય અને ઘેર પચાસ રૂપીઆનો ઓવરકોટ અને સાત રૂપીઆની છત્રી ખુણામાં ધૂળ ખાતાં હોય તે વખતે આપણે દયામણો ચ્હેરો કરીને હાફળા ફાંફળા તે વરસાદમાં કોઇ છત્રીવાળા મિત્રની શોધમાં દોડતા હઇએ ! એથી ઉલટું પણ એટલીજવાર બને છે કે ખાંધે મ્હોટો ઓવરકોટ હોય અને હાથમાં મ્હોટી છત્રી હોય તે વખતે સૂર્ય પ્રકાશથી કંટાળીને પરસેવો

લુછતા આપણે અન્ય મનુષ્યોને મજુરની સ્થિતિનુ સ્મરણુ કરાવતા ફરતા હોઇએ. !

એક વખત હું અને કનૈયાલાલ માઇસોર તરફ ત્રણેક દિવસની ટ્રીપ ઉપર જવાના હતા. વચમાં બે ત્રણ દિવસ બાકી હતા ત્હેમાં મ્હારે શું શું લેવું તે વિશે મ્હારે વિચાર કરી નાંખવાનો હતો. મ્હારા જવાની વાત બધે પ્રસરી ગઇ એટલે હમારા પડોશીએ મ્હને સલાહ આપી કે " જો ત્હમારે દક્ષિણમાં જ જવું હોય તો મ્હારૂં માનીને ઠંડીથી ત્હમારો બચાવ બરાબર કરજો. મ્હારો એક મિત્ર ગરમ કપડાં વગર તે તરફ ગયો હતો તે બિચારો ત્રિદોષથી પીડાઇને આખરે ગુજરી ગયો ! "

ઓફીસે જતાં રસ્તામાં મ્હને મ્હારો એક મિત્ર મળ્યો. " કેમ, " ત્હેણે પૂછ્યું " મ્હેં સાંભળ્યું છે કે ત્હમે માઇસોર જાઓ છો ? "

" હા. એમ વિચાર તો છે ખરો " હું બોલ્યો.

" ત્ચ્હારે મ્હારી શિખામણ ધ્યાનમાં ઉતરતી હોય તો એક પણ ગરમ કપડું સાથે લઇ જવાની તસ્દી લેશો જ નહિં. ત્હમને ભલે બીજા ગમે તેમ કહેતા હોય પણ ત્હમારે તો ઝીણામાં ઝીણાં કપડાં હોય તે જ લઇ જવાં; નહિં તો નાહક તાપથી બફાઇ જશો અને પાછા આવશો ત્હારે અળાઇ અને ફોલ્લાથી દુ:ખી દુ:ખી થઇ જશો. "

ઓફીસમાં મ્હેં એક માણસને મ્હેં ઉપલા બન્ને અભિપ્રાય કહ્યા અને ત્હેનો પોતાનો મત માગ્યો. તે જૂદે જૂદે ઘણે સ્થળે ફરી આવ્યો હતો એટલે ત્હેનો મત લેવો કામનો હતો. ત્હેણે કહ્યું "એ બન્નેએ કહ્યું તે ખરૂં છે. ત્ય્હાંની હવાનું કાંઇ ઠેકાણું નથી માટે મ્હારી અક્કલે ચાલો તો ગરમ .અને સુતરાઉ બન્ને જાતનાં કપડાં સાથે રાખવાં; પછી જોઇ લેવાશે !"

સાંઝે ઘેર ગયો ત્ય્હાં મીસીસ સ્નેહવદન બેઠાં હતાં ત્હેમણે તરત પૂછ્યું. "કેમ ભાઇ ! માઇસોર જવા નીકળ્યા કે શું ?"

મ્હેં હા કહી.

"ત્ય્હારે એટલું કરજો," ત્હેમણે કહ્યું. "કે સાથે એક પીઅર્સ સોપની પેટી રાખજો. ત્ય્હાંના તે કાંઇ લોક છે ? સાબુ જેવી ચીજને તો જાણે જ નહિં. એએક વર્ષની વાત ઉપર હમારા ગામનો એક માણસ ત્ય્હાં સાબુ વગર ગયો હતો તે પન્દર દિવસે પાછો આવ્યો ત્ય્હારે એના ઘરનાં પણ એને ઓળખી શક્યાં નહિં ! એ બધાંએ જાણ્યું કે કોઇ ભિખારી ભિખારી આવ્યો હશે !"

એટલામાં ટપાલવાળો આવ્યો. ત્હેણે આ વાત સાંભળી એટલે કહ્યું કે "બીજું ગમે તે કરજો પણ સાથે ધાબળી લેવાનું ભૂલતા નહિં, કારણકે ત્ય્હાં સારી ધાબળીઓના જ વાખા છે." તે વખતે હમારી

વૃદ્ધ ચાકરડી પણ પાસે ઉભી હતી એટલે ત્હેણે કહ્યું કે "બાપુ, સાથે એકાદ બે પોચા તકિયા લેતા જજો. એ લોક તે એવી બાબતમાં શું જાણતા હશે!"

બીજે દિવસે ડાકટર મળ્યા. ત્હેમણે એક પેન-કીલરની શીશી, એક ઈનોઝ ફ્રુટ સૉલ્ટની બાટલી અને એક મેન્થૉલની ગોટી સાથે રાખવાનું કહ્યું. સ્નેહવદને ચેસ અને ડ્રાફ્ટસ સાથે લઇ લેવાનું કહ્યું અને એક બીજા મિત્ર ઘેરથી ચારેક નવલકથાનાં પુસ્તકોયે લઇ આવ્યા અને મ્હને કહ્યું કે "ત્હાં શું હજામત કરવાના હતા? દિવસ શી રીતે પસાર કરશો? આટલું સાથે રાખી લ્યો; પછી દુનિયા ઝખ મારે છે!"

સાંઝે મ્હારાં બ્હેન એક મ્હોટો પતરાંનો ડબો ચાકરને માથે ઉંચકાવીને આવી પહોંચ્યાં. "લ્યો આ ડબો ત્હમારી ટ્રંકમાં ઘાલી દેજો એટલે ત્હમારે બીજી કાંઇ પંચાત જ નહિં પડે. અન્દર ચ્હા કરવાની તમામ વસ્તુઓ છે. એ જ્યહારે મુસાફરીએ જાય છે ત્યહારે હંમેશાં આવો ડબો સાથે રાખે છે."

મ્હેં ડબાની અન્દર જોયું તો અન્દર ચ્હાનું પડીકું, ખાંડ, નેસલ્સ મીલ્કનો ડબો, પ્યાલાં રકાબી ચમચા, કીટલી અને એક ન્હાનો સ્ટવ હતાં. તે વખતે મ્હને ખરેખર એવું જ થઇ આવ્યું કે એકાદ વળાઇ અને ઓશિકું પણ જો તે ડબામાં હોત તો હોટેલવાળાનો પણ મ્હારે ખપ પડત નહિં!

થોડીવારમાં મી. જયન્તિલાલ હાથમાં ન્હાંના કેમેરા હલાવતા આવી પહોંચ્યા "કેમ, માઇસોર જેવી જગ્યાએ ઉપડવાનો વિચાર કર્યો અને સાથે કેમેરા પણ લેવાનું યાદ આવ્યું નહિંને ! લ્યો, આ મ્હારો કેમેરા લેતા જાઓ. ત્હાંના દેખાવની પન્દર વીસ છબીઓ લેતા આવજો. પણ જોજો પાછા ગમે તેવા ઢંક 'વ્યુઝ'[1] નહિં લેતા."

હું હમેશાં બીજાઓની સલાહ પ્રમાણે વર્ત્તનારો છું એટલે જે જે વસ્તુઓ બધાએ કહી હતી તે બધી અને બીજી થોડી મ્હારી જાતને જરૂરની લાગી તે એમ એ બધીએ વસ્તુઓ લાવીને મ્હેં મ્હારા ઓરડામાં ખડકી. સાથેસાથે ત્હાંનું વર્ણન લખવાનો વિચાર થઇ આવે તો પંચાતી નહિં પડે એમ ધારીને એકાદ રીમ કાગળ, બેત્રણ હોલ્ડર, શાહિનો ખડીયો, પેનસીલ અને એક ડીક્ષનરી એટલું પણ સાથે લઇ લીધું.

હું આ બધો સામાન ગોઠવી રહ્યો એટલામાં કનૈયાલાલ આવી પહોંચ્યા. તે તો આ હીમાલયનો મ્હોટો ડુંગર જોઇને ચકિત જ થઇ ગયા.

"કેમ, કાંઇ ઘર બદલવાનો વિચાર કર્યો છે કે શું ?" ત્હેમણે પૂછ્યું.

"ના, કેમ ?" મ્હેં પૂછ્યું.

"ત્હારે આ બધો સામાન શેને માટે છે ?" ત્હેમણે પૂછ્યું.

---

૧. વ્યુઝ=દેખાવ.

"આપણી ટ્રીપને માટે."

"ત્યહાં એકાદ વર્ષ રહેવાનો વિચાર થાય છે કે શું?" કનૈયાલાલ બોલ્યા.

"જે પ્રમાણે બધાંએ સલાહ આપી તે પ્રમાણે મ્હેં વસ્તુઓ લીધી છે. જો બીજાંની સલાહ પ્રમાણે નહિં ચાલીએ તો સલાહનો ઉપયોગ શો?" હું બોલ્યો.

"બીજાંની સલાહ માનવી હોય તો માઇસોરથી આવીને માનજો. હમણાં તો ડાહ્યા થઇને એક ટુથ બ્રશ, એક મોજાંની જોડ અને એક શર્ટ એટલું લઇને એક બૅગમાં મૂકી દો." આટલું કહીને કનૈયાલાલ ચાલ્યા ગયા.

મ્હેં તે વખતે એથી તો કાંઇક વધારે લીધું હતું તેમ છતાં તે બધું મ્હેં બૅગમાં જ સમાવી દીધું હતું અને તે ઉપરથી પરિણામે મ્હને કાંઈ નુકશાન કે અગવડ વેઠવાં પડયાં નહિં. આ ઉપરથી મ્હારો તો એમ મત છે કે આવી વાતમાં પોતાને જે ઠીક લાગે તેમ કરવામાં જ ડહાપણ છે.

૩.

ન્હાના પ્રશ્ન ઉપરથી મ્હોટા પ્રશ્નોનું થએલું નિરાકરણ–હિંદુસ્તાનને માટે એક ભાષાની આવશ્યકતા–મ્હારી સતેજ ન્યાયબુદ્ધિ, ઇત્યાદિ, ઇત્યાદિ.

કોઈ કોઇ વખત ન્હાની ન્હાની બાબતો ઉપરથી મ્હોટી મહત્વની બાબત ઉપર પણ એવું સચોટ અજ-

વાળું પડે છે કે કાંઇ કહેવાની વાત નહિં. "મુસાફરીથી થતા ફાયદા" અને "પરદેશ ગમન" એ બે નિબન્ધો સુધારાવાળાઓના પ્રયાસથી એટલા બધા જાણીતા થઇ ગયા છે કે તે ફાયદા અહિં પુનઃ વર્ણવવા એ અર્થ વગરનું છે. પરન્તુ મ્હને એક વખત સીટ[1] બાબત ઉભી થએલી તકરાર ઉપરથી હિંદુસ્તાનમાં એક ભાષાની કેટલી અગત્ય છે તે સ્હમજાયું હતું. આ ઉપરાંત બીજી ઘણી બાબતો ઉપર પણ તે તકરારથી પ્રકાશ પડયો હતો. પણ બધું કહેવા જઇએ તો મૂળ વાત કહેવી રહી જાય માટે હું તે છોડી દેવી એમાં જ ડહાપણ ગણું છું.

એક વખત હું અને કનૈયાલાલ પૂનેથી અહિં આવવાને માટે સ્ટેશન ઉપર આવ્યા. હમને ખબર નહતી કે સીટ બાબત પંચાતી પડશે એટલે હમે તો નિરાંતે સ્ટેશન ઉપર આમતેમ લટાર મારવા લાગ્યા. અરધોએક કલાક એમ આંટા માર્યા પછી હમે બધા સેકન્ડકલાસના ડબા તપાસી વળ્યા પણ એકે ડબામાં ખાલી જગ્યા નહતી. આખરે હમે એક ડબા આગળ આવ્યા. ત્યહાં ડબામાં કોઇ માણસ નહતું પણ કોઇ બર્થ[2] ઉપર છત્રી તો કોઇ બર્થ ઉપર ટોપી, કોઇ બર્થ ઉપર બેગ તો કોઇ બર્થ ઉપર લાકડી, એમ વસ્તુઓ પડેલી હતી.

૧. સીટ-બેઠક. ૨. બર્થ-ડબામાંની એક આખી બેઠક.

મુસાફરોમા એક એવો કાયદો સર્વમાન્ય થએલો છે કે એવી રીતે કોઈએ કાંઇ વસ્તુઓ મૂકી હોય તો બીજાથી તે જગ્યા લઇ શકાય નહિં. આ કાયદો સર્વ પ્રકારે જોતાં બહુ સારો અને ઇન્સાફી કાયદો છે અને સાધારણ રીતે હું પણ તે કાયદાને માન આપતો આવ્યો છું.

પણ સ્હવારે ત્રણ વાગ્યે કકડતી ઠંડીમાં કોઇ પણ મનુષ્યની ન્યાયબુદ્ધિ એટલી તીવ્ર હોતી નથી. મ્હારૂં એમ માનવું છે કે મનુષ્યની ન્યાયબુદ્ધિ અને સદ્ગુણ તરફનો ભાવ સ્હવારના આઠેક વાગ્યા પછી જ જાગૃત થાય છે.

હું પણ બીજો કોઇ વખત હોત તો આ કાયદાનું ઉલ્લંઘન કરવાનો સ્વપ્ને પણ વિચાર કરત નહિં એટલું જ નહિં પણ જો કોઇ બીજાએ એમ કરવાનો યત્ન કર્યો હોત તો હું ત્હેને એમ કરવા પણ દેત નહિં. પરન્તુ આ વખતે મ્હારી ન્યાયબુદ્ધિ ઘોર નિદ્રામાં હતી.

મ્હેં નવલકથામાં ઘણી વાર વાંચ્યું છે કે આવી અણીને વખતે કોઇ બાળકનું રૂદન અથવા ભરથરીનું ગીત જો સાંભળવામાં આવે તો મનુષ્ય પાપ કરતો અટકી જાય છે. ભરથરીના ગીતની શી અસર થતી હશે તે હું જાણતો નથી પણ બાળકનું રૂદન શું કરી

શકે તે વિષે હું અજ્ઞાન નથી. મ્હારી ખાત્રી છે કે જો કોઇ મનુષ્ય જન્મથી બ્હેરો નહિં હોય અથવા દશેક કલાક થયાં મૃત્યુ પામ્યો નહિં હોય તો બાળકના રૂદનથી ત્હેને અસર થયા વગર રહે જ નહિં. પરન્તુ સ્હવારના ત્રણ વાગ્યે એ બધું ક્ય્હાંથી હોય!

હમે ધીમે રહીને કંપાર્ટમેન્ટમાં ચ્હડયા અને અન્ય મનુષ્યોએ મૂકેલી વસ્તુઓ એક બાજૂએ મુકીને એકેક બારી પાસે બેસી ગયા, અને બહુ નિર્દોષ દેખાવાનો અમે યત્ન કરવા લાગ્યા. કનૈયાલાલે કહ્યું કે જો કોઇ આપણને ઉઠાડવા આવે તો બહુ જ નિદ્રાવશ સ્થિતિમાં હઇએ તેમ આપણે દેખાવ કરવો.

થોડી વાર પછી એક બીજો પુરૂષ અન્દર આવ્યો અને ત્હેણે પણ હમારી માફક જ બીજાનો સામાન ખસેડી પોતાને માટે જગ્યા કરી લીધી.

"માફ કરજો મીસ્ટર," કનૈયાલાલ આ અન્યાય નહિં ખમી શકવાથી બોલી ઉઠયા. "પણ આ બધા બર્થ રીઝર્વ્ડ થઇ ગયા છે."

"તે હું જાણું છું પણ મ્હારે આજે મુંબાઈ જવાનું છે એટલે લાચાર." પેલા પુરૂષે ઠંડે પેટે સિગાર કેસમાંથી એકેક સિગાર હમને આપીને કહ્યું.

"પણ તે પ્રમાણે પેલા ગૃહસ્થોને પણ મુંબાઇ જવાનું છે. ત્હમે ફકત ત્હમારી જાતના સુખનો જ

આમ વિચાર કરો છો કે ?" ગેરહાજર રહેલા પુરૂષોને થતો ગેરઇન્સાફ મ્હારાથી ખમી શકાયો નહિં તેથી હું બોલી ઉઠયો. મ્હારામાં રહેલી ન્યાયવૃત્તિ જાગૃત થવા માંડી હતી એટલે આ પુરૂષની ધૃષ્ટતા મ્હારાથી સહન નહિં થઇ શકી. બે મીનીટ પહેલાં સ્વસ્થ ચિત્તે મ્હેં પેલા પુરુષોની સીટ લીધી હતી પણ હવે તે જ કૃત્ય બીજાથી થતું જોઇને મ્હને દુઃખ થયું. ખરૂં પુછાવો તો મ્હારી ન્યાયબુદ્ધિ એવી તીવ્ર છે કે વધુ વખત તે નિદ્રાવશ સ્થિતિમાં રહી શકતી જ નથી. જરા વખત પસાર થયો કે તે તીવ્ર રૂપમાં પ્રકાશી નીકળે છે. હું જાણું છું કે હું કોઇ મહાત્મા નથી પણ તેમ છતાં એટલું તો છે જ કે મ્હારા બાહ્ય સ્વરૂપની નીચે અનેક સદ્ગુણો છૂપાઇ રહેલા છે; ફકત ત્હેમને જાગૃત કરનાર કોઇક બનાવ બનવો જોઇએ.

આ પુરૂષે તે પ્રમાણે પાપાચરણ કરીને મ્હારા સદ્ગુણોને જગાડયા હતા તેથી મ્હેં તે પુરૂષને ત્હેના ગેરવ્યાજબી કૃત્યની ક્ષુદ્રતા બતાવવાને મ્હારાથી બનતું કર્યું પણ પેલા પુરૂષે ત્હેના ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યું નહિં અને મ્હારી શિખામણોને હસી કહાડી. આપણે બીજું શું કરી શકીએ ? બીજા મનુષ્યોને પાપના સમુદ્રમાં ગોથાં ખાતા બચાવવાને આપણે બનતું કરીએ તેમ છતાં જો તેઓને અન્દર ડુબવાની

જ ઇચ્છા હોય તો આપણે ત્હેમને શી રીતે અટકાવી શકીએ? પ્રભુ એવા પાપાત્માઓને સુપથ બતાવે!

ટ્રેન ઉપડવાનો ઘંટ થયો. સીટ રીઝર્વ્ડ કરી ગએલા સાત પુરૂષો બારણું ઉઘાડીને ત્વરાથી અન્દર દાખલ થયા અને ત્હાં ફક્ત ચાર જ સીટ ખાલી જોઇને બહુ અજબ થઇ ગયા. વરત જ તેઓએ અન્દર અન્દર લ્હડવાનું શરૂ કર્યું.

મ્હેં, કનૈયાલાલે અને પેલા ત્રીજા પુરૂષે ત્હેમને સમજાવવા માંડ્યા પણ તેમ તેમ તો તેઓ વધારે ગરમ થતા ગયા. હમે ત્રણ જણે ત્હેમને સલાહ સંપથી કામ લેવાથી થતા ફાયદા સમજાવ્યા પણ અમારો એ બધો પરિશ્રમ વ્યર્થ ગયો!

ત્હેમાંના જૂદા જૂદા ચાર પુરૂષોએ એકઠા થઇને બીજા ત્રણ જણાને ગાળો દીધી. તે ઉપરાંત ત્હેમાંના દરેકે બીજા છ જણને ત્હેમની હરામખોરીને માટે અને બીજાની જગ્યા પચાવી પાડવાના જંગલી પ્રયત્નને માટે બિભત્સ શબ્દોવડે પવિત્ર કર્યા.

આખરે જ્યારે ત્હેમને જણાયું કે જો તેઓ અન્દર અન્દર લ્હડયાં કરશે તો લ્હડાઇનો અન્ત આવશે નહિં ત્યારે ત્હેમણે હમને ત્રણ જણને લવાદ નિમ્યા. હમે તરત જ પાતળા પાતળા ચાર જણને ચુંટી કહાડયા. એટલે તેઓ ખાલી જગ્યાએ બેશી ગયા. પણ બાકી રહેલા ત્રણ જાડા પુરૂષોને હમારો ચુકાદો વ્યાજબી

લાગ્યો નહિં એટલે ત્હેમણે સ્ટેશન માસ્તરને અને ગાર્ડને બોલાવ્યા. તેઓએ આવીને બીજું કાંઇ પૂછયા વગર ત્રણ જાડા માણસોને હાથ પકડીને નીચે ઉતારી પાડયા અને ગાડી નકામી ખોટી કરવાના ગુનાહ માટે ત્હેમનાં નામ માગ્યાં.

હમે બારીમાંથી આ દેખાવ જોઇ રહ્યા અને જૂદી જૂદી રીતે "વિટ્ અને હ્યુમર" કરીને પેલા ત્રણ જાડા પુરૂષને, ગાર્ડને અને સ્ટેશન માસ્તરને બનાવવા લાગ્યા. એટલામાં બે એક પોલિસના માણસો પણ આવી પહોંચ્યા અને કાંઇ પૂછયા વગર પેલા ત્રણને સખ્ત દમ ભરાવવા લાગ્યા. આ પ્રમાણે ટોળું વધતું જતું હતું અને યુદ્ધ વધારે ને વધારે ભયંકર રૂપ પકડતું જતું હતું. ત્હેનો અન્ત શો આવ્યો હશે તે તો હમે જાણી શકયા નહિં કારણ કે હમારી ટ્રેન ત્હેમને સ્ટેશન ઉપર જ મૂકીને મુંબાઇ ભણી ચાલી નીકળી.

પરન્તુ આ લ્હડાઇમાં ખાસ ધ્યાન ખેંચે તેવું એ હતું કે એમાં ભાગ લેનાર દરેક માણસ જૂદી જૂદી કોમનો હતો અને ત્હેમાંનો કોઇ પણ હિન્દુસ્તાની કે હિન્દુસ્તાની ભાષા જાણનાર નહોતો તેમ છતાં ત્હેમાંના દરેક માણસે આ યુદ્ધમાં હિન્દુસ્તાની ભાષાની મદદ-વડે જ ભાગ લીધો હતો. એ શું સૂચવે છે? શું હિન્દુસ્તાની ભાષામાં લડાયક ગુણો હશે? શું ત્હેની

મહદવડે કરીને વીરત્વ સારી રીતે દર્શાવી શકાતું હશે? ગમે તેમ હો પણ એટલું તો ખરૂં જ કે આ જાતની લ્હડાઇ વખતે એક ભાષા નહિં વપરાય તો શું પરિણામ આવે? એકે વાપરેલું ગાલિપ્રદાન બીજો શી રીતે સમજી શકે? "હિન્દુસ્તાનને માટે એક ભાષા" ના હિમાયતીઓએ આ પ્રશ્નો ધ્યાનપૂર્વક તપાસવા ઘટે છે અને તે પછી ત્હેના ફાયદા ગેરફાયદા વિષે નિર્ણય ઉપર આવવું ઉચિત છે.

૪

## ટ્રેનોનું ટાઈમટેબલ.

ગમે તે કારણને લઇને હો પણ મ્હને એવું જણાય છે કે હું આ જગતમાં સૌથી દુર્ભાગી ટાઇમટેબલ જોનાર મનુષ્ય છું. મૂર્ખાઇને લઇને તો આવું પરિણામ નહિં જ આવતું હોય એમ મ્હને લાગે છે; કારણ કે એ મૂર્ખાઇ હોય તો કોઇક દિવસ પણ મ્હારી તીક્ષ્ણ બુદ્ધિ કામે લાગે અને હું આવા પરિણામથી બચવા પામું; પણ આ તો મ્હારૂં નસીબ જ મ્હારી પુઠે પડેલું હોય એમ મ્હને લાગે છે.

ઘણીવાર એમ બને છે કે લગભગ ચાળીસેક ટ્રેનોમાંથી "ફક્ત શનીવારે" જ જતી હોય તેવી ટ્રેન હું શુક્રવારે જવાને માટે પસંદ કરૂં છું. વળી શનિવારને દિવસે હું સ્હવારના પાંચ વાગ્યે ઉઠીને ન્હા પાધી નહિં

પીધી કરીને સ્ટેશને દોડતો જાઉં છું તો ત્હાં મ્હને જણાય છે કે મ્હેં પસંદ કરેલી ટ્રેન શનિવારે દોડતી જ નથી. બૅંક હૉલીડેને[1] દહાડે હું કલાકના કલાક સ્ટેશન ઉપર બેશીને તે દિવસે નહિં દોડનારી ટ્રેનને માટે રાહ જોયાં કરૂં છું અને "તે ટ્રેનને કાંઇ અકસ્માત થયો હશે," "ટ્રેનના ડ્રાઇવરોએ[2] હડતાળ પાડી હશે" કે "બધાં સ્ટેશનોની ઘડીઆળ બગડી ગઇ હશે" એવા વિવિધ પ્રશ્નો પૂછીને સ્ટેશન માસ્તરને, પોર્ટરોને અને અન્ય મનુષ્યોને હું કઢંગી સ્થિતિમાં મૂકું છું.

આ બધી વિટંબણામાં વધારો કરવાને માટે મ્હારી પાસે આશરે પાંચેક વર્ષનું જૂનું એક મ્હોટું ટાઇમટેબલ છે. દરેક ત્રણ મહિને પહેલી તારિખે હું નવું ટાઇમટેબલ ખરીદીને ઘેર લઇ આવું છું પણ તે ટાઇમટેબલનું બીજી તારિખે શું થાય છે તે હું જાણી શકતો નથી. તે પછી તો હું પાછું પેલું જ ટાઇમટેબલ મ્હારા ટેબલ ઉપર સ્વસ્થ ચિત્તે પડેલું જોઉં છું.

છેલ્લાં ત્રણ વર્ષથી હું ત્હેનાથી છૂટો થવા માગું છું, પણ લાચાર! તે મ્હને છોડીને જતું નથી. મ્હેં એને કેટલીવાર બારીમાંથી બ્હાર ફેંકી દીધું અને તે જાણ્યે અજાણ્યે રસ્તે જતાં મનુષ્યોનાં માથાં ઉપર પડી જાય તે છતાં પણ તે જ મનુષ્યો ત્હેને પાછું

---

૧. બૅંક હૉલીડે = જાહેર તહેવાર ૨. ડ્રાઇવર = ટ્રેન હાંકનાર.

ઉંચકીને મ્હારે ત્ય્હાં આવીને આપી જાય છે. મ્હેં એને કેટલીવાર લાત મારીને વાડીમાં ફેંકી દીધું હશે પણ ત્હેમાં પણ એ જ પરિણામ; વાડીમાંથી પાછું ઉંચકી ને કોઇએ સાફ કરીને ત્હેને પાછું ટેબલ ઉપર મૂકયું હોય જ !

આની જગ્યાએ કોઇ બીજું પુસ્તક હોય તો જૂનું થઇ જાય અને ફાટી પણ જાય, પણ આને કાંઇ થતું નથી. આને તો કોણ જાણે કેમ "અનન્ત યુવાવસ્થા" પ્રાપ્ત થઇ હોય તેમ હજી નવા જેવું જ દેખાય છે. કોઇ પણ પુરૂષ એમ નહિં જાણે કે આ ટાઇમટેબલ જૂનું હશે. મ્હને તો એમ જ લાગે છે કે ત્હેના જીવનનો મુખ્ય ઉદ્દેશ જ એ હશે કે બિચારા લોકોને છેતરવા.

આ ટાઇમટેબલથી મ્હારા સ્વભાવમાં પણ ઘણો ફેર પડી ગયો છે. કોઇ કોઇ વખત મ્હને એમ થઇ આવે છે કે હું જય્હારે મૃત્યુ પામું ત્ય્હારે પણ આ ટાઇમટેબલને સાથે લેતો જાઉં તો મ્હને ઘણો ફાયદો થઇ જાય. કારણ કે આખા વર્ષમાં હું જેટલીવાર મિજાસ ખોતો હઇશ ત્હેમાંથી અરધો વખત આ ટાઇમટેબલને લીધે હું તેમ કરતો હઇશ, એટલે જો હું ત્ય્હાં પ્રભુનાં દરબારમાં આ ટાઇમટેબલ બતાવું તો કમમાં કમ મ્હને પચીશ ટકા મ્હારા ગુનાહમાં છૂટ મળે ખરી !

આપણે જ્યહારે લાંબી મુસાફરી કરવા નીકળીએ છીએ ત્યહારે જેને ટ્રેનો શોધવાનું અને નક્કી કરવાનું કામ સોંપ્યું હોય છે ત્હેનું આશરે અર્ધો લોહી તે કારણને, લઇને ઓછું થતું હશે એવી મ્હારી માન્યતા છે. એક વખત હું અને કનૈયાલાલ હિન્દુસ્તાનની મુસાફરીએ નીકળ્યા હતા વખતે આ કામ મ્હેં કનૈયાલાલને જ સોંપી દીધું હતું. પરિણામે મુસાફરીથી પાછાં આવીને કનૈયાલાલને મહિનોએક હવા ફેર કરવા જવું પડયું.

હમે હમારી મુસાફરી દરમ્યાન નાગપૂર ખાતે એક દિવસ થોભ્યા. ત્યહાંથી નીકળવાની ટ્રેન જોવાનું કામ કનૈયાલાલને માથે આવી પડયું, એટલે રાતે હમે જમી રહ્યા એટલે એમણે મ્હોટું જી. આઇ. પી. નું ટાઇમટેબલ લીધું અને કઇ ટ્રેન હમને અનુકૂળ થઇ પડશે તે નક્કી કરવા બેઠા.

"હં, આ ટ્રેન મજેની છે," કનૈયાલાલે મ્હને કહ્યું. "નાગપૂરથી ૧-૪૫ ઉપડીને હાઉરા બરાબર ૪ વાગ્યે મ્હાને વખતે પહોંચી જાય છે."

"હમે શી વાત કરો છો?" હું બોલ્યો. "એ તે હોય? નાગપૂરથી હાઉરા એટલા થોડા વખતમાં!"

"પણ ત્યહારે ત્હમે જૂઓને," કનૈયાલાલે મ્હને ટાઇમટેબલ બતાવતાં બોલ્યા. "આ શું છે? નાગપૂર ૧-૪૫. હાઉરા ૪."

"પણ એમ બને જ કેમ ?" હું બોલ્યો. "વખતે એમ હશે કે બીજા દિવસના ૪ હશે."

"ત્હારે એ પડતી મૂકો. આ બીજી ટ્રેન બરાબર છે. અહિંથી સ્હવારે ૭–૩૫ ઉપડે છે. ખાસ્સો નાસ્તો પાણી કરીને બેસાશે." કનૈયાલાલે ખુશ થતાં કહ્યું.

"અને એ ટ્રેન હાઉરા ક્યહારે પહોંચે છે ?" મ્હેં પૂછ્યું.

"હાઉરા ? હાઉરા—નાગપુર ૭–૩૫; અને હાઉરા અરે !" કનૈયાલાલ બોલી ઉઠ્યા. આ ટ્રેન હાઉરા ક્યહારે પહોંચે છે તે તો આમાં કાંઇ જણાતું જ નથી. ત્હારે ક્યહાં જતી હશે !"

હમે બન્ને જણાએ ઘણીય માથાકુટ કરી પણ તે ટ્રેન ક્યહાં જાય છે ત્હેનો પત્તો લાગ્યો નહિં. નાગપૂરથી ૭–૩૫ નીકળી એ ટ્રેન અદૃશ્ય જ થઇ જતી હશે ! કે રસ્તો ભૂલી જઇને ઉત્તર ધ્રુવ તરફ ઘસડાઇ જતી હશે ! કે આફ્રિકાના અરણ્યમાં જઇને નાશ પામતી હશે, એવી પણ કોઇક ટ્રેન હોય તો આપણને શી ખબર ?

આખરે એ ટ્રેન પડતી મૂકીને બીજી ટ્રેનની શોધમાં કનૈયાલાલ ગુંથાઇ ગયા. "ઓહો ! આ ટ્રેન આપણને બરાબર બંધબેસ્તી આવશે." તે બોલ્યા. "નાગપૂરથી ૫–૧૫ છૂટીને હાઉરા-અરે, પણ એમ કેમ હોય ! હં; પણ બીજે દિવસે ૫–૩૦ હશે. ત્હારે જોવા દો કે તે કયે

કયે સ્ટેશને ઉભી રહે છે? નાગપૂર–કાનપૂર–અલ્હાબાદ–નહિં: આમાં પણ કાંઈક વાંધો લાગે છે. એમ અલ્હાબાદ થઈને હાઉરા ક્યહાંથી જાય?" કનૈયાલાલે આ પ્રમાણે બે કલાક માથું ફોડયું પણ જેમ જેમ તે વધુ પ્રયત્ન કરતા ગયા તેમ તેમ વધુ ગુંચવાતા ગયા. આખરે બે કલાક પછી એમને એટલી પણ શુદ્ધિ નહિ રહી કે પોતે યુરોપમાં છે કે અમેરિકામાં છે કે હિન્દુસ્તાનમાં છે. એ છેક નિરાશ થઈ ગયા અને નાગપૂરથી બ્હાર જવાશે જ નહિં અને આખી ઝિંદગી નાગપૂરમાં જ ગાળવી પડશે એમ ત્હેમને જણાયું. આ ઉપરથી મ્હેં ત્હેમની પાસેથી ટાઇમટેબલ લઈને ત્હેમને સૂવાડી દીધા.

ટ્રેન શોધી કહાડવાને હું જૂદો જ માર્ગ ગ્રહણ કરૂં છું. તે જો કે બહુ આત્મપ્રતિષ્ઠા જાળવનારો નથી પણ એથી આપણી મુંઝવણોનો ઘણે દરજ્જે નાશ થઈ જાય છે. હું તો જમીપરવારીને સ્ટેશન ઉપર સામાન લઈને જાઉં છું અને ત્હાં સ્ટેશનમાસ્તરને અથવા પોર્ટરને મ્હારે જ્યહાં જવું હોય છે ત્હાંની ટ્રેનનો વખત પૂછું છું એટલે બધી વાતનો નિકાલ!

## ૫.

## હિન્દુસ્તાનને માટે એક ભાષાની જરૂર વિષે કાંઈક વધુ.

એક ભાષાથી ઘણા ફાયદા થતા હશે; પ્રજામાં ઐક્ય વધતું હશે, સંપ વધતો હશે, એક હૃદય બીજા

હૃદયને ઓળખી શકતું હશે; ગમે તે હશે પણ મ્હારા મનથી તો એ જણાય છે કે તેથી કરીને મુસાફરીમાં આવી પડતી અડચણોમાં પોણા ભાગનો નાશ થઇ જાય છે. મુસાફરીમાં પડતી મુશ્કેલીઓ એક ભાષાના અભાવને જ લઇને છે એમ મ્હારૂં માનવું છે. આ મુશ્કેલી દૂર કરવા ઘણા ઘણા પરગજુ પુરૂષોએ પુસ્તકો બહાર પાડયાં છે અને જાહેર ખબરો ઉપરથી આપણે જાણી શકીયે છીએ કે તે પુસ્તકોની મદદ વડે કરીને એક મહીનામાં બંગાળી, પન્દર દિવસમાં હિન્દુસ્તાની અને ઉર્દુ, સવા મહિનામાં તેલુગુ, તામિલ અને કેનેરીઝ અને ફક્ત ત્રણ દિવસમાં એસ્પેરાન્ટો ઉપર આપણે અસાધારણ કાબુ મેળવી શકીયે છીએ. હું કાયદાશાસ્ત્રી નથી એટલે ચોકકસપણે મ્હારાથી કાંઇ કહી શકાતું નથી પણ મ્હને લાગે છે કે આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરીને લોકોને પરમુલકમાં લાવીને કાં તો રવડાવી મારે અને કાં તો મૂર્ખા બનાવે ત્હેને માટે તેવાં પુસ્તકોના પ્રસિદ્ધકર્ત્તાઓ ઉપર આપણે "ડેમેજીઝ"[૧] ની ફરીયાદી માંડી શકીએ અને જો જડ્જને આવાં પુસ્તકોનો જાત અનુભવ હોય તો ત્હેમાં આપણે વિજયી પણ થઇ શકીએ.

લાંબી મુસાફરીથી મનુષ્યોનાં મગજ એવાં મન્દ

૧. ડેમેજીઝ=નુકશાની.

થઇ જાય છે અને ત્હેમની તીક્ષ્ણ બુદ્ધિ પણ એવી બ્હેર મારી જાય છે કે કાંઇ કહેવાની વાત નહિં. એક વખત હું અને સ્નેહવદન પંજાબ તરફ મુસાફરીએ નીકળ્યા હતા અને તે દરમ્યાન લાહોરમાં એક હૉટેલમાં ઉતર્યા હતા. સ્હવારે હું જમીને સૂઇ ગયો અને સ્નેહવદન ક્ય્હાંક ફરવા નીકળી પડયા. કોણ જાણે શું થયું તે હું નિદ્રામાંથી જાગ્યો એટલે આ વાત મ્હારાં ચિત્તમાંથી બિલકુલ ખશી ગઇ. હૉટેલવાળાને ચ્હાના બે કપ મ્હારા રૂમમાં મૂકવાનું કહીને હું સ્નેહવદનને આખી હૉટેલમાં શોધી વળ્યો પણ ત્હેમનો કાંઇ પત્તો લાગ્યો નહિં એટલે મ્હને ચિન્તા થવા લાગી. એ ક્ય્હાં ગયા હશે? ત્હેમનું શું થયું હશે? મ્હેં ભૂતકાળ મ્હારી આંખ્યો આગળ લાવવાનો ઘણો યત્ન કર્યો પણ વૃથા. ફક્ત મ્હને એટલું યાદ હતું કે અમૂક મુદત પહેલાં હું અને સ્નેહવદન અમૂક સ્થળે જવા ઉપડયા હતા પણ તે મુદત છ કલાકની થઈ હશે કે છ દિવસની કે છ મહિનાની તે હું નક્કી કરી શકયો નહિં. વળી તે વખતે હું કયા ગામની કઇ હૉટેલમાં છું તે પણ જાણી શકયો નહિં. અને તે જાણ્યા વગર માણસોને પૂછી પણ કેવી રીતે શકાય? ત્હેમને કઇ ભાષામાં પુછવું? વિચાર કરતાં મ્હને લાગ્યું કે વખતે હમે માઇસોર તરફના કોઇ પ્રદેશમાં હઇશું. આ ઉપરથી મ્હેં કેનેરીઝ ભાષાની મદદ વડે સ્નેહવદનને શોધી કહાડવાનો ઠરાવ કર્યો.

હું એકદમ લાયબ્રેરી રૂમમાં દોડયો અને ત્હાં જઇને એક ચાકરને બોલાવીને કેનેરીઝ ભાષામાં સ્નેહવદન વિષે પૂછ્યું. ચાકર સ્તબ્ધ થઇ ગયો અને મ્હારા સ્હામું ટગર ટગર જોવા લાગ્યો.

મ્હારૂં મગજ ઉશ્કેરાયલી સ્થિતિમાં હતું જ એટલે આથી હું વધારે ઉશ્કેરાયો. શું એ લોકો હવે પોતે પોતાની ભાષા પણ ભૂલી ગયા! હું બહુ સારી રીતે કેનેરીઝ બોલી શકતો હતો એમ તો નહિં કહી શકાય પણ ખપજોગું તો હું બોલતો હતો જ. તેમ છતાં પેલો મૂર્ખ ચાકર કાંઇ પણ સ્હમજ્યો નહિં એટલે મ્હને બહુ ગુસ્સો ઉપજ્યો.

આ ઉપરથી મ્હેં ત્હેના બે હાથ પકડ્યા અને બહુ જ દુ:ખભર્યા અવાજે કેનેરીઝમાં " મી. સ્નેહવદન ક્યહાં–ઉંચો–કદાવર–કાળો–ડગલો–ભૂરો–ચશ્મા " વગેરે શબ્દોથી હું ત્હેને પૂછવા લાગ્યો. આનો ઉત્તર આપવાને બદલે ત્હેણે ગભરાઇને બૂમો મારવાનું શરૂ કર્યું એટલે ઓરડામાં મ્હોટું ટોળું ભરાઇ ગયું. હું યથાશક્તિ કેનેરીઝનો ઉપયોગ કરવા લાગ્યો. "સ્નેહવદન–ઉંચો–કાળો–મિત્ર–દગો–લુચ્ચાઇ–નાક મ્હોટું–તું મૂર્ખો" વગેરે શબ્દો હું ઉશ્કેરાયલી સ્થિતિમાં બોલવા લાગ્યો પણ તેથી તે ટોળામાંના એક પણ મનુષ્ય ઉપર અસર થઇ હોય એમ મ્હને જણાયું નહિં. હું બહુ ચ્હીડવાઇ

ગયો અને મ્હને આશ્ચર્ય પણ ઘણું ઉત્પન્ન થયું. કૅનેરીઝ ભાષા બોલનાર મનુષ્યો તે જ ભાષા સમજવાના અખાડા કરે તે કેમ ખમાય? મ્હને પોલિસને ખબર આપવાનો વિચાર થયો; પણ તે પણ શી રીતે બને? હું પોલિસને તે વખતે ક્ય્હાં શોધવા જાઉં?

થોડીવારે ટોળામાં પણ ગુસપુસ ગુસપુસ ચાલી રહી અને આખરે ત્હેમાંનો એક પુરૂષ "કૅનેરીઝ કૅનેરીઝ" એવા શબ્દો બોલતો તે ઓરડામાંથી બ્હાર ચાલ્યો ગયો. થોડીવારમાં તે એક બીજા ગૃહસ્થને લઇને પાછો આવ્યો. તે ગૃહસ્થે મ્હારી પાસે આવીને એક લાંબું ભાષણ આપ્યું. તે કૅનેરીઝ બોલી શકે છે એટલું હું સમજી શકયો પણ, તેથી વધારે મ્હને સમજણ પડી નહિં. કારણ કે તે ગૃહસ્થ ઘણી સારી રીતે કૅનેરીઝ બોલતો હતો.

"ત્હમે કૅનેરીઝ જાણો છો?" ત્હેણે મ્હારી કૅનેરીઝ સમજવાની અશક્તિ જોઇને જરા ચ્હીડવાઇ જઈને કહ્યું.

"હા લગાર; જાણું છું," મ્હેં ભાંગી તૂટી કૅનેરીઝમાં જવાબ આપ્યો.

આ સાંભળીને તો તે ગૃહસ્થ નહિં પણ આખું ટોળું મ્હારા ઉપર ચ્હીડવાઇ ગયું હોય તેમ મ્હને જણાયું પણ ત્હેનું કારણ શું હશે તે હું સમજી શકયો નહિં; શું બધાએ કૅનેરીઝ જાણવી જ જોઇએ? અને

જેટલી હું જાણું છું તેટલી પણ બીજાઓ ક્ય્હાં જાણે છે કે આ લોકો આટલા બધા મ્હારા ઉપર ચ્હીડવાઇ ગયા ! આ પ્રમાણે શરૂ થએલા નાટકનો અન્ત ક્ય્હારે આવત તે સમજી શકવું બહુ મુશ્કેલ છે પણ તે જ બખતે સુભાગ્યે સ્નેહવદન ત્ય્હાં આવી પહોંચ્યા.

"ઓહો, સ્નેહવદન !" હું હર્ષથી બોલી ઉઠયો. "આખરે ત્હમે આવ્યા !"

"અરે, ત્હમે ગુજરાતી છો ?" પેલો કૅનેરીઝમા વાત કરતો ગૃહસ્થ કાંઇક અજાયબીથી તેમ જ કાંઇ ચ્હીડથી બોલ્યો. હું પણ ગુજરાતી જ છું. પણ ત્ય્હારે ત્હમે કૅનેરીઝમાં શા માટે માથું ફોડતા હતા ?"

ધીમે ધીમે તે ટોળું વિખરાઇ ગયું. તે ટોળામાંનાં અજ્ઞાન મનુષ્યો મ્હારો ઉપહાસ કરતાં કરતાં, હસતાં હસતાં, ચાલ્યાં ગયાં. તે પછી મ્હને સ્નેહવદને કહ્યું. "ત્હમે માડું નહિં લગાડતા પણ અહિં પંજાબમાં ઉર્દુને બદલે કૅનેરીઝમાં ત્હમે કેમ બોલતા હતા ? મ્હેં ત્હમને કેટલીવાર કહ્યું કે ત્હમે ભાષાશાસ્ત્રી થવાનો અભખરો છોડી દ્યો ત્હમને બીજી કાંઈ ભાષા નહિં આવડતી હોય તો ક્ય્હાં તો અંગ્રેજીમાં બોલો અને કય્હાં તો ગુજરાતીમાં જ બોલો; પણ આ પ્રમાણે લાહોરમાં કૅનેરીઝ અને કલકત્તામાં તેલુગુ બોલવા જશો તો આપણો પત્તો પણ લાગશે નહિ."

હવે મ્હારે તે વખત સ્નેહવદનને શું કહેવું? ત્હેમની સહીસલામતી માટે ફીકરમાં પડીને મ્હેં આ જહેમત ઉઠાવી ત્ય્હારે બદલામાં મ્હને આ શિખામણ મળી અને મ્હારા ભાષાજ્ઞાન ઉપર ટીકા થઇ. હશે. આપણે શું? બાકી મ્હને હજી લાગે છે કે મ્હને બહુ ભાષા આવડે છે તેથી સ્નેહવદનને ઇર્ષ્યા ઉત્પન્ન થઇ હશે.

આ પ્રમાણે અરસપરસના વ્યવહારમાં એક ભાષા નહિં વપરાતી હોવાને લીધે અનેક પ્રકારની વ્યથા અને અગવડો ઉભી થાય છે અને મુસાફરી કરીને જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ ગ્રહણ કરતાં લોકો અચકાય છે. પરન્તુ લાચાર; મનુષ્યો સ્ત્રીકેળવણી, બાળલગ્ન, કન્યાવિક્રય અને એક ઉપર બે બૈરી નહિં કરવા વિશેના વિષયો ઉપર અનેક ભાષણો અને લખાણો દ્વારા પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપવા તત્પર થશે પણ આવા અગત્યના વિષય ઉપર એક કલાક ગુમાવવા વૃત્તિ પણ દેખાડશે નહિં.

૬

## ભાષાજ્ઞાનના અભાવને લઈને ઉત્પન્ન થતી વિટંબણા.

મુસાફરીમાં એક ભાષાની અગત્ય કેટલી છે તે વિશે આગળ કહી ગયો છું, પણ હજી જ્યાં સુધી તેમ થયું નથી ત્યાં સૂધી શું કરવું—શા ઉપાયો યોજવા એ બહુ વિચાર કરવા લાયક પ્રશ્ન છે. વળી ભાષાનું

જ્ઞાન એકદમ સંપાદન કરી લેવું એ પણ બહુ કઠણ કાર્ય છે. કેટલાંક મનુષ્યો એકએક માસ મુંબાઇ આવી જઇને મરાઠી ઉપર સારો જેવો કાબુ મેળવે છે, અને કેટલાકો છ છ, અને સાત સાત, વર્ષ મુંબાઇમાં ગાળીને પણ મરાઠીનો એક શબ્દ જાણતાં નથી. મ્હારી ઓળખાણમાં એક ગૃહસ્થ છે ત્હેમને મુંબાઈ રહ્યાંને કાંઇ કેટલાં વર્ષ થઇ ગયાં પણ હજી ત્હેમનું મરાઠી જ્ઞાન પ્રથમના જેટલું જ વિશાળ રહ્યું ગયું છે. હજી પણ ઘાટી પાસે બજારમાંથી શાક મંગાવવું હોય તો ત્હેને કહે છે કે: “ જો તે ગણ. આજ શાક લવાયચા હય; માટે સકાળી પરવારીને બજાર મધી જજે હું કે; ત્યાંથી સારા જોઇને દોન તીન શાક આણા કે પછી ખટખટ નાહિં.” આવી જાતની શકિત ધરાવનાર મનુષ્યની પરદેશમાં શું સ્થિતિ થાય ! વળી આ પ્રમાણે મન મૂકીને પરદેશમાં ભાષા વાપરવાથી અનેક વેળા આપણી ફજેતી થાય છે. કાંઇને બદલે કાંઇ બોલી દેવાય છે. નમનતાઇથી કહેવું હોય તો વકરારનું રૂપ લઇ લેવાય છે, અને કેટલીક વાર તો નહિં વાપરવા જેવા અપશબ્દો પણ બોલી દેવાય છે. વળી દરેક દેશનાં રહેવાશીઓની કાંઇક એવી જ ધારણા હોય છે કે અન્ય સર્વ મનુષ્યોને ત્હેમની ભાષાનું સારૂં જ્ઞાન હોવું જ જોઇએ; એટલે આપણાથી થતી સ્વાભાવિક ભૂલ્યોથી ત્હેમની હાસ્યરસની ઉર્મિ ઉછળી આવે છે. આ

સમ્બન્ધી વાત કરતાં મ્હને એક અંગ્રેજી પુસ્તકમાંની વાત યાદ આવી જાય છે.

બે મિત્રો જરમનીમાં મુસાફરીએ ગયા હતા. આ બેમાંથી એકને જરમન ભાષાનું સારૂં જ્ઞાન હતું અને બીજાને માત્ર એવી ભ્રમણા જ હતી. એક દિવસ જરમન ભાષાથી અજ્ઞાન પુરુષ એકલો બજારમાં ફરવા ગયો અને ફરતાં ફરતાં એક દુકાને ઘણા સારા ઝાલરવાળા તકીયા જોયા. તકીયાની કિંમત અર્ધી ગીની માંડેલી હતી તે કાંઇ ત્હેને વધારે લાગી નહિં, એટલે તે દુકાનની બરાબર નિશાની રાખીને તે ઘેર ગયો અને પોતાના જરમન ભાષા જાણનાર મિત્ર કનેથી તકીયાનો જરમન શબ્દ જાણી લીધો. બીજે દિવસે તે શબ્દ ગોખતાં ગોખતાં પેલી દુકાને ગયો. દુકાન ઉપર ગયો એટલે એક યુવાન સ્ત્રીએ જરમન ભાષામાં પૂછયું કે શું લેવું છે? પેલા પુરુષે હિંમતથી ગોખી રાખેલો શબ્દ કહ્યો અને હાથમાં અર્ધી ગીની બતાવી. પેલી સ્ત્રીએ કાંઇક અજાયબીથી અને કાંઇક ગુસ્સાથી પુનઃ પ્રશ્ન કર્યો. પુનઃ પેલા પુરુષે પેલો શબ્દ કહ્યો અને અર્ધી ગીની બતાવી. આ ઉપરથી પેલી સ્ત્રી એકદમ અન્દર ચાલી ગઇ. પેલો પુરુષ આશ્ચર્ય પામીને બ્હાર ઉભો રહ્યો, અને વખતે અન્દરથી સારો તકીયો લેવા ત ગઇ હશે એમ વિચાર કરવા લાગ્યો. થોડીવારમાં અન્દરથી ચાર પાંચ સ્ત્રી આવી પહોંચી;

એમાંથી બે ત્રણ સ્ત્રીઓ તો ખૂબ હસતી હતી. ત્હેમાંની એકે પાછો સવાલ પૂછયો અને જવાબમાં પાછો તેનો તે જ ઉત્તર મળવાથી એક સ્રી આગળ આવી અને ત્હેણે પુરુષે બતાવેલી અર્ધી ગીની લઇ લીધી અને સહસા ત્હેને એક ચુમ્બન આપ્યું અને પછી બીજી જ ક્ષણે એક તમાચો ખેંચી કહાડયો. ભાષાનું કાંઇ જ્ઞાન નહિં એટલે વધુ વાદવિવાદ પણ થાય તેવું નહતું એટલે આખી જરમન પ્રજાનો નાશ કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા લેતો લેતો પેલો પુરૂષ ક્રોધાવસ્થામાં પોતાના મિત્ર કને ચાલ્યો ગયો. ત્હાં ખુલાસો થતાં જણાવ્યું કે ઉચ્ચાર ખોટો કરવાથી જરમન ભાષામાં તકીયાને બદલે ચુમ્બન અર્થ થઇ જાય છે એટલે તકીયો માગવાને બદલે અર્ધી ગીનીનું એક ચુમ્બન જ પેલો પુરૂષ માગ્યા કરતો હતો!

આ જાતની મુશ્કેલીઓ આપણા દેશમાં પણ પડતી હશે જ પરન્તુ આવી જાતનો અનુભવ કોઇને થયો હોત પણ તે કદી કોઇને કહે નહિં એટલે આપણે શી રીતે જાણી શકીએ ?

## ૭.

## થોડાં વર્ષ પહેલાંની ટ્રેનની મુસાફરી.

હમણાં તો આપણે ઘેરથી બરાબર મેળવેલી ઘડિઆળમાં જોઇને સ્ટેશન ઉપર જઇએ છીએ અને

ત્હાં પણ પાંચેક મીનીટ પહેલાં જ પહોંચાય તો જ આપણી શોભા છે એમ આપણે ધારી લઇએ છીએ. વળી ટાઇમસર ટ્રેન જો ના આવે તો આપણા ગુસ્સાનો પાર રહેતો નથી અને જાણે લાખ્ખો રૂપિઆનું નુકશાન થઇ જતું હોય તેમ આપણે વિહ્વલ ચિત્તે સ્ટેશન માસ્તરને, પોર્ટરોને અને બીજા ઉતારૂઓને ટ્રેન પાંચ મીનીટ મોડી શાથી થઇ હશે તે વિશે આતુરતાથી પૂછીએ છીએ અને આ જ પ્રમાણે જો નવાબી કારભાર ચાલતા હોય તો દુનિયામાં રહેવાય જ કેમ એવાં વાકયો મ્હોટા ઘાંટા પાડીને આપણે ઉચ્ચારીએ છીએ. એક મીનીટ ટ્રેન વ્હેલી ઉપડી ગઇ અને દોઢ મીનીટ ટ્રેન મોડી થઇ એવી ફરિયાદો મુંબાઇમાં રહેનાર લોક પાસેથી આપણે વારંવાર સાંભળીએ છીએ; અને તેવે વખતે જો આપણે ત્હેમના આ મહા દુઃખમાં ભાગ ન લઇએ તો કામધંધા વગરના નવરા મનુષ્યોમાં ખપી જઇએ છીએ. સાંઝના ઑફીસેથી પરવારીને જતા હોય કે ક્રીકેટ અને હૉકીનો મૅચ જોઇને જતા હોય ત્હારે પણ મુંબાઇવાસી લોક એવી ગતિથી ચાલે છે કે અજાણ્યા માણસને તો એમ જ લાગે કે કોઇ પારકાની વસ્તુ તફડાવીને પોલીસના હાથમાંથી બચવાને ન્હાસભાગ કરે છે. પરન્તુ અસલના વખતની ટ્રેનો અને ત્હેમના ટાઇમટેબલનો જો ત્હેમને અનુભવ હોય તો ત્હેમના હૃદય ઉપર કોઇ વળી

નવીન જ પ્રકાશ પડે. તે વખતમાં મુકરર વખત પહેલાં બેએક કલાક આગમચ સ્ટેશન ઉપર પાછી આવવું જ જોઇએ એવી સામાન્ય માન્યતા હતી. અને તે વખતે એન્જીન ડ્રાઇવરને પણ બે ત્રણ કલાકનો ઝાઝો હિસાબ નહિં હતો. ઘણીવાર એમ બનતું કે આપણે ટ્રેનમાં બેઠા હઇએ અને દૂર દૂર જંગલમાં અચાનક ટ્રેન ઉભી રહે. હો હા કરતાં લોકો ગાડીમાંથી ઉતરી પડે અને શા કારણથી ટ્રેન ઉભી રહી તે વિશે ઉત્સાહથી વાદવિવાદ ચલાવે. ઘણીવાર કાંઇ મ્હોટું કારણ ન હોય. ઘણીવાર કોઇ ગાય ભેંશોના ટોળાંથી જ ટ્રેન અટકી ગઇ હોય, એન્જીન ડ્રાઇવર, ભરવાડ અને ઉતારૂઓ તે ટોળાંને પાટા ઉપરથી સમજાવી પટાવીને દૂર લઇ જાય એટલે વળી પાછી ટ્રેન ચાલે. કોઇક કોઇક વાર એન્જીનમાં વરાળ ખુટી પડતી એટલે ટ્રેન ઉભી રાખીને પાછી વરાળ એકઠી કરવી પડતી. એક વખત તો એટલે સુધી બનેલું કે ડ્રાઇવર નવો હતો એટલે તેણે કાંઇ પણ તપાસ કર્યા વગર એક મ્હોટા સ્ટેશનથી ટ્રેન ઉપાડી મૂકી. બે ત્રણ ન્હાના સ્ટેશનો વટાવી ગયા પછી ટ્રેન એકદમ ઉભી રહી. હમે બધા નીચે ઉતરી પડયા અને એન્જીન આગળ દોડયા. ત્યહાં ડ્રાઇવરને અને કોલસાવાળાને સ્હામસ્હામા યુદ્ધ ચાલ્યું હતું. હમે બધાએ મહા મહેનતે ત્હેમણે છૂટા પાડયા.

ત્હારે જણાયું કે બેમાંથી એકની ભૂલને લીધે કોલસા જ થઈ રહ્યા હતા. ટ્રેન આગળ કે પાછળ જઈ શકે તેમ ન હતું એટલે ડ્રાઇવર, ઉતારૂઓ અને ગાર્ડે મળીને ઠરાવ કર્યો કે એ માણસને પાસેનાં સ્ટેશને મોકલવા; ત્હેમણે ત્હાંથી મ્હોટા સ્ટેશને તાર કરવો અને કોલસા લઇને એક બીજું એન્જીન આવે તેમ ઠરાવવું. આ પ્રમાણેની ગોઠવણ અમલમાં આવતાં અને હમારી ટ્રેન પાછી ચાલતાં આશરે છ સાત કલાક વીતી ગયા. દિવા વિશે પણ તે વખતમાં તેમ જ ચાલતું હતું. વગવસીલાવાળા માણસોને તો કોપરેલથી ભરેલાં ફાનસો મળી શકતાં પણ બીજાઓને તો પોતાનાં કમ્પાર્ટમેન્ટમાંના દિવાઓમાં તેલ હશે કે નહિં અને હોય તો કેટલો વખત ચાલશે અને તેલ હોય તો અન્દર દીવેટ હશે કે નહિં વિગેરે પ્રશ્નોનું નિરાકરણ નસીબને જ સોંપી દેવું પડતું હતું.

મ્હને ઘણીવાર એમ થાય છે કે અર્ધી મીનીટની વ્હેલી મોડી ટ્રેન માટે ફરીયાદ કરનાર મનુષ્યોને આવી એકાદ ટ્રેનમાં સહેલગાહ કરાવવી જોઇએ. એથી કરીને ત્હેમના સ્વભાવમાં ઘણો સારો ફેર પડી જવાનો ઠીક સંભવ રહે છે.

સમાપ્ત.

# કેટલાક અભિપ્રાયો.

"......બાબુજીના ઉંડા રહસ્યથી ભરેલા તત્ત્વજ્ઞાનના પંદર નિબંધો આપવામાં આવ્યા છે...... પ્રત્યેક નિબંધમાં બતાવેલા વિચારો એ બહોળા વાચન, મનન અને નિદિધ્યાસનનું ફળ છે અને તે વાંચવાથી તત્ત્વજ્ઞાનની ઘણી અટપટી બાબતો આપોઆપ સમજાય છે......આખું પુસ્તક બાબુજીનું હાર્દ સમજી સરળ ભાષામાં લખવામાં ભાઇ મહેતા સફળ થયા છે. અરવિંદ બાબુ અર્વાચીન હિન્દના યોગી છે."

—સાંજ વર્તમાન, તા. ૨૨ જુલાઇ, ૧૯૨૦.

"......અરવિંદ બાબુનું તત્ત્વજ્ઞાન મોટે ભાગે ગીતા ઉપર અવલંબેલું છે......આ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ વાંચ્યાથી આપણા જ્ઞાનમાં ઘણી વૃદ્ધિ થશે. ભાષા વિષયના પ્રમાણમાં સહેલી છે."

—સાહિત્ય, ઑગસ્ટ ૧૯૨૦.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ, નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

# સાક્ષરજીવન.

કર્ત્તાની ત્રણ રંગની છેલ્લામાં

છેલ્લી છબી સાથે.

વિદ્વાન

રા. બળવંતરાય ક. ઠાકોર બી. એ. ના

ઉપોદ્ઘાત તથા ટિપ્પણ સાથે,

સત્તર વર્ષ પર લખાયલો અપૂર્વ લેખ.

કર્તા,

સ્વ. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી,

બી. એ. એલએલ. બી.

મૂલ્ય રૂપીઆ બે.

" રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી મોરારજી ગોકળદાસ ચાલ

નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

# કેટલાક અભિપ્રાયો.

" ...attracted the attention of several thinkers...In addition to the deep learning displayed by the late Mr. Tripathi...Prof. B. K. Thakore...displays an equally sound erudition...The notes...written by the Professor...assist the students."

—*Moderan Review, Nov. 1919.*

"....ઘણા વિચારકોનું ધ્યાન ખેંચ્યું હતું...સ્વ. મિ. ત્રિપાઠીની પોતાની ગહન વિદ્વત્તા ઉપરતાં...પ્રો. બ. ક. ઠાકોરની પ્રસ્તાવનામાં એમનું વિશાળ જ્ઞાન એટલું જ પ્રત્યક્ષ થાય છે...પ્રોફેસરે પુસ્તકના છેવટમાં લખેલું ટિપ્પણ અભ્યાસીઓને સારી મદદ આપે એમ છે."

—મોડર્ન રીવ્યુ, નવેમ્બર ૧૯૧૯.

*　　*　　*　　*　　*

" સદ્ગત સાક્ષરશિરોમણિ ગોવર્ધનભાઈનો આ લેખ સાક્ષરજીવનના આદર્શનો અને તેના ઉચ્ચાશયોનો ઉત્તમ ખ્યાલ આપે છે. શૈલી પ્રૌઢ, સમર્થ અને આકર્ષક છે. માનસિક વિકાસ અને ઉન્નતિ ઇચ્છનારે આ પુસ્તક તેના ઉપોદ્ઘાત સાથે વાંચવા અને વિચારવા લાયક છે."

અમદાવાદ, તા. ૩ જી, નવમ્બર, ૧૯૧૯. } કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. (બી.એ.)

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ, નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ. નં. ૪.

" સરસ્વતીચંદ્ર નામની નવલકથાના સદ્‌ગત પ્રાતઃ-સ્મરણીય લેખક ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની આકૃતિ વિષે કાંઇ પણ પ્રશંસાના શબ્દો ઉચ્ચારવા તે મોરનાં ઇંડાં ચિતરવા બરાબર છે. આ પુસ્તકની જેને 'કલાસિક' કહે છે તે કોટિનાં પુસ્તકોમાં ગણત્રી થાય તેમ છે...આ પુસ્તક અધુરૂં છતાં તે લેખકની પ્રતિભા, વિચારની પરિપકવતા અને ભાષાસામર્થ્ય બતાવી આપે છે અને ઉત્તમોત્તમ વિચારોનું મનન અને અધ્યયન કરનારાઓ માટે તે ઘણું જ આદરણીય છે...ગુજરાતના જાણીતા સાક્ષર પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરને હાથે કિમતી ઉપોદ્ઘાત જોડવામાં આવ્યો છે જે લેખકના વિચારોના મૂળ મુદ્દાઓનું ટુંકમાં ખ્યાલ આવે તેવી રીતે સ્પષ્ટીકરણ કરે છે."

—સાંજ વર્તમાન, તા. ૨૯–૧૦–૧૯૧૯.

" (આદર્શ) સાક્ષરજીવન કેવું હોય તે આપણને સમજાવ્યું છે. સાક્ષરજીવનની...શૈલી...નૈસર્ગિક, સરળ તથાપિ પ્રૌઢ છે."

—સાહિત્ય, નવેમ્બર ૧૯૧૯.

...આ ગ્રંથ કર્તાના ઉચ્ચતમ અભિલાષોનું, વિચાર-શ્રેણિના ઉપરિતમ પગથિયેથી કરેલા વિશાલ અવ-લોકનનું, એ અવલોકનને અંતે જે સૂક્ષ્મ નિશ્ચયોપર

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨—૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

તેઓ આવેલા તે નિશ્ચયોનું ગાળી કાઢેલું, તાવેલું રસાયન છે. ઈંગ્રેજીમાં...Intellectual Life એ નામનું પુસ્તક છે પણ તેના કરતાં ગોવર્ધનરામભાઈનું સાક્ષરજીવન વધુ ઉંચી કોટિનો ગ્રન્થ છે... આ પુસ્તક ભાવમય છે, તેના સત્યો સંસિદ્ધ સર્વદેશીય છે... ગોવર્ધનરામની પ્રતિભાનો આ નમૂનો અપ્રતિમ લાગે છે...યુનિવર્સિટી જો કૉલેજમાં ગુજરાતી ભાષા દાખલ કરે તો સાક્ષરજીવન—તેના પ્રવેશક વિગેરે સુદ્ધાં અભ્યાસક્રમમાં અવશ્ય આવવું જોઈએ.

—ચિત્રમયજગત, માર્ચ ૧૯૨૦.

...તેના પહેલા નિબંધમાં સાક્ષરજીવનના જુદા જુદા પ્રકાર વર્ણવ્યા છે.. અન્નપૂર્ણાનો પ્રસાદ વધારે સુલભ છે, અને સાક્ષરોએ અન્નપૂર્ણાથી તૃપ્ત થઇ યથાકાલે અક્ષર સેવન કરવું એ જ ધર્મ છે એમ લેખક જણાવે છે ... બીજા નિબંધમાં આત્મકલ્યાણ અને લોકકલ્યાણ શામાં છે તે બાબતની ચર્ચા કરેલી છે ... તે પછીના નિબંધોમાં સાક્ષરજીવનનું રૂપક 'તટસ્થતા' શબ્દની અંદર રહેલા ભાવોની સાથે ઘટાવ્યું છે. ત્રીજું પ્રકરણ અત્યંત ઉપયોગી છે ..સરસ્વતીચંદ્રના પ્રસિદ્ધ લેખક સાક્ષરવર્ય ગોવર્ધનરામને હાથે લખાયલા પુસ્તકના અવલોકનમાં અમારે વધુ કંઇ કહેવાનું ન જ હોય...પ્રજા વર્ગમાં એનો બહોળો ફેલાવો થાય એ

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

ઇચ્છવાયોગ્ય છે. પુસ્તકમાં સાક્ષરવર્ય સદ્‌ગત શ્રી ગોવર્ધનરામભાઈનો રંગીન ફોટો આપેલો છે.”

—ભારતસેવા, તા. ૫ ડીસેમ્બર ૧૯૧૯.

“... ગુજરાતની સાક્ષરસૃષ્ટિમાં એક આદર્શ સાક્ષર તરીકે જીવન જીવીને જેમણે ગુજરાતને અનેક રીતે ઉન્નત કરવામાં પોતાનો ફાળો આપ્યો છે તે મહાપુરૂષની કલમથી લખાયલું ‘સાક્ષરજીવન’ નું પુસ્તક અવશ્ય સત્કારને પાત્ર નીવડવું જ જોઇએ. આ પુસ્તક સુંદર નિબંધના રૂપમાં લખાયું છે... આ પુસ્તક પ્રગટ કરી સમાજતૃપણ...સાધ્યાં છે... વિદ્વાનોની વિચારસૃષ્ટિના ચિત્રો જોવામાં જેમને મજા પડે છે- જેમને આ પુસ્તકના લેખકે બાલદૃષ્ટા કહ્યા છે-તેમને આ પુસ્તકના વાંચનમાંથી ઘણુંય જાણુવા જેવું, જીવનના ભાર ઉતારે તેવું અને ઉંચે ઉડવાની પ્રેરણા આપે તેવું મળે એમ છે. ... એકંદરે આ પુસ્તક બહુ સુંદર વિચારોને પ્રેરનાર સાહિત્ય પુરૂ પાડે તેવું છે... આ પુસ્તક અભ્યાસનું પુસ્તક છે. મનોરંજનનું નથી. એમ. એ. ની ગુજરાતીની પરિક્ષાના વિષયમાં કદિ આ પુસ્તક પાઠ્ય બને એવા ગુણ તેમાં છે. પ્રો. ઠાકોરના પ્રવેશકમાં ઘણુંય શીખવા જેવું છે......પ્રો. ઠાકોરે લખેલો પ્રવેશક ગુજરાતી ગદ્યની કળાનો એક સુંદર નમુનો છે.

—કેળવણી, ઑકટોબર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

# ગુલામગિરીનો ગજબ.

[ આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથે. ]

ગુલામગિરીના ત્રાસથી પીડિત લોકોના
જીવનનું કરૂણાભર્યું ચિત્ર આલેખતી
નવલકથાનો અનુવાદ.

મૂળ અંગ્રેજી લેખક,

મિસીસ હેરીએટ બીચર સ્ટૌ.

અનુવાદક,

અ. સૌ. વિમળા સેતલવાડ.

મૂલ્ય રૂપીયા બે.

---

## કેટલાક અભિપ્રાયો.

"......Mrs. Vimala's translation certainly does not detract from the deserved merits of the original. Accompained as it is with the life story of Mrs. Stowe and good illustrations we are sure that the book would find many

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

readers...The translation is a judicious repro-rduction of the ideas of the orignal writer in simple Gujarati."

—Modern Review, Dec. 1918.

" મૂળ પુસ્તકના ઉત્તમ ગુણો મિસીસ વિમલાના ભાષાન્તરમાં સારી રીતે દ્રષ્ટિએ પડે છે. મિસીસ સ્ટોનાં જીવનચરિત્ર તથા સારાં ચિત્રો આ પુસ્તકમાં આપેલાં હોવાથી, અમ્હને વિશ્વાસ છે કે સારા પ્રમાણમાં વંચાશે...તરજુમો પણ વિવેકથી કરવામાં આવ્યો છે અને મૂળ કર્તાના ઉત્તમ આશયો સરલ ગુજરાતીમાં સારી રીતે સચવાયા છે. "

—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮.

" સૌ. વિમળા સેતલવાડે આ પુસ્તકનું ભાષાન્તર કરી ઇંગ્રેજી ભાષાથી અપરિચિત ગુર્જર પ્રજા સમક્ષ અગત્યનું વાંચન રજુ કર્યું છે...તેની ભાષા પણ મધુર, સરલ, અને આડંબર વિનાની હોવાથી સ્ત્રી વર્ગ પણ તે હોશે હોંશે વાંચી શકે તેમ છે. " —પ્રજામિત્ર.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

" અંકલ ટોમ્સ કેબીન નામની નવલકથા પાશ્ચાત્ય પ્રજામાં અત્યંત આદરણીય ગણાય છે અને બાઇબલ પછી બીજો નંબર તેને આપવામાં આવે છે. એ પુસ્તકમાં...ગુલામગિરીની પ્રથાને તેના સત્ય સ્વરૂપમાં રજુ કરી સમસ્ત દુનિયાની સહાનુભૂતિ એ ગંભીર પ્રશ્ન તરફ આકર્ષી છે અને પ્રત્યેક પ્રજાને સ્વતંત્ર થવાના જન્મસિદ્ધ હક્ક છે એ સિદ્ધાન્તનું સમર્થન કર્યું છે. આ ઉપયોગી પુસ્તકનો અનુવાદ કરી તેને પ્રજાના હસ્તકમાં મુકવાનું કાર્ય અત્યંત સ્તુતિપાત્ર ગણાવું જોઇએ. અ. સૌ. વિમળાએ શુદ્ધ અને સરળ ગુજરાતીમાં તેનો અનુવાદ કર્યો છે...તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અનુવાદના ગુણોને લીધે ગુજરાતનાં થોડું ભણેલાં સ્ત્રીપુરૂષો પણ એ પુસ્તક સરળતાથી વાંચી શકશે. સિવાય કથાના પ્રસંગને લગતા પણ સંખ્યાબંધ ચિત્રો આપવામાં આવ્યાં છે. "

—હિન્દુસ્થાન, ૧૨ ઑક્ટોબર ૧૯૧૯.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

" બ્હેન વિમળાનું ગુજરાતી...સરળ છે અને... ભાષાંતર પણ વાચકની આંખમાંથી અશ્રુપાત કરાવી શકે તેમ છે. મૂળ તો પુસ્તકની વસ્તુ જ ઉત્તમ છે...અને બ્હેન વિમળાને તેમના સફળ પ્રયત્ન માટે અમે સહર્ષ અભિનન્દન આપીએ છીએ...ગુર્જર સાહિત્યના આ મોહમય સમયમાં બ્હેન વિમળાએ એક ભાષાંતર રૂપે પણ એક ભાવનાનું અર્પણ કર્યું છે તે ખરેખર સ્તુત્ય છે. બ્હેન વિમળાનું પુસ્તક ગુર્જર પ્રજાને વાંચવા યોગ્ય છે. ભાષાન્તર સફલ છે. "

—સમાલોચક, ડીસેમ્બર ૧૯૧૮.

" ગુજરાતી ભાષામાં વાર્તાઓના જે ગણ્યા ગાંઠયાં વાંચવા જેવાં, વાંચી સંગ્રહ કરવા જેવાં પુસ્તકો છે તેમાં એક ઉમેરો...છે. પુસ્તકની ભાષા તરજુમિયા નથી, તેમ...વિદ્વત્તાનો આડંબર નથી. ગુજરાતનો સાધારણ વાચકવર્ગ વાંચી સમજી શકે તેવી તે સરળ છે...બ્હેન વિમળાનો આ પ્રયત્ન સફળ નિવડયો છે, અને અમેરિકામાં કે બીજા દેશોમાં જ્યાં જ્યાં ગુલામગિરી પ્રવર્તતી હતી ત્યાં ત્યાં રાક્ષસી કૃત્યો થતાં હતાં તેનો ખ્યાલ... આવ્યા સિવાય રહેતો નથી. ચિતાર કરૂણામય છે અને વાંચતાં વાંચતાં આંખમાંથી આંસુ નીકળે પડે છે. "

—બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, જાન્યુઆરી ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪

"આવા નામાંકિત પુસ્તકનો ગુજરાતી જ સમજતાં વાંચકવૃંદને માટે અનુવાદ કરી આપવાનું માન સૌ. વિમળા સેતલવાડને ઘટે છે...તેમની લેખનશકિત, તેમની સરળ પણ અલંકારીક ભાષા અને મૂળ કર્ત્રીના વિચારો અનુવાદમાં ઉતારવાના મુશ્કીલ કાર્યમાં તેમણે મેળવેલી સફલતા...લક્ષમાં લઇએ તો ખરેખર મન તો અજાયબીમાં પડે છે."

—સ્ત્રીહિતોપદેશ, જાન્યુઆરી, ૧૯૧૯.

"અમેરિકામાં જે સમયે ગુલામગિરી પુર જોસમાં ચાલતી હતી તે સમયનું આ એક આબેહુબ ચિત્ર છે...કથા રસના પ્રવાહમાં અને પ્રાસંગિક ચિત્રના આલેખનમાં કયાંય ક્ષતિ...નથી...ભાષાની પ્રૌઢતા પણ તેટલી જ આકર્ષક છે. વાર્તા તરિકે 'ગુલામગિરીનો ગજબ' આદિથી અંતસુધી કરૂણારસથી ભરેલી છે અને અનેક પ્રસંગોએ વાંચકની સહૃદયતા તેનાં નેત્રોમાં આંસુ ચમકાવ્યા વિના રહેતી નથી.'

—પ્રજાબંધુ, તા, ૬ સપ્ટેમ્બર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી; મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ. ગિરગામ, મુંબાઈ નં. ૪.

આ ચોપડી લખવામાં બાઈ વિમલા સેતલવડે કાંઈક શ્રમ ખેંચેલો માલમ પડે છે, એમાં મિસીસ સ્ટોનું રસિલું વૃતાન્ત રજુ કરવામાં આવેલું છે … … … … એમાં ચિત્રો અને પ્રસંગો એવા દીલ ઉશ્કેરનારાં છે કે તે જોવાથી અને તપાસવાથી અમેરિકાના ગુલામયુગનો આબેહુબ ચિતાર વાંચનારને માલુમ પડે છે. … … આ પુસ્તકમાં શરૂઆતના ૫૦ પૃષ્ઠો ઉપર આપેલું મિસીસ સ્ટોનું જીવનચરિત્ર વાંચવા લાયક છે અને ગરીબાઈમાંથી કેવી રીતે આગળ વધી પોતાથી બનતું એ કરે છે તે દરેક વાંચનારના મનને એક શીખામણ લેવા જોગ છે.

—જામે જમશેદ. તા. ૪ ઑક્ટોબર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬; સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં; ૪;

# ઉષાકાન્ત.

આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથેની
જાણીતી સાંસારિક નવલકથા.

લેખક,

**સ્વ. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા, બી. એ.**

ગુજરાતના આ જાણીતા લોકપ્રિય વાર્તાકાર સ્વ. રા. ભોગીન્દ્રરાવ દિવેટિઆને કોણ ઓળખતું નથી ? એમની અનેક નવલકથાઓ પ્રેમથી અને રસથી ગુજરાતી પ્રજા વાંચે છે. ઉષાકાન્ત એમની જાણીતી અને લોકપ્રિય નવલકથા છે. આ તેની નવી બીજી આવૃત્તિ છે. તેમાં આઠ સુંદર ચિત્રો છે. ઘણા વખત પછી આ નવી આવૃત્તિ તૈયાર થઇ છે.

મૂલ્ય રૂપીઆ બે.

કેટલાક અભિપ્રાયો.

" ...હિન્દુ સંસારનાં કેટલાંક એવાં ભાવવાહી ચિત્રો રા. દિવેટીઆએ આ નવલકથામાં ચિતરેલાં છે કે જેથી હિંન્દુ સમાજને ઘણું શીખવવાનું મળે એમ છે......પુસ્તક વાંચવાનું શરૂ કર્યા પછી એક પલ પણ છોડવું ગમતું નથી."

—ભારતસેવા, તા. ૬ ઑગસ્ટ ૧૯૨૦.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી મોરારજી ગોકળદાસ ચાલ
નં ૨–૩૬ સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ નં ૪

" સ્વર્ગસ્થ મિ. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિઆએ ગુજરાતી ભાષાના નવલકથાના સાહિત્યમાં અગત્યનો હીસ્સો આપ્યો છે. તેમણે અનેક નવલકથા લખી છે તેમાં ઉષાકાન્ત જનસમાજમાં ઘણી માનીતી થઇ પડી છે. તેની બીજી આવૃત્તિ હાલમાં...પ્રગટ થઇ છે. આ નવલકથામાં કેટલાક પ્રસંગો એવા ચીતરવામાં આવ્યા છે કે તે આ બાદ દર્શાવવા માટે ચિત્રો અનુકૂળ થઇ પડે...પહેલી આવૃત્તિની એ ખોટ બીજી આવૃત્તિવાળાએ...પુરી પાડી ચિત્રો પણ રજુ કર્યાં છે. આ નવલકથામાં હિંદુસમાજનું દૃશ્ય અચ્છી રીતે રજુ કરવામાં આવ્યું છે."

—પ્રજામિત્ર, તા. ૪ ફેબ્રુઆરી ૧૯૨૦.

" પ્રસ્તુત ગ્રંથમાં કર્તાની છબી ઉપરાંત વાર્તાને સબળ કરનાર બનાવનો તાદૃશ્ય ચિતાર રજુ કરનાર સુંદર ચિત્રો પણ આપેલાં છે...સ્વ. ભોગીન્દ્રરાવ બાહોશ નવલકથાકાર હતા; ને તેમની વાર્તાઓ અમને ઘણી ગમે છે. એકથી વધારે વાર અમે તેમની પ્રશંસા કરી છે. તેથી તે ફરીથી કરવા જરૂર નથી."

—સાહિત્ય, જાન્યુઆરી ૧૯૨૦.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં ૨-૩૬ સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# મારી વીસ વાર્તાઓ.

[ આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથે. ]

સુન્દર વાર્તાઓનો સંગ્રહ.

લેખક,

## રા. કેશવપ્રસાદ છોટાલાલ દેશાઈ,

બી. એ., એલએલ. બી.

**વીસ વાર્તાઓ**—૧. અબલાઓનો એકકો ૨. કારાગૃહની કિશોરી. ૩. માલતી મંડપ. ૪. નગરશેઠની ચતુરાઇ. ૫. મનંતરાય અને દિકરી. ૬. કોઇ કહેશો એ શું કરશે? ૭. એલએલ. બી. નો અભ્યાસ. ૮. એક દુઃખદાયક દૃશ્ય. ૯. એક ફકીરની કહાણી. ૧૦. સ્વદેશી માલ કેમ આવ્યો? ૧૧. એક છોકરીના મનનો ઉભરો. ૧૨. જમાઇરાજ. ૧૩. કૉલેજની રજામાં. ૧૪. જુનું કે નવું? ૧૫. વસુનાં નવાં શિક્ષક. ૧૬. પરિક્ષાનું પરિણામ. ૧૭. બટુકનો બાપ કોણ? ૧૮. લેફ્ટનંટ મહેતા વી. સી. ૧૯. કમનસીબની કહાણી. ૨૦. ઇન્દિરા.

**મૂલ્ય રૂપીઆ બે.**

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરા ૨૭ ગોકળદાસ ચાલ નં. ૨—૩૬; સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

## કેટલાક અભિપ્રાયો.

"......throughout the whole book there is not a single dull page...The stories certainly furnish delightful reading."

—The Modern Review, July 1918.

" આખા પુસ્તકમાં એક પણ પાનું નિરસ નથી... વાર્તાઓ ખરેખર આનન્દ જ આપે એવી છે."—

—મોર્ડન રીવ્યુ, જુલાઈ ૧૯૧૯.

"મિ. કેશવપ્રસાદે એક લેખક તરીકે અત્યાર અગાઉ નામના મેળવી છે...ગુર્જર પ્રજા સમક્ષ નવી નવી ભાવના, ઉચ્ચ અભિલાષાઓ અને સ્વાદિષ્ટ પક્વાન પીરસવાની શકિત તો (તે) ધરાવે છે જ અને આ પુસ્તક વાંચનારને તેનો ખ્યાલ સ્હેજે આવી શકે તેમ છે......આ વાર્તાઓ આવી સરસ રીતે લખવા માટે અમે મિ. કેશવપ્રસાદને ધન્યવાદ આપીએ છીએ."

—પ્રજામિત્ર.

"... મારી વીસ વાર્તાઓદ્વારા રા. દેસાઈ ટુંકી વાર્તાઓના સાહિત્યમાં એક અણમોલ ઉમેરો કરે છે એમ કહ્યા વિના ચાલતું નથી......સમાજશાસ્ત્રીઓએ ગંભીર રીતે વિચાર કરવા જેવા અનેક પ્રશ્નો રા. કેશવપ્રસાદે આ વાર્તામાં ચર્ચ્યા છે.

ભારત સેવા, તા. ૬ ઓગસ્ટ ૧૯૨૦.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪

"વીસ વાર્તાઓના ઉત્સાહી લેખક ગુજરાતના વાંચકવર્ગને અજાણ્યા નથી...તેથી ઘણા વાંચકવર્ગનું મન રંજન થયું છે...આ વાર્તાઓ ફતેહમંદ રીતે લખાઇ છે અને વાર્તાઓમાં ઠાવકા હાસ્યરસની પણ ઠીક જમાવટ કરવામાં આવી છે."

—સાંજવર્તમાન.

"આ વીસ વાર્તાઓ...આપણને ગમ્યા વિના રહેશે નહી...વાર્તાકારે એવા સામાન્ય બનાવો કામમાં લઇ તેની ટૂંકી વાતો લખી છે; ને એવી રીતે કે નિબંધની કરકરી પંડિતાઇ બાજુ ઉપર રહેવા દઇ વાર્તાની મોહક, લોહચુંબકવત્ ભભકવડે વાંચનારનાં દિલ જીતી લીધાં છે."

—સાહિત્ય, ઑગસ્ટ ૧૯૧૯.

"આ સંગ્રહને આવકાર દેતાં આનંદ થાય છે ......આ ચોપડી વિશેષ આકર્ષણ થઇ પડવા વકી છે......રા. કેશવપ્રસાદની લખાવટ શુદ્ધ, સાદી, અને વ્યવહારૂ છે. ચલણી ગદ્યને માટે આવી લખાવટ જ ઉત્તમ છે...... આ સંગ્રહમાં વાર્તાઓના વિષય, રસ અને સંજોગોની વિવિધતા પણ પુષ્કળ છે."

પ્રો. બળવંતરાય ઠાકોર, બી. એ. —સમાલોચક, ઑગસ્ટ, ૧૯૧૯.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૧-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"રા. ભાઇ કેશવપ્રસાદ દેસાઇએ જૂદા જૂદા* માસિકોમાં લખેલી વાર્તાઓનો એક સામટો સંગ્રહ આપવામાં આવ્યો છે અને તે યોગ્ય થયું છે. તેઓ એક વિચારશીલ લેખક છે અને ઉંચા પ્રકારની નિરીક્ષણ શક્તિ ધરાવે છે. વળી તેમના લખાણમાં કેટલુંક મર્માળુ હાસ્ય દૃષ્ટિગોચર થાય છે....ઉંચી કળા અને કારીગરી દાખવી તેમણે આપણા સામાજિક જીવનના વિધવિધ પ્રશ્નોનું નિરૂપણ અને ચર્ચા બહુ રમુજી રીતે કર્યાં છે અને તે સમાજચિત્રો બહુ ખેંચાણકારક માલુમ પડયાં છે. એટલે સુધી કે વસુના નવા શિક્ષક, લેફ્ટેનન્ટ મ્હેતા વી. સી. વગેરે પાત્રો ગુજરાતી સાહિત્યમાં કાયમનું સ્થાન લેશે. આવી સુંદર કૃતિ યોજવા માટે ખરેખર રા. દેસાઇને ધન્યવાદ ઘટે છે."

—બુદ્ધિપ્રકાશ, ઑકટોબર ૧૯૧૯.

આ ચોપડી રસિલી અને વાંચવા જોગ છે........ ...આ વાર્તાઓમાં પણ ચાલુ રસ મુકવામાં આવ્યો છે અને તેથી જ તે વાંચકવર્ગમાં લોકપ્રિય થઇ પડશે એવું અમે માનીએ છીએ. વાર્તાઓમાં સારી કલ્પના, માણસોના સ્વભાવ પારખવાની આદત, ચાલુ રમુજ વિગેરેથી વાંચકવર્ગનું મન આકર્ષા નાંખે છે.

—જામે જમશેદ, તા. ૪ ઑકટોબર ૧૯૧૯.

*રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

# લલિતનાં કાવ્યો.

[ લેખકની છબી સાથે ]

લેખક,

## રા. લલિત ઉર્ફે રા. જન્મશંકર મ. બુચ.

રા. જન્મશંકર મહાશંકર બુચ, ગુજરાત કાઠીયાવાડમાં કોમળ ભાવમિશ્રિત કાવ્યોના લેખક તરીકે આજ વર્ષોથી લલિતના ઉપનામથી પ્રસિદ્ધ છે. આ કાવ્યો ગુર્જર પ્રજામાં હોંશે હોંશે વંચાય છે અને રા. લલિતનું નામ ગુર્જર પ્રજાના હોઠે રમી રહ્યું છે.

[ આવૃત્તિ બીજી ]

મૂલ્ય રૂપીઓ એક.

---

કેટલાક અભિપ્રાયો.

" Lalit's performances are sure to live long." —Modern Review, Decr. 1918.

" લલિતનાં કાવ્યો લાંબા કાળ સુધી જરૂર વંચાશે."

—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકલદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"આજ છ વર્ષના સમયે જ્યારે એની પુનરાવૃત્તિ પ્રકટ થાય છે તે વખતે ગુજરાતને વચ્ચે એ કાવ્યોની કસોટી કરવા દીર્ઘ સમય મળેલો હોવાથી અને એ કસોટીમાં રા. લલિતનાં કાવ્યોએ સારૂં સ્થાન મેળવેલું હોવાથી...ગુજરાતને આ કાવ્યો ગમશે...એ નિઃશંક છે...લલિતનાં લાલિત્યપૂર્ણ કાવ્યો ગુજરાતના બાળકોથી માંડીને સાહિત્યભક્તોને મુખે ગવાય છે એ જ એ કાવ્યોની મહત્તા છે."

—હિન્દુસ્તાન, તા. ૧૭ ઑકટોબર ૧૯૧૮.

"રા. લલિત-રા. જન્મશંકર મહાશંકર બુચ એક કવિ, એક ગાયક અને એક કીર્તનકાર તરીકે એટલા જાણીતા છે. તેમનાં સરલ તેમ જ મીઠાં કાવ્યો જનસમાજમાં પ્રેમથી વંચાય છે, ગવાય છે."

—ગુજરાતીપંચ, તા. ૧૦ ડીસેમ્બર ૧૯૧૮

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# કમલાના પત્રો.

## મૂળ અંગ્રેજીપરથી અનુવાદ.

અનુવાદક,

રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક.

હિન્દુ સંસારના અનેકવિધ રંગની માહિતી આપતાં કમલા ઘણી ચતુરાઇથી અને સચોટતાથી આ પત્રો પોતાના પ્રિયતમને લખે છે. પતિપરના પત્રો હિન્દુસંસારની રૂઢિ મુજબ પ્રગટ થઇ શકતા નથી પણ કમલાએ એ રૂઢિનો ભંગ કરી પોતાના પત્રો પ્રગટ કર્યા છે. આ પત્રો દરેક સહુમજ્ઞ સ્ત્રીપુરૂષે ખાસ વાંચવા અને વિચારવા યોગ્ય છે. સ્ત્રીઓના હાથમાં આ પુસ્તક ખાસ શોભે એવું અને મૂકવા જેવું જ છે. પ્રત્યેક સ્ત્રીનાં હૃદયમાં આ પત્રો હમેશાનું સ્થાન મેળવશે અને પુરૂષોએ પણ એ જરૂર વાંચવા જેવા જ છે.

મૂલ્ય રૂપીઆ બે.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬ સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

## કેટલાક અભિપ્રાયો.

કમળાએ પોતાના પતિને લખેલા પત્રો નામનું મૂળ અંગ્રેજી ભાષામાં પ્રગટ થયેલું પુસ્તક જનસમાજમાં એટલું બધું લોકપ્રિય થઇ પડયું છે કે તેની અત્યાર અગાઉ અનેક આવૃત્તિ નીકળી ચુકી છે. આ પત્રોમાં હિન્દુ સમાજની જે સ્થિતિ રજુ કરવામાં આવી છે તે સામાન્ય રીતે દેશના સર્વ ભાગના હિન્દુઓને લાગુ પડે તેવી છે અને તેનું ભાષાન્તર અંગ્રેજી નહી જાણતા વર્ગ માટે ઉપયોગી થઇ પડવું જોઇએ, ગુજરાતી ભાષામાં આવા પુસ્તકનું ભાષાન્તર મિ. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિકે કર્યું છે...પત્રોમાં એવો રસ જમાવેલો છે કે વાંચનાર પોતે તે બીજા પાસે સમજી લેવાનો પ્રયત્ન કરે તેમ છે. સ્ત્રીવર્ગની સત્ય સ્થિતિ આ પત્રોમાં રજુ કરવા સાથે પાખંડી ધૂર્તોને ઉઘાડા પાડવામાં, આવ્યા છે. આ પત્રો સ્ત્રીવર્ગને અવશ્ય વાંચવા લાયક છે.

—પ્રજામિત્ર, તા. ૪ ફેબ્રુઆરી ૧૯૨૦

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ. નં. ૪.

" કેટલાંક વર્ષોઉપર મદ્રાસમાંથી મૂળ ઇંગ્રેજી પુસ્તક પ્રસિદ્ધ થએલું ત્યારે કેળવાયેલા વર્ગનું તેણે ખૂબ ધ્યાન ખેંચ્યું હતું અને તેપર ભારે ઉહાપોહ ચાલ્યો હતો. અત્યારે પણ તેમાં જણાવેલા સમાજ સુધારણાના વિચાર, અભિપ્રાય અને સિદ્ધાન્તો ખાસ વિચાર કરવા જેવા છે... તે અનુવાદ ઉત્તમ રીતે અને સરળ થએલો છે અને તેનો બહોળો પ્રચાર થાય એમ ઇચ્છીએ છીએ. "

—બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી ૧૯૨૦.

" ...તરજુમાની ભાષા ઉપર સંસ્કૃતમયતાની છાપ કાંઇ એટલા જોરમાં પડેલી જણાતી નથી. ભાષાન્તરકર્તાએ પ્રચલિત રૂઢિપ્રયોગો અને દેશીશબ્દોને મૂળનો અર્થ દર્શાવવા પોતાના કામમાં લીધા છે તેથી ઉલટી ભાષાન્તરની સુન્દરતા વધી છે એવું અમારૂં માનવું છે."

—સાહિત્ય, ફેબ્રુઆરી ૧૯૨૦.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"...હિન્દુ સમાજની ઉન્નતિ કરવા વખતે વિચારવા પડે તેવા અતિ મહત્વના પ્રશ્નોનું જે ખુબીથી અને જે દાખલા દલિલોથી નિરૂપણ કર્યું છે તે ભાગ્યે જ આપણને અન્ય સ્થળે માલુમ પડશે. એક કેળવાયલી સ્ત્રી અને તેમાં યે કદી ન સમજી શકાય તેવી એક હિન્દુ રમણીની હૃદયોર્મિઓને આબેહુબ શબ્દોમાં ઉતારવી એ કાંઇ સહેલું કામ નથી છતાં...લેખકે તે પાર પાડ્યું છે.........અમે જાણીને ખુશ થઇએ છીએ કે......એ સર્વે પત્રોનો ગુજરાતી અનુવાદ એક સુશોભિત પુસ્તક આકારે છપાવી પ્રગટ કરી ગુજરાતી સાહિત્યમાં એક ઉત્તમ પુસ્તકની વૃદ્ધિ કરી છે.... પ્રસ્તુત પુસ્તક હિન્દુ રમણીઓ હોંશે અને ઉલ્લાસે વાંચી તથા સમજીને તેમાંથી કાંઇક શિક્ષણ ગ્રહણ કરી શકે તેવું હોવાથી આધુનિક સમયની એક મોટી ખોટ કાંઇક અંશે પુરાઇ ગઇ હોય તેમ અમને લાગે છે......તેમનો પ્રયાસ એકંદરે સફળ થયો છે અને તેથી અભિનંદન આપવા યોગ્ય છે."

—હિન્દુસ્થાન, તા. ૧૫ મી ફેબ્રુઆરી ૧૯૨૦.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ શાહુ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

# શ્રીયુત ગોવર્ધનરામ

તેમના જીવનની ટુંકી કથા અને તુલના.

લેખક,

પ્રો૦ કાન્તિલાલ છગનલાલ પંડ્યા,

એમ. એ.

પાકું પુઠું, મૂલ્ય રૂપીઓ એક.

કાચું પુઠું, મૂલ્ય આના બાર.

મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.

---

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં ૨–૩૯ સેન્ડહર્સ્ટ રોડ. ગિરગામ. મુંબાઈ નં. ૪.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ. ગિરગામ, મુંબાઇ નં. ૪.

---


મણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.